# નર્મકથાકોષ.

(રામાયણ-ભારત-ભાગવતમાના
કથાપ્રસંગ.)



સંખ્યાત શબ્દાવલી તથા પર્વોત્સવ
તિથ્યાવલી સહિત.



કવિ નર્મદાશંકર લાલશંકર કૃત.

તે

જયશંકર નર્મદાશંકર લાલશંકરે
છપાવી પ્રસિદ્ધ કર્યો.

(ત્રીજી આવૃત્તિ)

મુંબઈ-"ગુજરાતી" પ્રેસ.

સંવત ૧૯૬૦. સને ૧૯૦૪.

કિંમત રૂ ૨.

રાવ બહાદુર ગોપાળજી સુરભાઇ દેશાઇ.

આપ વિદ્યાવૃદ્ધિને ચાહનારા, કેળવણીના સ્થંભરૂપ,

અને કથાગ્રંથના શોખીન છો; મારા સ્વર્ગવાસી

તીર્થરૂપના મિત્ર છો, ને મારા તરફ મા-

યાળુ લાગણી ધરાવો છો,—તે

સર્વનું સ્મરણ રહેવા, આ

ગ્રંથ હું આપનેજ

પ્રેમપૂર્વક ઉત્સર્ગ

કરૂંછું.

સેવક,

જયશંકર નર્મદાશંકર કવિ.

# સૂચના.

જોકે આપણા લોક રામાયણ, મહાભારત ને ભાગવતના થોડાઘણા પ્રસંગથી જાણીતા છે તો પણ અક્કેક પાત્રજનના અથેતિસંબંધવાળાં ચરિત્રથી અજાણ છે. તેમ પુરાણો સાંભળવાનો પ્રચાર ઓછો થયોછે ને નવી પ્રજાને તો તે માંહેના પ્રસંગો જાણીલેવાસારૂ રુચિ ને સાધન નથી. વળી વિશેષે નિશાળોમાં વપરાતાં કવિતાનાં પુસ્તકોમાં ને બિજાંઓમાં પણ કેટલાક કથાપ્રસંગ તથા તેમાંનાં નામઠામ સંક્ષેપમાં મુકેલાં જોવામાં આવેછે ત્યારે વાંચનારને સમજ પડતી નથી-બીજા ધર્મના લોકને તો શેનીજ પડે? કથાપ્રસંગો અને મહાપુરુષોનાં ચરિત્ર જેવી રીતે સમજવાં જોઇયે તેવી રીતે સમજવાથી અનેક સદ્ગુણશિક્ષા તથા વિધવિધ રસાનંદ પ્રાપ્ત થાય છે અને આપણા પૂર્વજોના તર્કજ્ઞાનશક્તિજ જે અમર યશ તે આપણા જાણ્યામાં આવે છે અને દેશ, દેશી રાજ્ય, દેશી ધર્મ, દેશી રીતભાત ઇ૦ વિષે આપણને શુભાભિમાન ઉત્પન્ન થાયછે. ઇ૦.—એ સઘળાં કારણોથી આ જાતિનાં પુસ્તકની આવશ્યકતા જોઇ મેં આ રચ્યું છે.

'**મૂળ સંસ્કૃત ઊપરથી**' નહીં પણ ઘણાં એક ગુજરાતી મરાઠી હિંદી પુસ્તકો ઉપરથી અને 'મૂરની દેવસભા તથા 'વાર્ડના હિંદુ' એ અંગ્રેજી પુસ્તકોઉપરથી મેં ગયે વર્ષે ગ્રંથ તૈયાર કર્યો હતો પણ તે, પછી સંસ્કૃત ભાગવત-રામાયણ વાંચનાર પુરાણીની અને સંસ્કૃત મહાભારત વાંચવાના અભ્યાસવાળા એક મારા વૃદ્ધ મિત્રની સૂચના

ઉપરથી ઘટતો ફેરફાર કરી તથા નવું વધારી આ રૂપમાં આણ્યોછે.

મૂળ સંસ્કૃત ઉપરથી આવો ગ્રંથ રચાય ત્યારે તો પછી શું ન્યૂન રેહે પણ એ કામને મોટાં સાધન અવશ્યછે!

આ ગ્રંથ જેવો જોઇએ તેવો તો નથીજ.—ગ્રંથને અંગે જે જે દોષ કહેવાય તેમાંના થોડા ઘણા આ ગ્રંથને અંગે છેજ તોપણ એ, બિજા ગ્રંથકારોને એ જાતનો સમર્થ ગ્રંથ કરવામાં આધારભૂત થશેજ.

ન૦ લા૦



# નર્મકથાકોષ.



**અંશુમાન**, સગર રાજાનો પૌત્ર—દિકરાનો દિકરો, દિલીપ રાજાના પિતા. (સગરની કથા જોવી.)

**અક્રૂર**, સુફલ્ક નામના યાદવના પુત્ર. એની માનું નામ ગાંદિની. એ કૃષ્ણની માના કાકા કેહેવાય છે. એને કંસે કૃષ્ણને મથુરા તેડી આણવાને ગોકુળ મોકલ્યા હતા. કૃષ્ણ જવા નિકળ્યા તે વેળા ગોપીઓએ અક્રૂરને કહ્યું હતું કે તમે અક્રુર નથી પણ ક્રુર છો કેમકે હમારા જીવન—કૃષ્ણનો તમે વિજોગ કરાવો છો. એની સાંસણીથી સતધન્વા, સત્રાજિતને મારી નાખી તેનો સ્યમન્તક મણિ લઇ આવ્યો હતો. એ વાતની જ્યારે લોકમાં ચરચા ચાલી તારે અક્રુર પ્રયાગને કાશી જઇ રહ્યા હતા. અહીં એઓએ ઘણાં દાન ધર્મ કર્યાં ને મણિકર્ણિકાનો ઘાટ બંધાવ્યો. પછી જ્યારે કૃષ્ણના કહ્યાથી યાદવો તેને તેડવા ગયા ત્યારે તે પાછા દ્વારકા આવ્યા હતા. એ કૃષ્ણના મોટા ભક્ત હતા.

**અક્ષ**, રાવણનો એક પુત્ર. એને હનુમાને અશોકવાડી તોડતી વેળા મુક્યિે મુક્યિે મારી નાખ્યો હતો.

**અક્ષૌહિણી**, પૂર્ણ સૈન્ય જેમાં ૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડેસ્વાર, ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, એટલાંની ગણના થાય છે.

**અખયા**, અક્ષ

**અગસ્ત્ય**, એ નામના ઋષિ. વરૂણને ઉર્વશીના પુત્ર. એ કુંભજ પણ કહેવાય છે.—જે ઉપરથી બૈરાંઓ ગર-

આમાં ગાય છે કે 'જુઓ અગસ્તની માતા ગાગર, જેણે એક અંજળી કીધો સાગર.' ઉત્પત્તિ આમ છે કે સૂર્યે ઉર્વશીને પોતાને ત્યાં આવવાનું કહ્યું હતું ને તેજ રાતને માટે વરૂણે પણ કેહેવાડયું હતું. એમાંથી કોઇને માઠું ન લાગે માટે તે કોઇને ત્યાં ગઇ નહીં. સૂર્ય ને વરૂણ બન્ને જણ પોત પોતાને ત્યાં ઉર્વશીને માટે કામાતુર હોવાથી ખલિત થયા ને તેઓએ પોત પોતાનાં વીર્ય ઘડામાં મુકયાં. એ રીતે સૂર્યને ત્યાંના ઘડામાં જે ઉત્પન્ન થયા તે વશિષ્ટ અને વરૂણને ત્યાં ઉત્પન્ન થયા તે અગસ્ત્ય. એ ઠિંગણા હતા. એ ધનુષ બાણ સાથેજ નિત ફરતા. એની સ્ત્રીનું નામ લોપામુદ્રા હતું. અગસ્ત્યની આજ્ઞાથી વિન્ધ્યાચળ પર્વત નમન કરતો આડો પડયો છે. એને ઋષિયે કહ્યું હતું કે હું આવું ત્યાંસુધી પડી રેહેજે, ને પછી તે આવ્યા જ નથી. એ ઉપરથી 'અગસ્તના વાયદા' કેહેવાય છે. (વિન્ધ્યાચલની કથા જોવી.) એ તારા રૂપે રહેલા છે. આતાપી, વાતાપી ને ઇલ્વલ એ ત્રણ રાક્ષસો વટેમાર્ગુઓને મારીને તેનું સર્વસ્વ લુટી લેતા; આવી રીતે કે એક જણ ફળ રૂપે થતો, એક જળરૂપે થતો, ને એક જણ બ્હાર બેસતો. એ, વટેમાર્ગુને ફળ જળ આપતો ને તે, તેના પેટમાં ગયેથી રાક્ષસ રૂપ થઇ પેટ ચીરી નાખતા. એક સમયે અગસ્ત્ય ત્યાં જઇ પોંહોંતા ને ફળ જળ લીધાં, પણ પછી પેટમાં ગરબડ થતાં તેણે જ્ઞાનથી કૃત્રિમ છે એમ જાણી પેટે હાથ ફેરવ્યો એટલે તે ભસ્મ થઇ ગયા ને પછી બહારનાને મારવા દોડયા એટલે તે સમુદ્રમાં સંતાઇ બેઠો. એ વાત ઋષિયે જાણી એટલે તે તેનું આચમન કરી ગયા. દંતકથા કહે છે કે અગસ્ત્યે સમુદ્રને મૂત્રરૂપે કહાડયો તેથી તે ખારો છે.

**અગાસુર**, એ નામનો અજગર રૂપ દૈત્ય જેને કૃષ્ણે માર્યો હતો.

**અગ્નિ**, વન્હીનો અધિષ્ઠાતા દેવ. એને બે મુખ (એકની પાછળ ઉલટું એક), ત્રણ પગ ને સાત હાથ છે, એનું વાહન મેંઢો છે ને એની ધજા પર પણ મેંઢો છે. એની માનું નામ વનસ્પતિ ને સ્ત્રીનું નામ સ્વાહા. એક સમે ઇંદ્રના કેહેવા થકી અગ્નિ બ્રાહ્મણને વેષે શિવને ત્યાં યાચવા ગયા હતા પણ શિવ અંબા સાથે વિહાર કરતા હતા તેથી શિવે ક્રોધમાં પોતાનું વીર્ય અગ્નિને આપ્યું. એ તે પી ગયા પણ પછી સહન ન થવાથી અગ્નિએ તે ગંગામાં પાછું કાહાડયું. એ વીર્યથી કાર્તિકેય થયા છે. (એની કથા જોવી). અગ્નિયે કેટલીએક ઋષિપત્નિપર કુદૃષ્ટિ કરી હતી પણ રખેને ઋષિયો શાપ દે માટે તેની સ્ત્રી સ્વાહા, તે તે ઋષિપત્નિયોનાં સ્વરૂપ ધારણ કરીને અગ્નિને સંતોષ પમાડતી. એક સમે જમના તટ ઉપર અગ્નિયે બ્રાહ્મણને વેષે આવી અર્જુન કૃષ્ણની યાચના કરી કે મને ખાંડવ વનની વનસ્પતિ ભક્ષ કરાવો કે મારો રોગ જાય-સ્વેતકેતુ રાજાએ ૨૪ વર્ષ અહોરાત્ર અખંડ યજ્ઞ કર્યા છે તેથી મને અજીરણ થયું છે. તે વન ઇંદ્રનું છે ને ત્યાં તેનો મિત્ર તક્ષક સપરિવાર રેહે છે તેથી મારાથી ત્યાં જવાતું નથી. એ ઉપરથી અર્જુને ઇંદ્રની સાથે યુદ્ધ કર્યું હતું ને અગ્નિને ખાંડવ વન ભક્ષ કરવાને સોંપી દીધું હતું. એથી અગ્નિયે પ્રસન્ન થઇને અર્જુનને ગાંડિવ ધનુષ્ય, અક્ષય ભાથા, ને વિજય રથ એ આપ્યાં હતાં. અગ્નિ, નીલધ્વજ રાજાના જમાઇ કેહેવાય છે. દક્ષિણ ને પૂર્વ એ બેની વચમાંનો પ્રદેશ અગ્નિને સ્વાધીન છે. એ, રાવણને ત્યાં

રસોઇ કરવાપર હતા. એ સાક્ષાત ઇશ્વર રૂપે—શિવ રૂપે છે. એનું મહાત્મ્ય વેદમાં અને અગ્નિ પુરાણમાં સારી પેઠે વર્ણેલું છે.

**અગ્નિવેશ,** અગસ્ત્યમુનીના શિષ્ય. એની પાસે દ્રોણાચાર્ય તથા દ્રુપદ રાજા ધનુર્વેદ ભણ્યા હતા.

**અગ્ન્યાસ્ત્ર,** જેમાંથી અગ્નિ પ્રગટે–વર્ષે તેવું અસ્ત્રમંત્રબાણ.

**અંગદ,** વાલી વાનરનો પુત્ર–બૃહસ્પતીનો અવતાર. એ રામને સહાય કરનારા મુખ્ય વાનરોમાંનો એક હતો. એ સીતાની શોધ આણવામાં હનુમાનની સાથે હતો. એની સાથે રામે રાવણને સંદેશો કેહેવાડયો હતો કે યુદ્ધનો પ્રસંગ ન આણતાં સીતાને મોકલી દેવી. એ પ્રસંગે એ-ણે રાવણની આગળ ભારે શિષ્ટાઇ કરી હતી પણ એમ છતાં રાવણે ન માન્યું ત્યારે તે રાવણની રાજ સભાને ઊંચકીને રામ પાસે લઇ આવ્યો હતો. એણે યુદ્ધમાં પણ પરાક્રમ કર્યું હતું. એણે રાવણના વજ્રદષ્ટિ ને ધૂમ્રાક્ષ એ પ્રધાનોને મારી નાખ્યા હતા. વાલીયે જ્યારે રાવણને અંગદને પારણે બાંધ્યો હતો તારે એ તેની દાઢી પકડી ખેંચતો ને પોતાના મળમૂત્રથી તેને બહુ કંટાળો આપતો.

**અંગદેશ,** કર્ણનું રાજ્ય (બંગાળા—ભાગળપોર સુદ્ધાં).

**અંગિરા,** સપ્ત ઋષિમાંના એક—બૃહસ્પતિના પિતા. એ કુબડા ને કુરૂપ હતા–દશ પ્રજાપતિ.

**અચલ,** શકુનીનો ભાઇ. એ યુદ્ધમાં અર્જુનનાં બાણથી મુઓ હતો.

**અજ,** દશરથ રાજાના પિતા. ૨. બ્રહ્મા. ૩. વિષ્ણુ. ૪. શિવ. ૫. કામ.

**અજામેલ,** દ્વાપર યુગમાં કનોજનો એક બ્રાહ્મણ હતો. એક સમયે એ પોતાના બાપની આજ્ઞાથી જંગલમાં

લાકડાં ફુલ વગેરે લેવા ગયો હતો ત્યાં એક વેશ્યા જે એક ભીલ સાથે મદિરાના મદમાં ક્રીડા કરતી તે અજામેલને જોઇ એને વળગી પડી. અજામેલે તેને પોતાને ઘેર આણી રાખી; ને પછી તે પોતાનો ધર્મ તજી માંસ મદિરા ખાય પિયે, ચોરી કરે, જુવે રમે ઇત્યાદિ દુષ્ટ આચારણ કરે. એને દશ દિકરા હતા તેમાં સહુથી નાહાનાનું નામ નારાયણ હતું ને એ તેને બહુ વહાલો હતો. જ્યારે અજામેલ મરવા પડયો તારે તેને જમના દૂત લેવા આવ્યા પણ તેઓનું વિકરાલ સ્વરૂપ જોઇને તે બીધો ને તેથી તેનાથી પોતાના વાહાલા દિકરાનું નામ નારાયણ લેવાઇ ગયું એટલે વિષ્ણુના દૂત આવીને ઉભા ને પછી એઓ, જમના દૂતને પાછા કાહાડી અજામેલને વિષ્ણુની પાસે લઇ ગયા ને એણે તેને મુક્તિ આપી.

**અંજનપર્વ,** ઘટોત્કચ—ગટોરગચ્છનો પુત્ર. એણે કૌરવદળના જોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું હતું. એને કર્ણે માર્યો હતો.

**અંજની,** કેસરી વાનરની સ્ત્રી, એણે બળવાન પુત્રની પ્રાપ્તિસારૂ સાત હજાર વર્ષલગી ઋષિમુખ પર્વતપર મુનીવ્રત લઇ શિવની તપસ્ચર્યા કરી. એક દિવસ શિવે પ્રસન્ન થઇ કહ્યું કે આજ તું સૂરજના સામું ધ્યાન કરતી જોયાં કરજે ને ખોબો ધરી રાખજે ને આકાશમાંથી જે કંઇ તારા હાથમાં પડે તે તરત ખાઇ જજે. એવું બન્યું કે તેજ દિવસે દશરથની સ્ત્રી કૈકેયીના હાથમાંથી યજ્ઞપ્રસાદીનો ગ્રાસ એક સમડી ઝડપી ઉડી ગઈ પણ વાયુ એટલો છુટયો કે તેની ચાંચમાંથી ગ્રાસ છુટી ગયો ને અંજનીના ખોબામાં પડયો એ તે ખાઇ ગઇ. પછી તેને ગર્ભ રહ્યો ને હનુમાન અવતર્યા. કોઇ કેહેછે કે અંજની

તે ગૌતમની પુત્રી. એણે ઇંદ્રનું કપટરૂપ ન ઓળખતાં તેને ઘરમાં જવા દીધેલો તેથી ગૌતમે તેને શાપ દીધો હતો કે તું સદા કુમારીજ રહીશ પણ પછવાડેથી તે ભણ્યા હતા કે તારી કુમારી અવસ્થાને લાંછન ન લાગતાં તને એક પ્રતાપી પુત્ર અવતરશે. અંજની તો ઘોર વનમાં તપ કરવા ચાલી ગઇ. પછી એવું બન્યું કે ભસ્માસુરને માટે વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધરેલું ને અસુર પોતાનેજ હાથે બળી મુએલો તેવામાં શિવ કેઇ ત્યાં અકસ્માત આવી પોંતા ને સ્ત્રી જોઇ મોહિત થઇ રહ્યા. પણ પછી વિષ્ણુનાં પ્રકટ થવાથી તે લજ્જિત થયા હતા. એટલામાં નારદ આવ્યા ને એ શિવનું ખલિત થયલું વીર્ય લઇને જ્યાં અંજની તપ કરતી હતી ત્યાં આવ્યા ને બોલ્યા કે ઉપદેશ વના તપ ફળશે નહીં. અંજની બોલી કે ઉપદેશ કરો. પછી નારદે વાયુને સંભાર્યો ને એણે મહાદેવનું વિર્ય કાનની વાટે અંજનીના ઉદરમાં મુકયું જેથી હનુમાન અવતર્યા.

**અણિરૂધ**, અનિરૂદ્ધ.

**અત્રિ**, સપ્તઋષિમાંના એક. ચંદ્ર, દત્તાત્રેય ને દુર્વાસા એઓના પિતા. દશ પ્રજાપતિમાંના એક.

**અથર્વ**, ચાર વેદમાંનો એક. એમાં વિશેષે મંત્રપ્રયોગ વિધાન છે.

**અદિતિ**, કશ્યપની એક સ્ત્રી, જેથી દેવતાઓ ઉત્પન્ન થયા.

**અનંગ**, કામ.

**અનન્ત**, શેષ નાગ. ૨ શેષશાઇ વિષ્ણુ,—નારાયણ.

**અનન્તવિજય**, ધર્મ રાજાનો શંખ.

**અનલ**, અગ્નિ. ૨. આઠ વસુમાંનો એક.

**અનસૂયા**, અત્રિ ઋષિની સ્ત્રી. સીતા જ્યારે રામની સાથે વનવાસમાં અત્રિને આશ્રમે આવ્યાં તારે અનુસૂયાયે

પોતાના કપાળના કંકુનો તેને ચાંલ્લો કર્યો ને ન કરમાય તેવો એક હાર પેહેરાવ્યો ને એક વસ્ત્ર આપ્યું; વળી કહ્યું કે એ ત્રણ વસ્તુ તમારી પાસે હશે ત્યાં લગી તમને કોઇ રાક્ષસનો ભય નહીં રહે; તે તમને સ્પર્શ કરતામાંજ ભસ્મ થઇ જશે.

**અનિયા,** એ નામનો ગોવાળ—રાધાનો વર.

**અનિરૂદ્ધ,** પ્રદ્યુમ્ન ને રતિનો પુત્ર એ બાણાસુરની કન્યા ઉષા (ઓખા) સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યો હતો. એ વાતની બાણને જાણ પડ્યાથી એણે કોપાયમાન થઇને સેન મોકલી ઓખાનું મંદિર ઘેરી લીધું. અહીં અનિરૂદ્ધ જે ઓખા સાથે વિલાસ કરતો હતો તેણે બારીએથી કુદી પડીને બાણનાં દળના ચુરે ચુરા કરી નાંખ્યા. પછી પ્રદ્યુમ્નને બાણાસુર વચ્ચે મોટું જુદ્ધ થયું ને પછી કૃષ્ણ ને શિવ વચ્ચે જુદ્ધ થયું જેમાં બાણાસુરના હજાર હાથમાંથી ચાર રાખી બાકીના કૃષ્ણે કાપી નાખ્યા.

**અનિલ,** વાયુ.,૨ આઠ વસુમાંનો એક.

**અનુરાધા,** દક્ષની એક પુત્રી—સત્તાવીશ જે ચંદ્રને આપી તેમાંની એક. (ચાર તારાનો ઝુમખો બળદને આકારે).

**અનુવિન્દ,** એ ને એનો ભાઇ વિન્દ એ અવંતી દેશના રાજા કૌરવ પક્ષમાં પાંડવ સામે યુદ્ધ કરવામાં હતા. એઓનો અર્જુને શિરચ્છેદ કર્યો હતો.

**અન્ધકૂપ,** એકવીસ મોટા નર્કમાંનું એક.

**અન્ધતામિસ્ત્ર,** એકવીસ મોટા નર્કમાંનું એક.

**અન્નપૂર્ણા,** પાર્વતીનું એક રૂપ, અન્નાચ્છાદનથી ભરપૂર રાખનારી દેવી.

**અપ્સરા,** સ્વર્ગમાં ગાયન નૃત્ય કરનારી સ્ત્રીયો, એ રૂપ, મોહિની ને ચાતુર્ય એથી સંપન્ન છે. એની સંખ્યા સાઠ

કરોડ છે, પણ તેમાં રંભા, ઉર્વશી, તિલોત્તમા, મેનકા એ મુખ્ય છે. ઋષિયોનાં તપ ભંગ કરાવવા ઇંદ્ર અપ્સરા મોકલતો, અપ્સરા સમુદ્ર મંથન કરતાં દાસી સહવર્તમાન નિકળી હતી.

**અભિમન્યુ**, અર્જુન ને સુભદ્રાનો પુત્ર. ચંદ્રનો અવતાર. એણે બાળપણમાં ગર્ગાચાર્યને ત્યાં અભ્યાસ કર્યો, સોળ વરસની વયે મત્સ્યદેશના વિરાટ રાજાની કુંવરી **ઉત્તરા** સાથે પરણ્યો, (ઉત્તરાની કથા જોવી). થોડાક કાળ પછી પાંડવ કૌરવનું મોટું યુદ્ધ ચાલ્યું તેમાં તેણે નાની વય છતાં મોટું પરાક્રમ દેખાડયું. પ્રથમના બાર દિવસમાં તેણે શલ્યાદિ મોટ મોટા જોદ્ધાઓ સાથે જુદ્ધ કર્યું હતું ને એક વેળા ભીષ્મનો રથધ્વજ પણ છેદ્યો હતો. તેરમે દિવસે દ્રોણનો રચેલો ચક્રવ્યૂહ જે કોઇથીજ ભેદાય નહીં તે તેણે ભેદ્યો.

દશ હજાર વીરને અશ્વ સહિત સંહાર્યા. દુર્યોધનના પુત્ર લક્ષ્મણને ને તેના આઠ ભાઇયોને ને બીજા સો રાજપુત્રોને ઠાર કર્યા. દશ બાણે દુર્યોધનને ને પાંચ બાણે દ્રોણને વિંધી જયદ્રથને એક બાણે નસાડયો. અભિમન્યુ પોતાના દળમાંથી એકલો છુટો પડીને કૌરવમાં ધસેલો ને પાંડવો તેની વ્હારે ન જઇ શકે તેટલા સારૂ જયદ્રથે પોતાનું સૈન્ય વચમાં આડું રાખેલું. એ સ્થિતિમાં જ્યારે કૌરવો તે એકલા અભિમન્યુ ઉપર તુટી પડયા ને દ્રોણે એના સારથી ઘોડાને હણ્યા ત્યારે એ ખડ્ગ લઇ દોડયો. એ છેદાયાં એટલે તે ગદા લઇને ઉઠ્યો ને ઘણાક વીરને માર્યા. જ્યારે દુઃશાસને ગદા છેદી ત્યારે તે રથચક્ર લઇ ધુમ્યો. અશ્વત્થામાએ જ્યારે ચક્ર છેદયું ત્યારે તે બીજી ગદા લઇ દુઃશાસનના પુત્ર ઉપર પડયો. પણ પછી બા-

ણની વૃષ્ટિથી ને ગદાના ઘાથી તે મુર્છિત થઇ પડયો ને દુઃશાસનના પુત્રે ગદા મારી તેનું માથું ચીરી નાખ્યું. જ્યારે અર્જુન તેની પાસે આવ્યો તારે અદસસ્તા અભિમન્યુએ કહ્યું કે હું પડયો તેનું દુઃખ નથી પણ હું પડયા પછી પણ જયદ્રથે મને લાત મારી છે ને મારૂં કંઇ ચાલતું નથી. અર્જુને કહ્યું, કે હું કાલે જયદ્રથને મારીશ. પછી અભિમન્યુએ કૃષ્ણની સામું જોઇ પ્રાણ મુકયો.

**અમર,** દેવ, દેવતા, સુર.

**અમરાવતી,** ઇંદ્રપુરી.

**અમૃત,** એ અમર કરનારો મિષ્ટ રસ (ચૌદ રત્નમાંનું એક) સમુદ્ર મથન કરતાં નિકળ્યો હતો. એ વેળા સુર ને અસુર વચ્ચે મોટો ઝઘડો થયો હતો પણ પછી વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધારણ કરી અમૃત ચોરી રાખી પછવાડેથી દેવતાઓને આપ્યું હતું, એ રસ છાં-ટયાથી મૃતક સજીવન થાય છે.

**અમ્બરીષ,** સૂર્યવંશી રાજા—સર્યાતિનાં સંતાનમાંના એક. એ વિષ્ણુના ભક્ત હતા. એક સમયે દુર્વાસા ઋષિ એનું પણ મુકાવવાને ઘણાક ઋષિયો સહિત દ્વાદશીને દિવસે એને ત્યાં આવ્યા. રાજાએ સર્વને ભોજનનું ક-હ્યું ને દુર્વાસાદિ સ્નાન કરવા ગયા. એ દિવસે બે ઘડી દ્વાદશી હતી તે પુરી થવા આવી પણ ઋષિયો આ-વ્યા નહી ને પારણાં ન થાય તો વ્રત ભંગ થાય માટે રાજાએ બ્રાહ્મણોના વિચારથીં વિષ્ણુનું ચરણામૃત પ્રા-શન કરી પારણાં કર્યાં. પછી તેરસ થઇ એટલે ઋષિ-યો સ્નાન કરીને આવ્યા ને દુર્વાસાના પુછવાથી રાજા-એ કહ્યું કે ચરણામૃત પ્રાશન કરી પારણાં કર્યાં છે, એથી ઋષિયે ક્રોધાયમાન થઇ માથાંની એક

કરોડ છે, પણ તેમાં રંભા, ઉર્વશી, તિલોત્તમા, મેનકા એ મુખ્ય છે. ઋષિયોનાં તપ ભંગ કરાવવા ઇંદ્ર અપ્સરા મોકલતો, અપ્સરા સમુદ્ર મંથન કરતાં દાસી સહવર્તમાન નિકળી હતી.

**અભિમન્યુ**, અર્જુન ને સુભદ્રાનો પુત્ર. ચંદ્રનો અવતાર. એણે બાળપણમાં ગર્ગાચાર્યને ત્યાં અભ્યાસ કર્યો, સોળ વરસની વયે મચ્છદેશના વિરાટ રાજાની કુંવરી **ઉત્તરા** સાથે પરણ્યો, (ઉત્તરાની કથા જોવી). થોડાક કાળ પછી પાંડવ કૌરવનું મોટું યુદ્ધ ચાલ્યું તેમાં તેણે નાની વય છતાં મોટું પરાક્રમ દેખાડયું. પ્રથમના બાર દિવસમાં તેણે શલ્યાદિ મોટ મોટા જોદ્ધાઓ સાથે જુદ્ધ કર્યું હતું ને એક વેળા ભીષ્મનો રથધ્વજ પણ છેદ્યો હતો. તેરમે દિવસે દ્રોણનો રચેલો ચક્રવ્યૂહ જે કોઇથીજ ભેદાય નહીં તે તેણે ભેદ્યો.

દશ હજાર વીરને અશ્વ સહિત સંહાર્યા. દુર્યોધનના પુત્ર લક્ષ્મણને ને તેના આઠ ભાઇયોને ને બીજા સો રાજપુત્રોને ઠાર કર્યા. દશ બાણે દુર્યોધનને ને પાંચ બાણે દ્રોણને વિંધી જયદ્રથને એક બાણે નસાડયો. અભિમન્યુ પોતાના દળમાંથી એકલો છુટો પડીને કૌરવમાં ધસેલો ને પાંડવો તેની વ્હારે ન જઇ શકે તેટલા સારૂ જયદ્રથે પોતાનું સૈન્ય વચમાં આડું રાખેલું. એ સ્થિતિમાં જ્યારે કૌરવો તે એકલા અભિમન્યુ ઉપર તુટી પડયા ને દ્રોણે એના સારથી ઘોડાને હણ્યા ત્યારે એ ખડ્ગ લઇ દોડયો. એ છેદાયાં એટલે તે ગદા લઇને ઉઠ્યો ને ઘણાક વીરને માર્યા. જ્યારે દુઃશાસને ગદા છેદી ત્યારે તે રથચક્ર લઇ ધુમ્યો. અસ્વત્થામાએ જ્યારે ચક્ર છેદયું ત્યારે તે બીજી ગદા લઇ દુઃશાસનના પુત્ર ઉપર પડયો. પણ પછી બા-

ણુની વૃષ્ટિથી ને ગદાના ઘાથી તે મુર્છિત થઇ પડયો ને દુઃશાસનના પુત્રે ગદા મારી તેનું માથું ચીરી નાખ્યું. જ્યારે અર્જુન તેની પાસે આવ્યો તારે અદસસ્તા અભિમન્યુએ કહ્યું કે હું પડયો તેનું દુઃખ નથી પણ હું પડયા પછી પણ જયદ્રથે મને લાત મારી છે ને મારૂં કંઇ ચાલતું નથી. અર્જુને કહ્યું, કે હું કાલે જયદ્રથને મારીશ. પછી અભિમન્યુએ કૃષ્ણની સામું જોઇ પ્રાણ મુકયો.

**અમર,** દેવ, દેવતા, સુર.

**અમરાવતી,** ઇંદ્રપુરી.

**અમૃત,** એ અમર કરનારો મિષ્ટ રસ ( ચૌદ રત્નમાંનું એક ) સમુદ્ર મથન કરતાં નિકળ્યો હતો. એ વેળા સુર ને અસુર વચ્ચે મોટો ઝઘરો થયો હતો પણ પછી વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધારણ કરી અમૃત ચોરી રાખી પછવાડેથી દેવતાઓને આપ્યું હતું, એ રસ છાંટયાથી મૃતક સજીવન થાય છે.

**અમ્બરીષ,** સૂર્યવંશી રાજા—સર્યાતિનાં સંતાનમાંના એક. એ વિષ્ણુના ભક્ત હતા. એક સમયે દુર્વાસા ઋષિ એનું પણ મુકાવવાને ઘણાક ઋષિયો સહિત દ્વાદશીને દિવસે એને ત્યાં આવ્યા. રાજાએ સર્વેને ભોજનનું કહ્યું ને દુર્વાસાદિ સ્નાન કરવા ગયા. એ દિવસે બે ઘડી દ્વાદશી હતી તે પુરી થવા આવી પણ ઋષિયો આવ્યા નહી ને પારણાં ન થાય તો વ્રત ભંગ થાય માટે રાજાએ બ્રાહ્મણોના વિચારથીં વિષ્ણુનું ચરણામૃત પ્રાશન કરી પારણાં કર્યાં. પછી તેરસ થઇ એટલે ઋષિયો સ્નાન કરીને આવ્યા ને દુર્વાસાના પુછવાથી, રાજાએ કહ્યું કે ચરણામૃત પ્રાશન કરી પારણાં કર્યાં છે, એથી ઋષિયે ક્રોધાયમાન થઇ માથાંની એક લટ કા-

પૃથ્વિ ઉપર નાખી એટલે એક કૃત્યા પેદા થઇ ને એ રાજાને બાળવા આવી એટલે વિષ્ણુએ રાજાની રક્ષાને સારૂ સુદર્શન મોકલ્યું. એણે કૃત્યાને બાળી ને પછી દુર્વાસાની પાછળ તે દોડયું એટલે ઋષિ નાઠા. એ, બ્રહ્મા શિવ પાસે ગયા પણ કોઇયે ગણકાર્યા નહીં. વિષ્ણુપાસે ગયા ને સર્વ વાત કહી ક્ષમા માગી. ત્યારે વિષ્ણુએ કહ્યું કે મારા ભક્ત આગળ મારૂં ચલણ નથી માટે તમે અંબરીષ પાસે જાઓ. પછી ઋષિ પાછા રાજા પાસે ગયા ને પોતે કરેલા અપરાધની ક્ષમા માગી. અહીં રાજાએ સુદર્શનને પાછા જવાની વિનંતિ કરી ને ઋષિ મુક્ત થયા. એ રાજાના પુત્ર શંભુએ લેખ્યપત્રનો ચાલ પ્રથમ કહાડયો છે.

**અમ્બા,** આદિ શક્તિ; જગતની મા; પાર્વતી. ૨ ચોસેટ જોગણીમાંની એક. ૩ કાશીના રાજાની ત્રણ પુત્રીમાંની વડી. એ ને બીજી બે અંબાલિકા ને અંબિકા એ ત્રણને માટે રાજાએ સ્વયંવર રચ્યો હતો પણ ભીષ્મ ત્યાં મળેલા રાજા સાથે યુદ્ધ કરી તે ત્રણેને પોતાના ભાઇને માટે હસ્તિનાપુર લઇ આવ્યા. અમ્બાએ કહ્યું કે મેં મારા મનથી શાલ્વને વરમાળ પેહેરાવી છે. એ ઉપરથી ભીષ્મે તેને રથમાં બેસાડી ત્યાં મોકલી પણ શાલ્વે તેનો અનાદર કર્યો ત્યારે તે પાછી ભીષ્મ પાસે આવી ને બોલી કે તું મને પરણ. ભીષ્મને તો પરણવુંજ નોતું તેથી તેણે ના કહી. એ ઉપરથી તેણે બદ્રિકાશ્રમમાં જઇ તપ કરી પરશુરામને પ્રસંન કર્યા. એ, અંબાને લઇ હસ્તિનાપુર આવ્યા ને ભીષ્મને કહ્યું કે એની સાથે લગ્ન કર. ભીષ્મે પોતાનું વ્રત જણાવ્યું. પછી પરશુરામે યુદ્ધ માંગ્યું તે પણ ભીષ્મે આપ્યું ને પરશુરામ

અંબાનું કાર્ય કરી શક્યા નહીં. અંબાએ ભીષ્મનો પ્રાણ લેવાને ઘોર વનમાં ઘોર તપ કરી પોતાનો દેહ પાડયો. એણે પછી દ્રુપદ રાજાને ત્યાં શિખંડીનો અવતાર લીધો હતો. (શિખંડીની કથા જોવી.)

**અમ્બાલિકા,** કાશીરાજાની એક પુત્રી. એ વિચિત્રવીર્ય સાથે પરણી હતી. એને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી વ્યાસથી પુત્ર ઉત્પન્ન થયો હતો પણ સુરત સમયે તેનાથી વ્યાસનું તેજ સહન ન થયેથી કંપથી તે ધોળી ફગ થઇ ગઇ હતી માટે તેને તેવો કર્પૂરવર્ણ પુત્ર થયો જે પાંડુને નામે પ્રસિદ્ધ છે.

**અમ્બિકા,** વિચિત્રવીર્યની સ્ત્રી-અંબાલિકાથી વડી. એને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી વ્યાસથી પુત્ર ઉત્પન્ન થયો પણ સુરત સમયે તેણે આંખ મીચી હતી તેથી તેને અંધ પુત્ર થયો જે ધૃતરાષ્ટ્રને નામે પ્રસિદ્ધ છે.

**અયુ:,** પુરુરવનો પુત્ર.

**અયોધ્યા,** સૂર્યવંશી રાજાઓનું રાજ્ય, રામનું રાજનગર.

**અરૂણ,** કશ્યપ ને વિનતાનો પુત્ર; ગરૂડનો મોટો ભાઇ. એને ઘુંટણ આગળથી બે પગ નથી બાકી સ્વરૂપે બહુ સુંદર છે. એ સુરજનો સારથી છે.

**અરૂન્ધતી,** વશિષ્ટની સ્ત્રી. એ સપ્તઋષિયોની સેવામાં નિત્ય રહે છે.

**અર્જુન,** પાંચ પાંડવમાંનો ત્રીજો-પાંડુની આજ્ઞાથી કુંતીયે ઇંદ્રને આરાધી ઉત્પન્ન કરેલો. એ ઉપરથી તે ઇંદ્રનો પણ કેહેવાય છે. એ ને કૃષ્ણ એ બે નરનારાયણના અવતાર છે. એણે દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યાનો ઉત્કૃષ્ટ અભ્યાસ કરીને ગુરૂનો પ્રેમ સંપાદન કર્યો ને દ્રોણે પ્રસંન થઇ તેને બ્રહ્મશિરા એ નામનું અસ્ત્ર જેથી બ્રહ્માંડનો લય

થાય તે આપ્યું. દ્રુપદની સામા યુદ્ધ ચાલ્યું તેમાં વિશેષે અર્જુનનાંજ પરાક્રમથી તે હાર્યો ને દ્રોણને શરણ થયો. પછી ઘણાક રાજાઓ અર્જુને જીત્યા ને હસ્તિાપુરને શોભાવ્યું. લાક્ષાગૃહમાંથી ક્ષેમ ઉગર્યા પછી પાંડવોએ વનવાસ કર્યો તેમાં અર્જુને એક ગંધર્વને અગ્નયાસ્ત્ર વિદ્યા શિખવી ને પોતે તેની પાસેથી ચક્ષુસી—ગંધર્વાસ્ત્ર વિદ્યા શિખ્યો. દ્રૌપદીના સ્વયંવરમાં એણેજ મચ્છ વિંધ્યો ને દ્રૌપદીએ તેને વરમાળ પેહેરાવી. એ ઉપરથી બિજા રાજાઓ ક્રોધે ભરાઇ સામા થયા પણ અર્જુને બાણથી ને ભીમે એક મોટાં વૃક્ષથી સહુને હઠાવ્યા. કાકાના કહેવાથી ધર્મે "ઇંદ્રપસ્થમાં જુદું રાજ સ્થાપેલું ત્યાં એક સમયે એક બ્રાહ્મણ અર્જુન પાસે રડતો રડતો આવી બોલવા લાગ્યો કે મારી સવત્સ ધેનુ ચોરાઈ છે. એ સાંભળી અર્જુન ચિત્રશાળામાં ધનુષ બાણ લેવા જાય છે તો ત્યાં ધર્મ તથા દ્રૌપદી એઓને એકાંત સુતેલાં જોયાં. તરતજ તેને પોતે પાંચ ભાઇયોએ કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ થયું ને તે પેલા બ્રાહ્મણને ગાય આણી આપીને ૧૨ વરસ વનવાસ કરવા નિકળ્યો. ધર્મે ઘણી ના કહી પણ તે બોલ્યો કે હું મારી પ્રતિજ્ઞા નહીં તોડું. એ પ્રથમ ગંગાદ્વાર ગયો. અહીં દર્શન કરી પાછો આવતાં ઉલૂપી નામની નાગકન્યાએ તેનો હાથ ઝાલ્યો ને કહ્યું કે તારૂં વ્રતસ્થ રૂપ જોઇ મારૂં મન વિંધાઇ ગયું છે માટે મને તૃપ્ત કર. ઘણો આગ્રહ જોઇ અર્જુને ત્યાં એક રાત રહીને ઉલૂપીને સંતોખી. એથી તેને ઇરાવાન પુત્ર થયો હતો. પછી બદ્રિકેદારનાં દર્શન કર્યાં ને હિરણ્યબંધુ તીર્થ કર્યું. પશ્ચિમમાં નૈમિષારણ્ય તપોવનનું વંદન કરી તેણે અગ-

વંગ આદિ દેશ જોયા. દક્ષિણમાં મહેન્દ્ર પર્વત જોયો. સમુદ્ર તીરે મણિપુર નગરમાં કોઈ ચિત્રવાન રાજા રાજ કરતો તેની કન્યા ચિત્રાંગી એણે અર્જુનને સમુદ્રમાં સ્નાન કરતો દીઠેલો ને મોહિત થયેલી તે ઉપરથી તેણે પોતાના પિતાને તેની સાથે પરણવાનું કહ્યું. પિતાએ લગ્ન કર્યાં ને અર્જુન ત્રણ વરસ ત્યાં રહ્યો. એ સ્ત્રીથી અર્જુનને પુત્ર થયો તે બભ્રુવાહન. એને ચિત્રવાને રાજ સોંપ્યું ને પછી અર્જુન ત્યાંથી આજ્ઞા લઇ ચાલ્યો. શિવકાંચી વિષ્ણુકાંચીનાં દર્શન કરીને તે કામ્યકવનમાં આવ્યો. એ શિવનું અનુષ્ઠાન સ્થળ હતું, ને ત્યાં અર્જુન ધ્યાનસ્થ થઇ બેઠો હતો એવામાં શિવ આવ્યા ને કોપાયમાન થયા. અર્જુને શિવ સાથે યુદ્ધ કર્યું તેમાં શિવે પ્રસંન થઇ તેને કવચ કુંડળ આપ્યાં. પછી તેણે રામેશ્વરનાં દર્શન કરી હનુમાનના મુખથી રામચરિત્ર સાંભળ્યું. અર્જુને હસીને કહ્યું કે રામનું એટલું સામર્થ્ય ત્યારે બાણેવતી કાં ન સેતુ બાંધ્યો ? હનુમાને કહ્યું કે બાણનો ભાગી જાય. અર્જુન બોલ્યો હું જો હત તો બાણનો બાંધત. હનુમાને કહ્યું કે બાંધ જોઉં. પછી અર્જુને એક યોજનનો બાણસેતુ બાંધ્યો ને કહ્યું કે એ જો ભાંગે તો હું અગ્નિકાષ્ટ ભક્ષ કરીશ. હનુમાને કહ્યું કે જો હું ન ભાંગુ તો તારી ધજાપર બેસી તારે આધીન રહું. હનુમાને કુદકો મારી સેતુ ભાંગ્યો ને અર્જુને લાકડાં એકઠાં કરી સળગાવી તેમાં પ્રવેશ કરવા માંડયો; પણ એટલામાં કૃષ્ણે બ્રાહ્મણને વેષે આવી તે સર્વ વાત સાંભળી. કૃષ્ણે હનુમાનને કહ્યું કે સાક્ષી કોણ છે માટે ફરીથી સેતુ રચાય ને

તું ભાંગે ત્યારે ખરી વાત. અર્જુને તે બાંધ્યો પણ તેની નીચે કૃષ્ણે સુદર્શન છાનું મુકેલું એટલે હનુમાનથી તે સેતુ તુટયો નહીં. ત્યારે બ્રાહ્મણે હનુમાનને કહ્યું કે એની ધજા પર બેસી એને સાહાય રેહેજે. પછી અર્જુન દ્વારકા આવ્યો. અહીં એણે કૃષ્ણની સાંસણી ને સહાયતાથી બળરામની ઇચ્છા ઉપરાંત સુભદ્રાનું હરણ કર્યું ને એની સાથે એક વર્ષ પુષ્કર તીર્થ કર્યું. બાર વર્ષ પુરાં થયાં એટલે તે ઇંદ્રપ્રસ્થ આવ્યો ને ભાઇયોને ભેટયો અને સુભદ્રાને દ્રૌપદીએ બેન કરી માની. થોડેક કાળે તેને સુભદ્રાથી અભિમન્યુ પુત્ર થયો ને ત્યાર પછી ત્રીજે કે ચોથે વર્ષે દ્રૌપદીથી શ્રુતકર્મા પુત્ર થયો. એઓને ને ભત્રીજાઓને તેણે વિદ્યાભ્યાસ કરાવ્યો. એક સમયે ગ્રીષ્મઋતુમાં અર્જુન, કૃષ્ણ, સુભદ્રા, દ્રૌપદી ને બીજાં, જમના તટનાં વનમાં તંબુમાં રહ્યાં હતાં ત્યાં અગ્નિએ બ્રાહ્મણને વેષે આવી ખાંડવ વન ભક્ષ કરવાનું માગ્યું (અગ્નિની કથા જોવી) ને કહ્યું કે ઇંદ્ર સાથે યુદ્ધ કરવું પડશે. અર્જુને કહ્યું કે મારી પાસે અસ્ત્ર ઘણાં છે પણ રથ ને ધનુષ નથી. અગ્નિએ જમનામાં ડુબકી મારી પાતાળમાં જઇ વરૂણ પાસેથી ગાંડીવ ચાપ, અક્ષય ભાથાં ને વિજય રથ એ લઇ આવી અર્જુનને આપ્યાં. રથપર બેસી અર્જુન ને કૃષ્ણ ખાંડવ વનમાં ગયા. અગ્નિએ વન ભક્ષ કરવા માંડયું એટલે ઇંદ્રિ, દૈત્ય રાક્ષસ ગંધર્વ યક્ષ આદિને મોકલ્યા, તે સહુનો અર્જુને સંહાર કર્યો. મયાસુર શરણ આવ્યો તેને અર્જુને અભય આપ્યું. પછી અગ્નિ તૃપ્ત થયો ને ઇંદ્રિ આવી કૃષ્ણનું સ્તવન કર્યું.

અર્જુન, કૃષ્ણ તથા ભીમ સાથે બ્રાહ્મણને વેષે જરાસંધ સાથે યુદ્ધ જાચવા ગયો હતો પણ એ રાજાએ

ભીમ સાથેજ યુદ્ધ કર્યું હતું. ધર્મ રાજાએ રાજસુયજ્ઞ કરવાનો વિચાર કર્યો ત્યારે પુષ્કળ ધન આણવાને ચાર ભાઇયો ચાર દિશાએ ગયા હતા. તેમાં અર્જુન ઉત્તરમાં ગયો હતો. સમુદ્ર નામના રાજાને પ્રાગજ્યોતિષપુરના ભગદત્તને, કુંતલપુરના જયદ્રથને, ઘણાક પર્વતવાસી રાજાને (હિમાચળની પેલી પ.સનાને પણ) જીતીને, ગંધર્વ દેશ જીતીને બહુ ધન તથા યજ્ઞ સામગ્રી આણ્યાં હતાં; તેમ પર્વતોમાંથી ઘણીક ધાતુ પણ આણી હતી.

દ્યૂતમાં સર્વ હાર્યા પછી પાંડવો તેર વરસના વનવાસમાં જ્યારે અદ્વૈતવનમાં હતા ત્યારે વ્યાસે આવી અર્જુનને કહ્યું કે તું તીર્થાટન કર, તને લાભ થશે. એ ઉપરથી તે નિકળ્યો. હિમંપર્વત ઓળંગીને ઇંદ્રકીલ પર્વત ઉપર તેને પેહેલે મહિને વૃક્ષપર્ણ ખાઇને ઘોર તપ કરવા માંડ્યું. બીજે મહિને જળપાન કરી રહ્યો. ત્રીજે મહિને ધૂમ્રપાન, ચોથે મહિને વાયુભક્ષણ. એ રીતે તેણે એક અંગુઠા ઉપર ઉભા રહી હાથ ઉંચા રાખીને તીવ્ર તપ કર્યું. શીવે ભૂક નામના દૈત્યને કહ્યું કે તું ભુંડને રૂપે જઇ તેનું તપ ભંગ કર. અર્જુને ગાંડીવ ધનુષ વડે ભુંડને મારી ઉડાવ્યો. શિવ કિરાતને રૂપે પ્રકટ થઇ બોલ્યા કે મારા વનના ભુંડને તેં કેમ માર્યો? ને પછી યુદ્ધ કરવા ઉભા. અર્જુને બહુ બાણ માર્યાં પણ જ્યારે ન ફાવ્યું ત્યારે તેણે ગાંડીવના દંડથી શિવને મારવા માંડ્યા. શિવ મ્હોડું પસારી તે ગળી ગયા. પછી મલ્લ યુદ્ધ થયું તેમાં અર્જુન મૂર્છિત થઇ પડ્યો. શિવે તેને સાવધ કરી સાક્ષાત દર્શન આપ્યાં. એટલે અર્જુને સ્વતન કર્યું. શિવે પ્રસન્ન થઇ પાશુપત બ્રહ્મશિરા એ અસ્ત્ર આપ્યાં ને વિજય થાઓ એવો

આશીર્વાદ દીધો. એ પ્રસંગે યમ વરૂણ કુબેરાદિએ અ-
ર્જુનને પોતપોતાના અસ્ત્ર શસ્ત્ર સહિત વરદાન આપ્યાં.
ઈંદ્રે કહ્યું કે હું રથ મોકલું છઊં તેમાં બેસી અમરાવતી
આવજે. ઈંદ્રે અર્જુનનો સત્કાર કરી પોતાને આસને
બેસાડયો. અહીં અર્જુન પાંચ વરસ રહ્યો તેમાં તેણે
સ્વર્ગની સર્વ રચના જોઇ, ને અસ્ત્ર શસ્ત્ર વિદ્યા, ગાયન
નૃત્ય વિદ્યા ને બીજી વિદ્યાઓ તે શિખ્યો. નિવાતકવચ,
કાળકેતુ ને હિરણ્યપુરવાસી એ ત્રણ અસુરો ઈંદ્રથી જી-
તાતા નહીં તેને અર્જુન ઈંદ્રના રથપર બેસી જીતી આ
વ્યો ને ઈંદ્ર પ્રસન્ન થયો. એક દિવસ અર્જુનનું મુખ
જોતાં ઉર્વશીનું હૃદય વિંધાયું એ જોઇને ઇંદ્રે ઉર્વશીને
આજ્ઞા આપી કે તું અર્જુનને આનંદ પમાડ. ઉર્વશી
આવી કે અર્જુને કહ્યું કે આવો માતા. એ ઉપરથી
ઉર્વશીએ શાપ દીધો કે તું નપુંસક રહીશ ને સ્ત્રીયોમાં
વાસ કરીશ. અર્જુને ઈંદ્રને કહ્યું કે આ પ્રમાણે શાપ
મળ્યો છે ત્યારે તેણે ઉર્વશીનો શાપ ઓછો કરી એક
વર્ષનો કર્યો ને કહ્યું કે ચિંતા ન રાખ, એક વર્ષ તારે
ગુપ્ત રહેવું છે તેમાં તે શાપ તને કામ લાગશે. પછી
અર્જુન પાછો અદ્વૈત વનમાં આવી ભાઇયોને મળ્યો.

કૌરવોએ પોતાનો મોટો વૈભવ દેખાડવાને ને
પાંડવોનો છળ કરવાને એઓને આશ્રમે આવતાં વાટમાં
ગંધર્વ સાથે યુદ્ધ કર્યું હતું ને ગંધર્વોએ તેમને પકડી
બાંધી કેદ રાખ્યા હતા ત્યારે કૌરવમાંના એક સેવક
પ્રધાને ધર્મને વિનંતિ કરી કે દુર્યોધનને છોડાવો. એ
ઉપરથી અર્જુને ભીમ નકુળ સહદેવ સહિત ચિત્રસેન
ગંધર્વ સાથે યુદ્ધ કર્યું ને એને હરાવી દુર્યોધનને છોડા-
વી આણ્યો. વળી જ્યારે પાંડવો મૃગયા કરવા સારૂ

ગયા હતા ને દ્રૌપદીને જયદ્રથ લઇ જતો હતો તે પ્રસંગમાં પણ અર્જુને તેના પર બાણ વરસાવ્યાં હતાં ને ભીમે રથ ઉપરથી કુદી પડી તેને પકડી બાંધી આણ્યો હતો. તેરમે વરસે પાંડવો વિરાટ રાજાને ત્યાં રહ્યા તેમાં અર્જુન બૃહન્નટા એ નામ ધારણ કરી અંતઃપુરમાં સ્ત્રીઓને નૃત્ય ગીત શિખવવા રહ્યો હતો. તેર વરસ પુરાં થવાના દિવસ ઉપર કૌરવોએ પોતાના સેનથી વૈરાટ નગરીને ઘેરી લીધી હતી ને ગાયોને હરી લઇ જવા માંડી હતી. તે પ્રસંગે અર્જુન વિરાટના પુત્ર ઉત્તરનો સારથી થઇને લડવા ગયો હતો પણ પછી તેણે શમી ઉપરથી ગાંડીવ લઇ, ઉત્તરને સારથી કરી પોતે યુદ્ધ કર્યું હતું ને કૌરવને હરાવી ભગાડયા હતા. પાંડવ છતા પડયા પછી વિરાટે પોતાની ઉત્તરા કુમારી અર્જુનને પરણાવવા માંડી ત્યારે અર્જુને કહ્યું કે એનો હું ગુરૂ થાઊં છઊં માટે નહીં પરણું. પછી વિરાટે થોડા માસ પછી ઉત્તરાને અભિમન્યુ સાથે પરણાવી હતી.

કુરૂક્ષેત્રમાં પાંડવ કૌરવ દળ સજ્જ થઇ ઉભાં ત્યારે અર્જુને કૃષ્ણને કહ્યું કે હે સખા! આ મારાં વડીલ-ગુરૂ–સંબંધીઓ છે એને કેમ મારૂં ને પછી એકદમ પ્રેમના મોહથી મૂર્છિત થઇ પડયો હતો. એ પ્રસંગે કૃષ્ણે જ્ઞાનબોધથી તેને પાછો સાવધ કર્યો હતો. એણે દશ દિવસ ભીષ્મ સાથે યુદ્ધ કર્યું ને કૌરવ દળના ઘણાક વીરોને મારયા. ભીષ્મ રણમાં પડયા ત્યારે પાંડવ કૌરવ તેમની પાસે ગયા હતા. એ વેળા ભીષ્મે પોતાનાં લટકતા માથા તળે કંઇ મુકવાનું માગ્યું. કૌરવો સુંદર ઓસીસાં લઇ આવ્યા ત્યારે ભીષ્મે તે ન સ્વીકારતાં અર્જુનને કહ્યું. એણે ત્રણ બાણ ઠોકી

બેસીકું કરી આપ્યું ને પાણી માગ્યું ત્યારે પૃથ્વિમાં એવું બાણ માર્યું કે પાતાલગંગાની ધાર ભીષ્મના મુખમાં પડી. કૌરવમાં દ્રોણ સેનાપતિ હતા ત્યારે અર્જુન પોતાના સૈન્યથી જુદો પડીને કૌરવદળના સમસપ્તક નામના જુદા પડેલા સમૂહસાથે યુદ્ધ કરતો ને વચમાં વચમાં પોતાના મોટા સૈન્યની સહાયને માટે પણ આવતો. તેરમે દિવસે એ સમસપ્તક સામે હતો ને મોટા સૈન્યમાં અભિમન્યુ હતો. એ અભિમન્યુ તેજ દિવસે પડયો એ વાત જ્યારે અર્જુને રાતે જાણી ત્યારે તેણે પતિજ્ઞા કરી કે કાલે જો જયદ્રથને ન મારૂં તે કાષ્ટ ભક્ષણ કરૂં. ચૌદમે દિવસે બપોરે અર્જુન ને તેના અશ્વ તૃષાક્રાંત થયા ત્યારે તેણે પાતાળમાં બાણ મારી ચાર પાસ વૃક્ષની ઘટા આવી રહેલી ને તીરે હંસ ફરતા એવું સરોવર ઉત્પન્ન કરી તેમાંથી પાણી પીઇ અશ્વને પાઇ પાછું તેને લોપ કર્યું હતું. એ સમયે કૌરવો બાણ મારતા હતા પણ તેને અર્જુન ગણકારતો નહીં. દિવસ થોડોક રહ્યો તારે કૃષ્ણે સાંજ પડી હોય તેવી માયા કરી કે જેથી જયદ્રથ સમજે કે હવે અર્જુનથી મને મરાશે નહીં ને તે સંતાયલો બ્હાર આવે. પછી અર્જુને બાણવૃષ્ટિ કરી સહુને ગભરાવતાં જયદ્રથને બાણ માર્યું કે સૂર્ય પાછો દેખાયો. કેટલાક ગ્રંથમાં આમ છે કે કૃષ્ણે સુદર્શનથી સૂર્યને ઢાંકયો. એટલે અર્જુને જાણ્યું કે સંધ્યા થઇ ને પછી શસ્ત્ર મુકી અગ્નિકુંડ તૈયાર કરી સ્નાન કરી આવી કૃષ્ણને નમ્યો. કૃષ્ણે કહ્યું કે ધનુપ બાણ લઇ કુંડની પ્રદક્ષિણા કર ને પછી સુદર્શન ખસેડી સંકેત કર્યો કે જો આ જયદ્રથ (એ અર્જુનને અગ્નિમાં ઝંપલાવતો જોવાને પોતાના

દળમાંથી બ્હાર ઉભો હતો) ને આ સૂર્ય. તરતજ અર્જુને લક્ષી બાણ માર્યું ને જયદ્રથનું શિર ઉડાવ્યું. પંદરમે દિવસે અર્જુને સમસપ્તકનો પરાભવ કર્યો અને કર્ણને ત્રણસેં બાણ મારી તેનાં ચાપ બાણ રથ સારથી એઓને છેદી નાખ્યાં. કર્ણ સેનાપતિની સાથે તેણે સામોવડિયું જુદ્ધ કરી શેવટે શિવદત્ત બાણથી તેનું શિર છેદ્યું; અને ઇંદ્રદત્ત બાણથી સુશર્મા જે સમસપ્તકનો મુખી હતો તેનું શિર ઊડાવ્યું. જ્યારે અશ્વત્થામાએ પાંચ પાંડવનો ને ઉત્તરાના ગર્ભનો પણ ઘાત કરવાને નિર્વાણઅસ્ત્ર મુકયું ત્યારે અર્જુને બ્રહ્મશિર અસ્ત્ર મુકી તેને વાર્યું હતું. પછી વ્યાસ ને કૃષ્ણ એના સમજાવ્યાથી અસ્વત્થામાએ મણિ આપ્યો હતો. કેટલાક કહે છે કે અર્જુને બાણથી તેના મસ્તકનો મણિ છેદ્યો હતો.

ધર્મરાજાએ અસ્વમેધ કર્યો તે પ્રસંગમાં અસ્વના રક્ષણને માટે જેઓને મોકલ્યા હતા તેઓમાં અર્જુન મુખ્ય હતો. એણે માહિષ્મતિ નગરીના નીલધ્વજ સામે યુદ્ધ કરી અસ્વ છોડાવ્યો. વાટમાં એક શલ્યા ઉપર અર્જુને પગ મુક્યો એટલે તે શલ્યા સ્ત્રીરૂપ થઇ રહી. (એ સ્ત્રી ચંડી તે પોતાના સ્વામી ઉદ્દાલક ઋષિના શાપથી શલ્યા થઇ હતી). પછી આગળ ચાલતાં અર્જુને ચંપકપુરીના હંસધ્વજ સાથે યુદ્ધ કર્યું પણ તેના પુત્ર સુધન્વાએ અર્જુનને મૂર્છા પમાડી. અર્જુને કૃષ્ણનું સ્મરણ કર્યું એટલે તે આવ્યા ને સારથી થયા. સુધન્વાએ રથને આકાશમાં ઉરાડયો પણ પછી મોટું યુદ્ધ કરી અર્જુને સુધન્વાને તથા તેના ભાઇ સુરથને શિરચ્છેદ કર્યાં. પછી હંસધ્વજ શરણ થયો હતો. કૃષ્ણ પાછા હસ્તિનાપુર ગયા ને અર્જુન અસ્વ લઇ આગળ ચાલ્યો તે પ્રેમળા રાણીના સ્ત્રીયા રાજ્યમાં આવ્યો. અહીં સ્ત્રીઓનાં સૈન્ય ઉપર અર્જુ

ને બાણ મારવા માંડયાં એટલે આકાશવાણી થઇ કે રણયુદ્ધ ન કરતાં રાણી સાથે લગ્ન કર. એ ઉપરથી અર્જુન પ્રેમળા સાથે પરણ્યો ને તેને હસ્તિનાપુર મોકલી દીધી. પછી એક ભીષણ નામના અસુરને માર્યો ને તેના નગરમાંથી અસંખ્ય દ્રવ્ય લીધું. પછી મણિપુરનો બભ્રુવાહન પોતાની માના કહ્યાથી પોતાના પિતાને શરણ આવ્યો ત્યારે અર્જુને તેને લાત મારીને કહ્યું કે તું અર્જુનનો પુત્ર હોય તો (અશ્વ બાંધ્યા પછી) યુદ્ધ કીધા વગર શરણ થાય નહીં, માટે તારી માએ જાર કર્મ કર્યું હશે. એ ઉપરથી બભ્રુવાહને ક્રોધે ભરાઇ યુદ્ધ કર્યું ને અર્જુન ને વૃક્ષકેત એ બેનાં ડોકાં ઉરાડયાં. એ વાત ચિત્રાંગી ને ઉલૂપી જે બે સાથે રહેતી હતી તેના જાણ્યામાં આવ્યાથી તેઓએ બભ્રુવાહનનો ધિક્કાર કર્યો. પછી ઉલૂપીના પિતા શેષ પાસેથી બભ્રુવાહન સંજીવક મણિ લઇ આવ્યો. ને એના સ્પર્ષથી અર્જુન તથા વૃક્ષકેત સજીવન થયા ને સકળ સૈન્ય પાછું ઉઠયું. (બભ્રુવાહનની કથા જોવી.) પછી અર્જુન બંને સ્ત્રીઓને હસ્તિનાપુર મોકલી દઇને બભ્રુવાહનને સાથે લઇ આગળ ચાલ્યો. માર્ગમાં અર્જુનને રત્નપુરના મયૂરધ્વજના યજ્ઞનો શામકર્ણ ઘોડો સામો મળ્યો. પછી યુદ્ધ થયું. તે પ્રસંગે અર્જુને કૃષ્ણને સંભાર્યા ને એ આવ્યા પણ મયૂરધ્વજના પુત્ર તામ્રધ્વજે બન્નેને મૂર્છા પમાડી. પછી કૃષ્ણની યુક્તિથી મયૂરધ્વજ શરણ થયો ને એણે પોતાનો અશ્વ અર્જુનને અર્પણ કર્યો. સારસ્વતપૂરીના વીરવર્મા રાજાજોડે અર્જુને યુદ્ધ કર્યું તેમાં તે હાર્યો પણ કૃષ્ણ ત્યાં આવી પોંચ્યા એટલે બન્નેનું સમાધાન થયું. પછી એઓ કુંતલપુરમાં આવ્યા. અહીંનો રાજા ચંદ્રહાસ કૃષ્ણનો

ભક્ત હતો. તેથી તે સૈન્ય સહિત શરણ થયો. પછી જયદ્રથની નગરીમાં આવ્યા ત્યાં દુર્યોધનની બ્હેન દુઃશીલા શરણ આવી તેને લઇ અર્જુન ને કૃષ્ણ એઓ અસંખ્ય ધન તથા સર્વ રાજાઓ સહિત હસ્તિનાપુર પાછા આવ્યા હતા. ધર્મે અર્જુનને અશ્વમેધના અગ્નિકુંડની રક્ષા કરવાનું કામ સોંપ્યું હતું.

અર્જુનને ધર્મરાજાએ કૃષ્ણના સમાચાર પુછવા દ્વારકા મોકલ્યો હતો. એ ત્યાં સાત મહિના રહ્યો હતો તેવામાં પ્રભાસમાં જાદવાસ્થળી થઇ હતી ને કૃષ્ણ સ્વધામ ગયા હતા. કૃષ્ણે સ્વધામ જતી વેળા દારૂક સારથી જોડે અર્જુનને દ્વારકા કેહેવડાવ્યું હતું કે તારે ઉગ્રસેન વસુદેવ તથા સર્વ વિધવા સ્ત્રિયો અને દ્રવ્યાદિ સમૃદ્ધિ એ સર્વેને લઇ હસ્તિનાપુર જવું. એ સંદેશો દારૂકે અર્જુનને કહ્યાથી તે સર્વને લઇ હસ્તિનાપુર જવા નિકળ્યો. મારગમાં કાબાઓ લુટવા આવ્યા. અર્જુને ગાંડીવ ધનુષ્ય ચ્હડાવી ઘણાં બાણ માર્યાં પણ કાબાને કંઇ લાગે નહીં. એથી તેણે જાણ્યું કે કૃષ્ણની સાથે મારૂં તેજ પણ ગયું. કાબાએ સહુને લુટી લીધાં ને અર્જુન ઉતરેલે મોડે હસ્તિનાપુર આવી પહોંચ્યો. જ્યારે ધર્માદિએ કૃષ્ણના સમાચાર પુછ્યા ત્યારે અર્જુન રડી પડ્યો. એથી સહુએ જાણ્યું કે કૃષ્ણ સ્વધામ ગયા. થોડાક કાળ પછી અર્જુન ભાઇયો જોડે ઉત્તરાખંડમાં હિમાળે ગળવા ગયો. (પાંડવની કથા જોવી).

એના બિજાં નામ આ છે; ફાલ્ગુન (પૂર્વા ને ઉત્તરા ફાલ્ગુની એ એની સંધિમાં જન્મ્યો હતો માટે), જિષ્ણુ (ઇંદ્રાદિક દેવગણને જિત્યા માટે), કિરીટી (ઇંદ્રે

કિરીટ-મુકુટ આપ્યો હતો માટે), **બીભત્સ** (યુદ્ધમાં એવો દેખાતો માટે), **શ્વેતવાહન** (ધોળા ઘોડાનો રથ માટે), **સવ્યસાચી** (બન્ને હાથે બાણ મારી શકે માટે), **વિજય** (સર્વદા તેવો માટે), **કૃષ્ણ** (એ બાળપણમાં મટોડાંનો ગાય ગોવાળ કરી રમતો તેથી પાંડુએ એ નામ આપ્યું હતું), **ધનંજય** (રાજાઓને જીતીને ઘણું ધન મેળવ્યું માટે), **ગુડાકેશ** (નિદ્રા જિતેલી માટે).

**અર્દ્ધનારીશ્વર**, ડાબી પાસ પાર્વતીનું ને જમણી પાસ પોતાનું અંગ એવા ઇશ્વર-શિવ.

**અલકાપુરી**, કુબેરની નગરી.

**અલમ્બુષ**, એ નામનો રાક્ષસ, કૌરવની તરફથી પાંડવની સામાં યુદ્ધ કરવા ઉતર્યો હતો. એનો સમોવડિયો ઘટોત્કચ હતો.

**અલમ્બુષા**, એ નામની એક અપ્સરા.

**અવતાર**, ચોવીસ છે.—૧ **સનક, સનન્દન, સનાતન, સનત્‌કુમાર**; એ બ્રહ્માના નાકમાંથી ઉત્પન્ન થયા. ૨ **વરાહ**; એણે હિરણ્યાક્ષને મારી પાતાળમાંથી પૃથ્વી આણી પાણી ઉપર સ્થિર કરી. ૩ **યજ્ઞ પુરુષ**; એણે સંસારી જીવોને યજ્ઞકર્મ શિખવ્યાં. ૪ **હયગ્રીવ**; એણે મધુકૈટભ દૈત્ય જે વેદને પાતાળમાં ચોરી ગયો હતો તેને મારી નાખી વેદ પાછો બ્રહ્માને આપ્યો હતો. ૫ **નારાયણ**; એણે ઋષીનો ધર્મ ધારણ કરી પોતે ઉત્તરાખંડમાં તપ કરી સંસારી જીવોને તપ કરતાં શિખવ્યું. ૬ **કપિલદેવમુનિ**; એણે પોતાની મા દેવહૂતીને સાંખ્યયોગ જ્ઞાનનો બોધ કરી તેને મુક્ત કરી. ૭ **દત્તાત્રય**; એણે યદુરાજાને જ્ઞાન શિખવી મુક્ત કર્યો.—

એણે ચોવીશ ગુરૂ કર્યાં હતા. ૮ **ઋષભદેવ;** એણે જૈન ધર્મિઓને ઉત્પન્ન કર્યા. ૯ **પૃથુરાજા;** એણે પોતાના પિતા વેણુ–વેનને નરકમાં જતો બચાવ્યો અને ગૌ રૂપી પૃથ્વીને દોહી વનસ્પતિ આદિકને દુધ રૂપે કહાડયાં; તેમ સર્વ પહાડોને ઉત્તરાખંડમાં મુકી પૃથ્વિ ઉપર મોટાં નગરો ને ગામો વસાવ્યાં. ૧૦ **મચ્છાવતાર;** એણે રાજા સત્યવ્રતને પ્રલયનો ખેલ બતાવ્યો. ૧૧ **કચ્છ;** એણે મંદ્રાચળ પર્વતને પોતાની પીઠ ઉપર રાખી સિંધુ વલોવાવી ચૌદ રત્ન કહડાવ્યાં. ૧૨ **ધન્વંતરિ;** એણે સમુદ્રમાંથી રોગીઓને સારૂ ઔષધીયો કહાડી. ૧૩ **મોહિની** રૂપ, એણે દૈત્યોને મોહિત કરી તેઓની પાસથી અમૃતનો ઘડો ચોરી લઇ દેવતાઓને તે પાયું. ૧૪ **નૃસિંહ;** એણે હિરણ્યકશિપુને માર્યો. ૧૫ **વામન;** એણે ત્રણ પગલાં પૃથ્વીનું બળીરાજા પાસે દાન લઇ તે દેવને આપી. ૧૬ **હંસપક્ષી;** એણે સનત્કુમારને જ્ઞાન શિખવી તેનો અહંકાર તોડયો. ૧૭ **નારાયણ;** એણે ધ્રુવને દર્શન આપ્યું. ૧૮ **હરિ;** એણે ગજેંદ્રને ગ્રાહથી મુકાવ્યો. ૧૯ **પરશુરામ;** એણે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરી બ્રાહ્મણોને તેનું દાન આપ્યું. ૨૦ **રામ;** એણે રાવણાદિ અધર્મી રાક્ષસોને માર્યા. ૨૧ **વેદવ્યાસ;** એણે જીવોનો ઉદ્ધાર કરવા ચાર વેદનો સંગ્રહ વેદાંત, મહાભારત ને અરાઢ પુરાણો એ કર્યાં. ૨૨ **કૃષ્ણ;** એણે કંસ શિશુપાળાદિ અધર્મીયોને મારી મહાભારતનું યુદ્ધ કરાવી પૃથ્વિનો ભાર ઉતાર્યો. ૨૩ **બૌદ્ધ** અવતાર; એણે દૈત્યોને યજ્ઞ કરતા બંધ કરી દેવોની અડચણ મટાડી. ૨૪ **કલ્કિ;** એ હાથમાં તરવાર લઇ લીલે ઘોડે બેસી અધર્મીયોને મારી સંસારમાં સત્યુગનો ધર્મ ચલાવશે. મુખ્ય દશ અવતાર

આ પ્રમાણે કહેવાય છે. મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બૌદ્ધ, ને કલ્કિ.

**અવન્તિ,** ઉજ્જન નગરી.

**અશોક,** મગધ–બહાર પ્રાંતનો રાજા ચંદ્રગુપ્તથી ત્રીજો. એની રાજધાની પાટલી પુત્ર–પટણા હતી. એનું રાજ ઘણું મોટું હતું ને પોતે ઘણો પરાક્રમી હતો. એ પ્રથમ વેદશાસ્ત્ર ને પુરાણ ધર્મને માનનારો હતો પણ પછવાડેથી તેણે બૌધધર્મ સ્વીકાર્યો હતો. એના આશ્રયથી બૌદ્ધધર્મ દેશમાં ઘણેખરે ઠેકાણે પ્રસર્યો હતો. ૨ આસોપાલવનું ઝાડ–એ શિવને પ્રિય છે.

**અશ્વત્થામા,** દ્રોણાચાર્ય ને કૃપયાના પુત્ર. એ વેદશાસ્ત્રની સાથે ધનુર્વિદ્યા ભણ્યા હતા. એ મહાભારતના યુદ્ધમાં મહારથી હતા. એણે ધૃષ્ટદ્યુમ્ન, ઘટોત્કચ, અભિમન્યુ આદિ વીરો ઉપર બાણ વરસાવ્યાં હતાં ને એકવાર બ્રહ્માસ્ત્ર મુકયું હતું તેથી પાંડવના દળે બળવા માંડયું હતું. એણે પોતાના પિતાના મરણ પછી અતિ ઉગ્ર યુદ્ધ કર્યું પણ અર્જુનની સામા તેનાથી ટકી શકાયું નહીં, જ્યારે રથ, સારથી, ધનુષ છેદાયાં ત્યારે તે યુદ્ધ કરવું મુકી દઇ સરસ્વતીને તીરે તપ કરવા બેઠા, પણ એટલામાં વ્યાસે આવી તેને સમજાવીને પાછા યુદ્ધમાં મોકલ્યા. જ્યારે દુર્યોધન ભીમની ગદાથી પડયો ને તે એકલો ટળવળતો હતો ત્યારે કૃતવર્મા, કૃપાચાર્ય ને અશ્વત્થામા એ ત્રણજ જે કૌરવ પક્ષમાં જીવતા રહ્યા હતા તેઓ ત્યાં આવી પોંતા. એઓની આગળ દુર્યોધન બોલ્યો કે તમે તો પુરૂપાર્થ કર્યું છે પણ હું દૈવહત છઊં. એ ઉપરથી અસ્વત્થામાએ પ્રતિજ્ઞા કરી કે હમણાં હું પાંડવ, પાંચાળ

ઇત્યાદિકના શિર ઉડાવી આવું છઉં ને એમ ન કરૂં તો હું દ્રોણપુત્ર નહીં. દુર્યોધન રાજી થયો ને પાણીનો ઘડો મંગાવી તેણે અશ્વત્થામાને સેનાપતિ કહી અભિષેક કર્યો. પછી દુર્યોધનની આજ્ઞા લઇને ત્રણે જણ નિકળ્યા. તે એક વડના ઝાડ તળે ભરાયા. કૃતવર્માએ કહ્યું કે આપણે સુતેલાને મારીશું તો જગતમાં નઠારૂં કેહેવાશે. ત્યારે અશ્વત્થામા બોલ્યા કે એમ કર્યાવના દુર્યોધનનો જીવ જવાનો નથી ને હું તેમ કર્યાવના મારૂં કવચ અંગથી કહાડનાર નથી. તમે તમારે અહીં બેસો, હું એકલો જાઉંછઉં. એમ કહીને તે પાંડવના તંબુમાં ગયા. પેલા પણ પછવાડે પછવાડે ચાલ્યા. તંબુમાં પેસતાં અર્જુને મહારૂદ્રની સ્થાપના કરી હતી તે મૂર્તિ તેના જોવામાં આવી એટલે તો તે ગભરાયા; પણ પછી તેણે રૂદ્રના ઉપર બાણ વરસાવ્યાં, એને રૂદ્ર ગળી ગયા; શકિત કહાડી તેપણ ચૂર્ણ થઇ, ને ખડગ કહાડયું તે પણ ભાંગી ગયું. એટલું છતાં ધીટ અશ્વત્થામાએ પેલા બેની પેઠે ધીરજ ન મુકતાં રૂદ્રનું સ્તવન કર્યું ને આહુતી આપવા માંડી. પૂર્ણાહુતિમાં પોતે ઝંપલાવવા માંડયું એટલે શિવ પ્રસન્ન થયા ને ખડગ ચર્મ આપી વદ્યા કે તારૂં કાર્ય સિદ્ધ થશે. પછી બે જણ તો દ્વાર સાચવવા રહ્યા પણ અશ્વત્થામાએ તો અંદર પેસીને પ્રથમ ધૃષ્ટદ્યુમ્નને શોધી કહાડયો ને તેના કેશ પકડી ગળામાં ફાંસો ઘાલ્યો. પછી તેની સ્ત્રીયોને મારી નાખી. એટલે તો સહુ જાગી ઉઠયા ને હાહાકાર થઇ રહ્યો. અશ્વત્થામા મારતા ચાલ્યા:—ઉત્તમૌજાને માર્યો, યુધામન્યુ સામો થયો પણ તેને શિવદત્ત ખડગથી કાપ્યો, દ્રૌપદીના પાંચ પુત્રે થોડીવાર યુદ્ધ કર્યું

મને, શિખંડીને ને બીજા વીરોને, તેમ હાથી, ઘોડા, પાયદળ, સેવક સહુને સંહાર્યાં ને પછી આગ લગાડી દીધી. એ રોળથી માત્ર પાંચ પાંડવ, સાત્યકી ને કૃષ્ણ એ સાત જે સૈન્યથી ઘણે દૂર એક તંબુમાં એકાંત વિચાર કરતા હતા તેજ માત્ર બચ્યા; બાકી સઘળું પાંડવ દળ પાર પડયું. પછી તે ત્રણજણ પોતપોતાની વડાઇ હાંકતા દુર્યોધન પાસે ગયા ને વર્તમાન કહ્યું કે મહારાજ પાંચ પાંડવને બહુ શોધ્યા પણ તે ન જડયા ને બાકીનું સર્વ દળ સંહાર કરી આવ્યા છૈયે એ સાંભળી દુર્યોધને તરત પ્રાણ મુકયો. પછી અશ્વત્થામ ગંગા તીરે વ્યાસ બેઠા હતા તેની પછવાડે સંતાઇ બેઠા. એવામાં ભીમ ત્યાં દ્રૌપદીને સંતોખવાને તેનું માથું લેવાને આવ્યો. ભીમનું રૂપ જોઇ અશ્વત્થામા બીના ને ગભરાટમાં તેણે પાંડવના સંહારને અર્થે બ્રહ્મશિરો અસ્ત્ર મુકયું. એ અસ્ત્ર તેને દ્રોણે પ્રાણ સંકટ વેળા વાવરવાને આપ્યું હતું. કૃષ્ણે અર્જુનને કહ્યું કે જોયાં શું કરે છે, એ અસ્ત્રથી નથી બચવાના, એ ઉત્તરાના ગર્ભને પણ છેદશે માટે તું પણ સામું તેજ અસ્ત્ર મુક. બંને અસ્ત્ર પરસ્પર અથડાયાં ને બ્રહ્માંડ ડોલ્યું. વ્યાસે કહ્યું અરે તમે બંને અસ્ત્રને વારો. અર્જુને કહ્યું કે મેં તો વાર્યું પણ હવે અશ્વત્થામા વારે. અશ્વત્થામા કહે કે મેં ક્રોધમાં સાધ્યું છે તે મારાથી નહીં વરાય, તે ઉત્તરાનો ગર્ભ છેદશેજ. પછી કૃષ્ણે શાપ દીધો કે હે બાળહત્યારા! તું ત્રણ હજાર વર્ષ ઘોર રણમાં પિશાચ થઇ રહીશ, તને ગળત કોહોડ થશે, ને પરૂ વહ્યાં કરશે, તું કર્મભ્રષ્ટ થઇશ ને કોઇ સત્પુરૂષનું દર્શન ન થતાં તું એકલો વનમાં ભટકયાં કરીશ; ઉત્તરાના ગર્ભને તો હું બચાવીશ.

વ્યાસ, નારદ, કૃષ્ણ એઓએ કહ્યું કે તારા માથાનો મણિ આપ. અસ્વત્થામાએ કહ્યું કે એ અમુલ્ય મણિ મારો પ્રાણ છે, એમાં બહુ ગુણ છે ને આપું તો મારો શિરચ્છેદ થયો સમજું ને અર્જુનનો જય કેહેવાય. પણ પછી અર્જુને બાણ કહાડી મસ્તકનો મણિ છેદી લીધો અને અસ્વત્થામાએ પિશાચ બ્રહ્મરાક્ષસ થઇ ઉત્તર દેશ ભણી રખડવા માંડયું. અસ્વત્થામા ચિરંજીવી છે. ૨. એ નામનો કૌરવદળમાંનો એક હાથી જેને ભીમે કૃષ્ણના કહ્યાંથી મારી નાખ્યો હતો—ધર્મ રાજા પાસે 'નરો વા કુંજરો વા' કેહેવડાવવા માટે.

**અશ્વમેધ,** ઘોડાનો જગન. એનું વિધાન આવું છે. ધોળું શરીર અને કાળા કાન, અને ચંદ્રમાના જેવું તેજસ્વી મ્હો એવો અશ્વ જોઇયે. તેને જવનો ચારો કરાવવો ને ગંગાજળ પાવું ને એક સ્વચ્છ ઘર બાંધી તેમાં પોચી ભોંય ઉપર અશ્વને પોઢણુ કરાવવું ને નિત્ય ચાર સેવક તેની રક્ષા કરવાને બારણે ઉભા રાખવા. વળી જહાં તે લાદ મૂત્ર કરે ત્યાં નિત્ય હોમ કરી છ હજાર ગૌદાન આપવાં. પછી ચૈત્ર સુદ પૂનેમને દહાડે અશ્વને છોડી મુકવો તે એવી રીતે કે તેને શણગારી કપાળે એક સુવર્ણ પત્ર બાંધવું ને તેમાં એવું લખવું કે ફલાણો ચક્રવર્તિ રાજા યાગ કરે છે માટે જે કોઇ આ અશ્વને બાંધે તેણે યુધ આપવું ને નમે તેણે યાગમાં પધારવું. પછી અશ્વને આગળ કરી તે જ્યાં જાય ત્યાં તેની પુઠે સેનાએ જવું ને મારગમાં તે જ્યાં ખરી ઠોકે ત્યાં કુવા ને આળોટે ત્યાં વાવ બંધાવવાં. એ પ્રમાણે ફરતાં બધી પૃથ્વિના રાજા જીતાય તોજ જાગ થાય નીકર ન થાય. જાગનો વિધિ આ પ્રમાણે છે કે

કોઇ મ્હોટા ક્ષેત્રમાંથી માટી મંગાવી તેની ઇંટ કરીને તેનો દક્ષિણ દિશાએ કુંડ થાપવો ને તેની આસપાસ ચોરી બાંધવી. તેમાં ખાખર ખેર અને સમડીનાં લાકડાંના સ્તંભ કરવા પછી ચોસેટ વરવહુના છેડા ગાંઠી તેની પાસે ગંગામાંથી પાણી મંગાવવું ને તેણેવતી અશ્વને મંત્ર ભણી ન્હવડાવવો. તેનો ડાબો કાન દાબવાથી જો દુધની ધાર નીકળે તો જાણવું કે તે શુદ્ધ થયો. પછી તેને કુંડ પાસે લઇ જઇ તેનું ડોકું તરવાર વતી ઉરાડી દેવું—તેની આહુતિ વેદવિધિએ કરીને બીજી અનેક આહુતી સાથે ઇંદ્રને આપવી. અસ્વમેધ કરનારને અસીધારા નામનું વ્રત પાળવું પડે છે તે એવું કે અષ્ટ ભોગ તજવા ને રાત્રે દર્ભની પથારી ઉપર ધણી ધણીયાંણીએ જોડે સુવું પણ એક બીજાનો સ્પર્ષ ન થાય માટે વચમાં નાગી તરવાર મુકવી. એમ અસ્વમેધ કર્યાની અગાઉ એક વરસ સુધી કરવું. પછી જાગમાં વીસહજાર બ્રાહ્મણની વરણી કરીને તેમને ખાનપાન પૂરાં પાડવાં. દક્ષણામાં અકેક બ્રાહ્મણને સહસ્ર ગાય, એક હાથી ને એક અશ્વ શણગાર સહિત, સવામણ સુવર્ણ, અને એક પાયલી રત્ન એટલું આપવાં. એ યજ્ઞ કરતી વેળા મૃગચર્મ પહેરવું જોઇયે. સો અસ્વમેધ કરનારાને ઇંદ્રાસન મળે છે.

**અશ્વિની,** ચંદ્રની ૨૭ માંની એક ઘોડી રૂપ સ્ત્રી (ત્રણ તારાનો ઝુમખો). ૨ સૂર્યની સુવર્ણા નામની સ્ત્રી જે અશ્વિની થઇ હતી તે.

**અશ્વિનીકુમાર,** સૂર્ય અસ્વ રૂપે થઇ અશ્વિની પાસે ગયા અને એ ઘોડા ઘોડીનાં નસકોરાં એક બીજાને અડકયાં એટલે અશ્વિનિને બે સુંદર જોડ પુત્ર થયા તે. એ સ્વર્ગના વૈદ્ય હતા.

**અષ્ટાવક્ર**, કોહલઋષિના પુત્ર. એની માનું નામ સુમતિ જે ઉદ્દાલક ઋષિની કન્યા થાય. એની કથા આમ છે. સુમતિ ગર્ભિણી હતી ને કોહલ વેદાધ્યયન કરતા હતા ત્યારે ગર્ભ બોલ્યો કે આ ખોટું છે ને આમ જોઇએ. એ ઉપરથી કોહલે તેને શાપ દીધો કે તું દ્વિજસંસ્કાર પ્રાપ્ત કર્યા વગર બોલે છે માટે તું આઠ ઠેકાણેથી વાંકો અવતરીશ. પછી ઉદાસ થઇને કોહલ દેશાટન કરવા નિકળી પડ્યા. અહીં અષ્ટાવક્ર અવતરેલા તેને ઉદ્દાલકે યજ્ઞોપવિત સંસ્કાર આપ્યો ને વેદ શાસ્ત્રાધ્યયન કરાવ્યું. એક દિવસે અષ્ટાવક્ર ને ઉદ્દાલકનો પુત્ર શ્વેતકેત એ બન્ને ઉદ્દાલકના ખોળામાં બેઠા હતા ત્યાંથી શ્વેતકેતે તેને ઉઠાડી મુક્યો એમ કહીને કે મારા પિતાના ખોળામાં તું કેમ બેસે છે? એ ઉપરથી અષ્ટાવક્રે માને પુછ્યું કે મારા પિતા કોણ છે? માએ સર્વ વર્તમાન કહ્યું તે સાંભળી બાર વરસના અષ્ટાવક્ર પોતાના પિતાની ખોળને માટે નિકળ્યા તે મિથિલાપુરી આવી પોંચ્યા. અહીં જાણવામાં આવ્યું કે વરૂણ સુત પુત્ર બંદી જનક રાજાને ત્યાં મળેલા બ્રાહ્મણોને વાદમાં જીતી પાતાળમાં લઇ ગયા છે. એ ઉપરથી અષ્ટાવક્રે રાજા પાસે જઇ બંદીનો તિરસ્કાર કરવા માડયો. એવામાં બંદી આવ્યા ને પછી બન્નેને વાદ થયો તેમાં બંદી કુંઠિત થયા. બંદીએ કહ્યું કે વરૂણને ત્યાં યજ્ઞ થાય છે તે સંપૂર્ણ થશે એટલે સર્વ વિપ્ર પાછા આવશે. પછી થોડા કાળમાં કોહલ આવ્યા ને અષ્ટાવક્રને મળ્યા. પુત્રને શાપ દીધાનો પશ્ચાત્તાપ કરી અષ્ટાવક્રને કહ્યું કે મધુબીળા નદીમાં સ્નાન કર એટલે તારૂં અંગ સમ થશે. અષ્ટાવક્રે તેમ કરયું ને તેની દિવ્ય કાયા થઇ.

તે દિવસથી તે નદીનું નામ સમંગા પડયું છે. અષ્ટાવક્રે જનક રાજાને બ્રહ્મજ્ઞાન સમજાવ્યું હતું.

**અસ્તાચલ**, પશ્ચિમ દિશાના જે પર્વતની પેલી પાસ સૂર્ય જવાથી આપણને એ દેખાતો નથી તે પર્વત.

**અસ્તિ**, કંસની એક સ્ત્રી–જરાસંધની પુત્રી.

**અસ્ત્ર**, મંત્ર ભણી મારવાનું બાણ.

**અહલ્યા**, બ્રહ્માની પુત્રી ને ગૌતમ ઋષિની સ્ત્રી. એ પાંચ સતીમાંની એક છે. એ ઘણી ફુટડી હોવાથી એને પરણવાને દેવતા માંહોમાંહે લડવા લાગ્યા એવું જોઇ બ્રહ્માએ કહ્યું કે જે કોઇ એક દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી આવે તેની સાથે પરણાવું. એ સાંભળી ઈંદ્ર ઐરાવત લઇને ને બિજાઓ પોતપોતાના વાહનો લઇને દોડ્યા. એ વાત ગૌતમ ઋષિના જાણ્યામાં આવેથી પોતે ત્રણ વાર ગાયની પ્રદક્ષિણા કરી (ગાય પૃથ્વિનો અવતાર છે માટે) ને બ્રહ્મા પાસે આવી કહ્યું કે હું ત્રણ વખત પૃથ્વિ પ્રદક્ષિણા કરી આવ્યો છઊં માટે મને પરણાવો. બ્રહ્માએ પરણાવી. પછી ઈંદ્ર આવ્યો ને અહલ્યાને ગૌતમ પરણી ગયો એ જાણી ઘણો ખીજવાયો. એ દ્વેષ મનમાં રાખી એક દિવસ તેણે ચંદ્રને કહ્યું કે આજે મધ રાતે તું ગૌતમના આશ્રમ આગળ કુકડો થઇને બોલજે. પછી ચંદ્રે તેમ કર્યું ને ગૌતમ ખટ કર્મ કરવાને ગંગા કાંઠે ગયા, એટલે ઈંદ્ર તેનો વેશ લઇને આવ્યો, ને અહલ્યાને કહ્યું કે મને ઘણો તાવ ભરાયો છે માટે બારણાં ઉઘાડ. અહલ્યાએ ઉઘાડ્યાં. પછી ઈંદ્રે પાખંડ કરીને સંભોગ કીધો. એટલામાં ગૌતમ પાછા આવ્યા. ઈંદ્ર બલાડો થઇને ખુણે ભરાયો. ગૌતમે જ્ઞાનથી સર્વ વાત જાણીને ઈંદ્રને શાપ

દીધો કે તારે શરીરે સહસ્ર છિદ્ર પડશે ને તું હમેશ કામથી બળ્યાં કરીશ. અહલ્યાને શાપ દીધો કે તું શલ્યા થઇને પડીશ. પછી અહલ્યાએ ઘણા કાલાવાલા કર્યા ત્યારે ઉશાપ આપ્યો કે રામચંદ્ર જનકને ત્યાં સ્વયંવરમાં જશે તેના ચરણની રજથી તારો ઉદ્ધાર થશે. ઇંદ્રની તરફથી સર્વે દેવતાઓએ સ્તુતી કરી ત્યારે ગૌતમે તેને પણ કહ્યું કે સહસ્ર છિદ્રની સહસ્ર આંખો થશે.

**અહિરાવણ**, રાવણનો એક મામો—એનો ભાઇ મહિરાવણ; એ બેની ઉત્પત્તિ આ રીતે—એક અપ્સરાએ પોતાના રૂપના મદમાં એક ઋષિને નમન કર્યું નહીં તે ઉપરથી ઋષિએ શાપ દીધો કે તું સર્પિણિ થઇને પડીશ. અપ્સરાએ ઘણા કાલાવાલા કર્યા ત્યારે કહ્યું કે કોઈ કોઇ વેળા તું પદ્મિની થઇશ. એક વેળા તે પદ્મિની થઇ હતી તેવામાં સૂર્યની દૃષ્ટિ તેના ઉપર પડી ને વીર્ય ખલિત થયું તેમાંનું અર્ધું પૃથ્વી ઉપર ને અર્ધું પેલીની જીભ ઉપર પડ્યું. પૃથ્વી ઉપર પેદા થયો તે મહિરાવણ ને પેલીની જીભ ઉપર પેદા થયો તે અહિરાવણ. એ બે ભાઇ, રામલક્ષ્મણને નાગપાશે બાંધી પાતાળમાં કાળીકાને ભોગ આપવા લઇ ગયા હતા પણ પછી ત્યાં હનુમાનની યુક્તિથી રામચંદ્રે અહિરાવણ મહિરાવણને મારી નાખ્યા હતા.

**અહિલોચન**, શોણિતપૂરના મયદાનવનો પૂત્ર. મયને કૃષ્ણે માર્યો હતો તેનું વેર લેવાને અહિલોચન મહાદેવ પાસેથી વજ્ર પેટી લાવ્યો ને તેમાં કૃષ્ણને ગોંધી મારવો એવા વિચારથી તે પેટી માથે મુકી કૃષ્ણને શોધવા નિકળ્યો. રસ્તામાં કૃષ્ણ શુક્રાચાર્યને વેષે મળ્યા ને તેના બાપનું ઓળખાણ કહાડી કહ્યું કે હું તારો ગોર થાઉં

છીં ને પછી પેટીમાં શું છે એમ પૂછ્યું. અહિલોચને ગુરૂ જાણી પોતાના મનની વાત કહી દીધી. ત્યારે વેપધારીએ કૃષ્ણની નિંદા કરીને કહ્યું કે તે તારા જેવડોજ છે માટે આપણે એ પેટીનું પરમાણું ભરી ને તું જો એમાં બરોબર માયો તો એમાં કૃષ્ણ પણ ખચીત માશે. પછી અહિલોચન પેટીમાં સુતો એટલે કૃષ્ણે પેટી બંધ કરીને પોતે એક ઝાડ તળે ઉભા રહ્યા. પછી તે પેટી ઘણા બળથી આકાશમાં ઉછળીને અહિલોચન અકળાઇને મરી ગયો.

**આદિત્ય,** કશ્યપના અદિતિથી થયલા બાર પૂત્ર-વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર ને વિષ્ણુ. પ્રત્યેક માસમાં પ્રત્યેક આદિત્ય અધિષ્ટાતા હોય છે.

**આનકદુન્દુભિ,** વસુદેવ–કૃષ્ણના પિતા.

**આર્યાવર્ત,** હિંદુસ્થાનના જેટલા પ્રદેશમાં આર્ય પ્રથમ વસ્યા હતા તેટલો પ્રદેશ–ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્યાચળ, પૂર્વે બ્રહ્મપુત્રનદ ને પશ્ચિમે સિંધુનદ. ઉત્તરહિંદુસ્થાન.

**આસ્તિક,** જરત્કારૂ ઋષિના પુત્ર. વાસુકી આદિ નાગના ભાણેજ. એણે ચ્યવન ભાર્ગવ પાસે અભ્યાસ કર્યો હતો ને અસ્ત્રવિદ્યા પણ ભણ્યા હતા. એ મોટા સમર્થ હતા. એનાવડે નાગકુળ જનમેજયના યજ્ઞમાંથી ઉગર્યું છે. જ્યારે જનમેજયે યજ્ઞમાં નાગને હોમવા માંડયા હતા ને તક્ષકને માટે શોધાશોધ થઇ રહી હતી તે પ્રસંગે એ ઋષિ ત્યાં આવ્યા હતા ને પછી એણે તક્ષકને ઉગાર્યો હતો. એની માના જાણ્યામાં નોતું કે મને ગર્ભ રહ્યો છે પણ એના પિતાએ તેને કહ્યું હતું કે તને છે એ ઉપરથી આસ્તિક નામ પડયું છે.

આહુક, યદુવંશી મથુરાપુરીના રાજા ઉગ્રસેન તથા દેવકના પિતા.

ઇક્ષ્વાકુ, સાતમો મનુ જે વૈવસ્વત (સૂર્યનો પુત્ર) તેને નવ પુત્ર હતા ને એમાંનો જે સહુથી મોટો તે ઇક્ષ્વાકુ. એ સત્યયુગમાં થયા. એણે અયોધ્યા વસાવી અહીં રાજ્ય આરંભ્યું. એ સૂર્યવંશી રાજાઓના મૂળ પુરૂષ છે. એને ૧૦૦ પુત્ર હતા.

ઇન્દિરા, લક્ષ્મી.

ઇન્દુ, ચંદ્ર.

ઈન્દ્ર, દેવતાઓમાં જે મુખ્ય તે-સ્વર્ગનો રાજા. એ વાયુ, આકાશ વિદ્યુત-ગર્જન-વૃષ્ટિ અને પૂર્વ દિશાના પ્રદેશનો અધિપ છે. એ બાર આદિત્યમાંનો ને આઠ મરૂતમાંનો એક છે. યજ્ઞમાં ને કેટલાંક શ્રાદ્ધમાં એની આરાધના થાયછે ને બળી અપાય છે. એનો ઠાઠ મોટો છે. એ અમરાપુરીમાં નંદન બાગમાં વૈજયંત નામના મહેલમાં રહેછે. એ બાગમાં પારિજાત ને કલ્પદ્રુમ વગેરે વૃક્ષો છે. કામધેનુ પણ ત્યાંજ છે. એને ઐરાવત નામનો સાત સુંડનો ધોળો હાથી છે. એના સારથીનું નામ માતલી. એના આયુધનું નામ વજ્ર જે પર્વતના ચુરા કરી નાંખેછે. આકાશમાં જેને આપણે મચ્છ તણાયો કહીએ છૈયે તે એનું ચ્હડાવેલું ધનુષ્ય છે. જ્યારે એણે ધનુષ્ય ચ્હડાવેલું નથી હોતું ત્યારે તે ધનુષ્ય રોહિત કહેવાયછે. એને આઠ માથાનો લીલો ઘોડો છે. એને બીજા ધોળા ઘોડા પણ ઘણા છે. એની સભામાં ગાનારા તે ગંધર્વ અને નૃત્ય કરનારી સ્ત્રીયો તે અપ્સરા કહેવાય છે. એની સ્ત્રી તે ઇંદ્રાણી-શચી કહેવાય છે. એના ત્રણ પુત્રનાં નામ જયંત, ઐન્દ્રિ (અર્જુન) ને વાળી એ છે.

એની કન્યાનું નામ દેવસેના. ઇન્દ્રને હજાર આંખ છે ને એના વસ્ત્રના રંગ નિત્ય બદલાયાંજ કરે છે. (વાદળના બદલાય છે તે ઉપરથી). ઇંદ્રને અસુર–રાક્ષસો સાથે ઘણીવાર મ્હોટાં યુધ્ધો કરવાં પડયાં હતાં ને ઘણીવાર તેને નાસી જવું પડયું હતું ને ઘણીવાર તેને બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્રની સહાયતા લેવી પડી હતી. એ યુદ્ધમાં ઘણા હાથીયો (વાદળાં) કામે લગાડે છે. એને રાવણના પુત્ર ઇંદ્રજીતે સત્તરવાર જીત્યો હતો, ને અર્જુને પણ એકવાર જીત્યો હતો, એણે વૃત્રાસુરને માર્યો હતો. એણે દિતિની સાથે સંભોગ કરયો ને ગર્ભ રહ્યો તેના એણે પોતાના વજ્રથકી ઓગણ પચાસ કકડા કર્યા, જે ઓગણ પચાસ મરૂત થયા છે, એણે ગૌતમની સ્ત્રી અહલ્યા સાથે સમાગમ કર્યો જે ઉપરથીએ ઋષિએ એને નપુંસક કરી નાંખ્યો પણ જ્યારે મરૂત અગ્નિ આદિ દેવતાએ પ્રાર્થના કરી ત્યારે એને પુરૂષાતન પાછું આપ્યું. ઇંદ્રે પુલોમની કન્યા ઉપર બળાત્કાર કર્યો હતો તેથી પુલોમ શાપ દેશે એ બ્હીકે એણે તેને મારી નાખ્યો હતો. એ જેમ નાના પ્રકારના વૈભવ ભોગવે છે તેમ યુદ્ધમાં પણ પરાક્રમ કરનારો છે. એ પોતાની પદવી જાળવી રાખવાને બહુ સાવધ રહે છે અને એને સારૂ અશ્વમેધ કરનારાઓને અને તપસ્વીયોને છળવાને એ નાના પ્રકારની યુક્તિ કામે લગાડે છે. કૃષ્ણે જ્યારે ગોવર્ધનની પૂજા કહાડી ત્યારે તેણે કોપાયમાન થઇને ગોકુળ ઉપર અનર્ગળ વૃષ્ટિ કરી પણ કૃષ્ણની આગળ જ્યારે ન ચાલ્યું ત્યારે તે આવીને નમ્યો હતો. એ સગર રાજાના અશ્વને ચોરી લઇ જઇ પાતાળમાં ધ્યાનસ્થ કપિલ મુનિની આગળ બાંધી આવ્યો હતો. ઇંદ્રે પોતાના ગોર

વિશ્વરૂપને માર્યો છે. ઇંદ્ર, સ્વર્ગ મૃત્યુ પાતાળનો લોકપાળ કહેવાય છે. પ્રત્યેક મન્વંતરે એટલે ૩૦૬૭૨૦૦૦૦ વરસે ઇંદ્ર બદલાય છે. એમ એક કલ્પના ૧૪ ઇંદ્ર થાય છે. ઇંદ્ર સહુનું રક્ષણ કરનાર છે ને સુખવૈભવનો આપનાર છે તેથી સહુ તેની આરાધના કરે છે. વેદમાં એની સ્તુતિ ઘણી છે. **સહસ્ત્રાક્ષ** (હજારઆંખનો), **શચિપતિ, વૃદ્ધશ્રવા** (વૃદ્ધોનું કહ્યું સાંભળનારો), **વૃત્રારિ, શક્ર, મઘવા, પાકશાસન, સુરેન્દ્ર, પુરન્દર** ૪૦ ઇંદ્રનાં નામ છે.

**ઇન્દ્રજિત**, રાવણનો મંદોદરીથી થયલો વડો પુત્ર. એણે જન્મ સમયે મેઘના જેવો ગડગડાટ કર્યો હતો તેથી એનું નામ મેઘનાદ પાડવામાં આવ્યું હતું. એણે સત્તરવાર ઇંદ્રને જીત્યો હતો ને ઐરાવત આણ્યો હતો તેથી એનું નામ ઇંદ્રજિત પડ્યું છે. એણે જુદ્ધમાં રામ લક્ષ્મણની સામા પરાક્રમ દેખાડી તેઓને મૂર્છિત કર્યાં હતા. યુદ્ધમાં જય મેળવવા સારૂ એ એક ગુફામાં માતાનો હવન કરતો હતો ને અગ્નિકુંડમાંથી અશ્વ સારથી સહિત અડધો રથ નિકળ્યો હતો એવામાં વિભીષણના કહ્યાથી હનુમાન આદિ વાનરોનું સૈન્ય લઇને લક્ષ્મણ ત્યાં આવ્યા ને વાનરોએ પહાડ ઝાડ નાંખી કુંડ ભાંગી નાંખ્યો ને ઇંદ્રજિતને પ્રહાર કરી બ્હાર કહાડ્યો. પછી ત્યાંજ મોટું યુદ્ધ થયું તેમાં અંતે લક્ષ્મણે એને સૂર્યદત્ત બાણથી માર્યો. એને મારતાં ઘણી મહેનત પડી માટે લક્ષ્મણ એનું મસ્તક રામ પાસે લઇ ગયા હતા. એની સ્ત્રીનું નામ સુલોચના.

**ઇન્દ્રપ્રસ્થ**, જુની દિલ્હી;—જમનાનદી ઉપર.

**ઈન્દ્રાણી**, ઇન્દ્રની સ્ત્રી—શચી. ઇંદ્ર બદલાય છે પણ ઇન્દ્રાણી બદલાતી નથી.

**ઇરાવાન,** અર્જુનનો ઉલૂપીથી થયલો પુત્ર. એણે મોટા યુદ્ધમાં આઠમે દહાડે શકુનીના પાંચ પુત્રના ડોકાં ઉરાડયાં હતાં ને અલંબુપ રાક્ષસનાં ઘણાંક માયાવી રૂપને છેદ્યાં હતાં પણ પછી ઘણા રાક્ષસો પડવાથી એનું શિર ઉડયું હતું.

**ઇલા,** શ્રાદ્ધદેવ–વૈવસ્વત મનુની પુત્રી–ઇક્ષ્વાકુની બેન–બુદ્ધની સ્ત્રી. મનુએ પુત્ર પ્રાપ્તિસારૂ યજ્ઞ કર્યો હતો પણ તેની સ્ત્રીયે પુત્રીની ઇચ્છા બ્રાહ્મણોને જણાવી તેથી પુત્રી અવતરી. મનુએ વશિષ્ટને વિનવ્યાથી એણે નારાયણની સ્તુતિ કરી પૂત્રીનો પુત્ર કરાવ્યો ને એનું નામ **સુદ્યુમ્ન** પાડયું. એક સમયે સુદ્યુમ્ન મૃગયાને નિકળેલો તે એક મૃગની પાછળ દોડતાં અંબિકા વનમાં જઇ ચડયો. અહિં તે ને તેનાં માણસ પશુ સર્વ સ્ત્રી રૂપ થઈ ગયાં. (એ વનમાં એક સમયે શિવ પાર્વતી વિહાર કરતાં હતાં ને સનકાદિક શિવના દર્શનને આવ્યા તેથી પાર્વતી લજ્જિત થયાં હતાં ને તે પ્રસંગે શિવે વનને શાપ દીધો હતો કે અહીં જે પુરૂપ આવશે તે સ્ત્રી રૂપ થઇ જશે). સ્ત્રી સુદ્યુમ્ન વનમાં ભટકતી હતી એવામાં દક્ષિણ દિશાએ ચંદ્રનો પૂત્ર બુદ્ધ જે તપ કરતો હતો તેની નજરે તે પડી ને તેથી તે મોહિત થયો ને પછી ગંધર્વ વિવાહથી તેણે સુદ્યુમ્ન સાથે લગ્ન કર્યાં જેથી પુરૂરવા અવતર્યા. એ સઘળી વાત એક દિવસ સુદ્યુમ્ને વશિષ્ઠને કહી ત્યારે એણે શિવની સ્તુતિ કરી સ્ત્રી સુદ્યુમ્નને પુરૂષ કરવા વિષે કહ્યું. શિવ વદ્યા કે તે એક માસ સ્ત્રી ને એક માસ પુરૂપ થઇ રહેશે. પછી સ્ત્રી સુદ્યુમ્ન પુરૂપ થયો ને પોતાના પુત્ર પુરૂરવાને લઇ પોતાને નગર આવ્યો, અહીં તે એક માસ પુરૂપ રૂપે

રાજકારભાર કરે અને એક માસ સ્ત્રી થાય તારેં મંદવાડને બ્હાને એક સ્થળે પડી રહે. એમ કરતાં પુરૂષ સુદ્યુમ્નને રાણીઓથી ત્રણ પુત્ર થયા. એ ત્રણેને દક્ષિણ દિશાનું રાજ્ય આપી પુરૂરવાને પોતાને આસને બેસાડી પોતે વનમાં તપશ્ચર્યા કરવા ગયો. મનુને પછવાડેથી ૯ (કોઈ કહે છે ૧૦) પુત્ર થયા હતા તેમાં ઇક્ષ્વાકુ મોટા હતા.

**ઇલાવૃત્ત**, જંબુદ્વીપમાંના નવખંડમાંનો સહુથી મ્હોટો ને વચલો ખંડ.

**ઇલ્વલ**, એ નામનો રાક્ષસ જેને અગસ્ત્યે માર્યો હતો.

**ઇશાન**, શિવ. ૨ ઉત્તર ને પૂર્વની વચમાંના ખુણાનો પ્રદેશ.

**ઇશ્વર**, શિવ.

**ઇશ્વરી**, પાર્વતી. ૨ લક્ષ્મી. ૩ સરસ્વતી.

**ઉગ્રસેન**, મથુરા નગરીના યદુવંશી રાજા ને કંસના પિતા.

**ઉત્તમ**, સાત મનુમાંનો ત્રિજો.

**ઉત્તમૌજા**, પાંડવ પક્ષનો મહારથી જોદ્ધો. એણે જુદ્ધમાં અર્જુનને સહાય કરતાં રહી સામાવાળા ઉપર બહુ મારો ચલાવ્યો હતો. અસ્વત્થામાએ એક રાતમાં પાંડવ દળનો જે સંહાર કર્યો તેમાં તે પડયો હતો.

**ઉત્તર**, મચ્છ દેશના વિરાટ રાજાનો પુત્ર, એણે કૌરવ સામાં લડવાને અર્જુનને પોતાનો સારથી કર્યો હતો પણ સામા દળને જોતાં તે ગભરાઇ પાછો નગરમાં જતો હતો; પણ પછી અર્જુને તેને સારથી કરી પોતે જુદ્ધ કર્યું હતું. એ, મોટા જુદ્ધમાં પણ હતો.

**ઉત્તરા**, અર્જુનના પુત્ર અભિમન્યુની સ્ત્રી અને વિરાટ રાજાની પુત્રી. એ રાજાને ત્યાં પાંડવો વનવાસમાં ગુપ્ત રહ્યા ત્યારે અર્જુને ઉત્તરાને ભણાવી હતી. પાંડવોને વિદાય કરતી વેળા રાજાએ અર્જુનને કહ્યું કે તમે એને

જાને તે ઘેટું છોડાવવાને ઉશ્કેર્યો. એટલામાં ગંધર્વો બીજું ઘેટું પણ લઇ ગયા. રાજા ગભરાટમાં ઉઠયા ને અંધારૂં છે તેથી ઉર્વશી મને નહીં દેખે એમ જાણી ધનુષ લઇ દોડયા. પણ એવામાં ગંધર્વોના સંકેતથી વિજળી થઇ ને ઉર્વશીએ રાજાને નગ્ન દીઠા ને એથી તે અલોપ થઇ ગઇ. કેટલેક વર્ષે રાજા વિરહ પીડાથી રઝળતા રઝળતા કુરૂક્ષેત્રમાં આવ્યા. અહીં એણે કેટલીક અપ્સરાને જળક્રીડા કરતી દીઠી તેમાં ઉર્વશીને પણ જોઇ. રાજાએ કાલાવાલા કર્યાથી ઉર્વશીએ કહ્યું કે હું પ્રતિવર્ષ એકવાર તને મળી જઇશ. પછી તે પ્રમાણે તે મળતી. ઉર્વશીથી પુરૂરવાને છ પુત્ર થયા હતા.

ઉલૂક, શકુનીનો પુત્ર. એને દુર્યોધને મોટાં જુદ્ધના સમા ઉપર પાંડવોને દુષ્ટ વચન સંભળાવવાને મોકલ્યો હતો. એ જુદ્ધમાં પણ હતો ને કર્ણ પડ્યા પછી નકુળે એનું શિર ઉડાવી દીધું હતું.

ઉષા, બાણાસુરની કન્યા. એ ગંધર્વ વિવાહથી અનિરૂદ્ધ સાથે પરણી હતી. (બાણાસુરની કથા જોવી).

ઊર્ધ્વરેતા, શિવ. ૨ યાજ્ઞવલ્કય ઋષિના ગુરૂ.

ઋગ્, ચાર વેદમાંનો પ્રથમ. એમાં યજ્ઞાદિક સંબંધી મંત્રો છે.

ઋચિક, ભૃગુ ઋષિના પુત્ર અને જમદગ્નિના પિતા. એઓ ગાધિ રાજાની કન્યા પરણવા સારૂ ગાધિની ઇચ્છાથી વરૂણને ત્યાંથી હજાર શ્યામકર્ણ ઘોડા લઇ આવ્યા હતા. (જમદગ્નિની કથા જોવી).

ઋતુપર્ણ, સૂર્યવંશી રાજા-ભગિરથના વંશજ. એ નળ રાજાના મિત્ર હતા. એને ત્યાં નળ રાજા બાહુકને વેષે રહ્યા હતા. એણે નળરાજાને ગણિત વિદ્યા શિખવી હતી ને પોતે તેની પાસેથી અશ્વ વિદ્યા લીધી હતી.

**ઋષભદેવ,** નાભિ રાજાના પુત્ર. એ ચોવીસ અવતારમાંનાં આઠમા છે. એનો પ્રતાપ સાંભળી ઈંદ્રને અદેખાઇ આવી તેથી એની નગરીમાં વર્ષાદ બંધ કર્યો. ત્યારે એણે તેની અજ્ઞાનતા ઉપર હસીને પોતાના બળથી સર્વ લોક જ્યારે ઇચ્છે ત્યારે પાણી મળે એવી યુક્તિ કરી. પછી ઈંદ્ર શરણ આવ્યો ને પોતાની જયંતી નામની કન્યા ઋષભદેવને પરણાવી. એ સ્ત્રીથી એને સો પુત્ર થયા તેમાં વડો ભરત નામનો હતો. ઋષભદેવે પોતાના પુત્રોને જ્ઞાન સમજાવ્યું ને પછી ભરતને ગાદીએ બેસાડી પોતે વનમાં પ્રભુનું સ્મરણ કરવા ગયા. અહીં એઓ જડભરતનો ધર્મ પાળી રહેતા—એટલે કોઇ ખવરાવે તો ખાવું ને એક જગોએજ બેસી સ્મરણ કર્યા કરવું, મળમૂત્ર પણ ત્યાંજ કરવાં. એના મળમૂત્રની ગંધ ચાળીસ કોશસુધી જતી, એમ છતાં પણ એના ઉપર દેવકન્યાઓ મોહિત થતી. એનું જોઇ લોકોએ તે પ્રમાણે વર્તવા માંડયું ને વેદકર્મ તજી જૈન ધર્મ આદર્યો. ઋષભદેવ એજ અવસ્થામાં અગ્નિથી બળી સ્વધામ ગયા. ઋષભદેવે જૈનધર્મ પ્રવર્તાવ્યો માટે જૈન લોકો પોતાના ચોવીસ તીર્થંકરમાં તેમને પેહેલા ગણે છે.

**એકદન્ત,** ગણપતિ.

**એકલશૃંગી,** શૃંગી.

**ઐરાવત,** ઈંદ્રનો ધોળો હાથી. એને સાત સુંડ ને ચાર દાંત છે. ૨ એક નાગ એ પ્રથમ ઉલૂપી સાથે પરણ્યો હતો ને એના મરી ગયા પછી તે અર્જુન સાથે પરણી હતી.

**ઓખા,** ઉષા.

**ઓધવ,** ઉદ્ધવ.

**ઔષધી,** ચંદ્રની સ્ત્રી.

**કંસ,** મથુરાના ઉગ્રસેન રાજાનો પુત્ર, એના જન્મ વિષે આ કથા છે કે ઉગ્રસેનની સ્ત્રી પવનરેખા એક દિવસ પોતાની સાહેલીઓ સાથે વનવિહાર કરવા ગઇ હતી ત્યાં તે તેઓથી જુદી પડી ને એકલી ઝાડની ઘટામાં ચાલી ગઇ. એવામાં કોઇ દ્રુમલિક રાક્ષસે ઉગ્રસેનનું રૂપ ધરી તેની સાથે ભોગ કર્યો ને એથી ગર્ભ રહ્યો તે કંસ અવતર્યો. પાંચ છ વર્ષનો હતો ત્યારથી તેણે મથુરાપુરીની પ્રજાને ઉપદ્રવ કરવા માંડ્યો. છોકરાઓને પકડી વનમાં લઇ જઇ મારી નાખતો ને પ્હાડની ખોહમાં રાખી આવતો. જ્યારે પ્રજામાં ગભરાટ થયો ને રાજાને કાને વાત ગઇ ત્યારે એણે કંસને બહુ સમજાવ્યો પણ મિથ્યા. આઠ વર્ષની વયે તેણે એકલા મગધ દેશ જઇ અહીંના બળવાન રાજા જરાસન્ધ સાથે કુસ્તી કરી તેને હરાવ્યો. જરાસંધે જાણ્યું કે જુદ્ધમાં તે મારાથી જીતાવાનો નથી માટે મારે એના સંબંધી થવું. પછી તેણે પોતાની બે કન્યા અસ્તિ ને પ્રાપ્તિ કંસને આપી. કંસે મથુરામાં આવી ઉગ્રસેનને કહ્યું કે રામ નામ છોડી મહાદેવનો જપ કરો. એ રાજાએ ન માન્યું તેથી કંસે ઉગ્રસેનને ઉઠાડી મ્હેલી પોતે રાજ્યાસન ઉપર બેઠો ને ઢંઢેરો પિટાવ્યો કે કોઇ ભગવાનનું નામ ન લે ને યજ્ઞ ન કરે. એણે હરિભકતોને ને બ્રાહ્મણોને બહુ દુઃખ દેવા માંડ્યું. જ્યારે એના કાકા દેવકે એની આજ્ઞાથી પોતાની કન્યા દેવકીને વસુદેવ સાથે પરણાવી ત્યારે કંસ તેને મોટા ઠાઠથી વિદાય કરવા જતો હતો, પણ એવામાં આકાશવાણી થઇ કે એનો આઠમો પુત્ર તારો કાળ અવતરશે. એ સાંભળી તે તરત દેવકીના કેશ પકડી તરવારથી મારવાને ઉભો થયો. વસુદેવે વિનંતિ કરી કે નિર્દોષ સ્ત્રીનો વધ શા માટે કરો છો? એનો પુત્ર તમારો કાળ થવાનો છે માટે તેને મા-

રજો; એને જેટલા પુત્ર થશે તેટલા હું તમારે સ્વાધીન કરીશ. એ ઉપરથી કંસે દેવકીને ન મારતાં વસુદેવને પાછી સોંપી. આકાશવાણીથી કંસના મનમાં દેવકી પુત્ર ઉપર જે દ્વેશ ઉત્પન્ન થયેલો તે વધ્યો ને એણે કૃષ્ણને મારવાને ઘણી ઘણી યુક્તિ કરી પણ તેમાં ન ફાવતાં અંતે એ કૃષ્ણને હાથે માર્યો ગયો. (કૃષ્ણની કથા જોવી).

**કકુત્સ્થ,** સૂર્યવંશી રાજા-ઇક્ષ્વાકુનો પુત્ર.

**કંક,** એ નામ રાખી યુધિષ્ઠિર વિરાટને ત્યાં રહ્યા હતા.

**કચ,** બૃહસ્પતિ ને તારાનો પુત્ર. ઇંદ્રાસનને માટે જે દૈત્યો દેવતા સાથે યુદ્ધ કરતાં મરણ પામતા તેમને શુક્રાચાર્ય સંજીવની મંત્રથી પાછા ઉઠાડતો. એ વિદ્યા બૃહસ્પતિ પાસે નહીં તેથી ઇંદ્ર ચિંતાગ્રસ્ત રેહે. પછી એણે કચને શુક્રાચાર્ય પાસે તે વિદ્યા સાધવાને મોકલ્યો. એણે આચાર્યને કહ્યું કે હું તમારી નીચ સેવા કરીને પણ અભ્યાસ કરીશ ને મારે દેવતાઓનું કંઇ કામ નથી. આચાર્યે વિચાર્યું કે એ મનનો નિર્દોષ છે ને એને ભણાવીશ તો બૃહસ્પતિ પણ મારો શિષ્ય કેહેવાશે. પછી કચ ત્યાં રહ્યો. એ કચના ઉપર શુક્રકન્યા દેવયાનીને [illegible] ઘણો પ્રેમ થયો હતો. કચ, શુક્ર પાસે સંજીવની [illegible] હતી. [illegible] એ વાત દૈત્યોએ જાણી એટલે તેઓએ તેને મારી ના[illegible]ચાર કર્યો. એક દિવસ કચ ધેનુ ચરાવવા વનમાં ગયો હતો ત્યાં તેને એક દૈત્યે મારી નાખ્યો. સાંજ પડી ને કચ ઘેર ન આવ્યો તેથી દેવયાનીએ કલ્પાંત કરવા માંડ્યું. શુક્રાચાર્યે જ્ઞાનદૃષ્ટિયે જોયું તો કચ મરી ગયલો. પછી તેણે તેને સજીવન કર્યો. કચને જીવતો થયલો જોઇ દૈત્યોએ ફરીથી તેને મારીને બાળી દીધો ને તેની રાખને મદ્યમાં ભેળી એ મદ્ય શુક્રને પાઇ દીધો. એથી પાછું દેવયાનીએ કલ્પાંત કરી પિતાને કહ્યું કે કચ વનાહું મારો

પ્રાણ ત્યાગ કરીશ. કચને આચાર્યે બુમ પાડી કહ્યું કે–વત્સ, ક્યાં છે? ત્યારે કચ કહે કે તમારા ઉદરમાં, પણ નિકળવાનો રસ્તો નથી. આચાર્યને કન્યા ઘણી લાડકી હતી તેથી તેને કહ્યું કે એ મદ્ય સાથે પેટમાં ગયો છે તે નહીં જીવે પણ તને તે વાહાલો હોય તો હું મરૂં ને તેને ઉઠાડું. દેવયાની કહે છે કે આગળથી કચને સંજીવની વિદ્યા શિખવો એટલે તે બહાર નિકળી તમને પાછા જીવતા કરશે. આચાર્યને તે વિદ્યા આપવી ગમી નહીં. પણ કન્યાના આગ્રહથી તેણે તે કચને શિખવી. પછી કચ આચાર્યનું પેટ ચીરી બ્હાર આવ્યો ને પછી એણે તેમને પાછા જીવતા કર્યા. હજાર વરસ પુરાં થયાં ત્યારે કચ આજ્ઞા લઇ જવા નિકળ્યો તે વેળા દેવયાનીએ કહ્યું કે મારે યોગે તને વિદ્યા પ્રાપ્ત થઇ છે માટે મારી સાથે લગ્ન કર. કચે કહ્યું કે તું ગુરૂપુત્રી મારી બ્હેન થાય. એ ઉપરથી દેવયાનીએ કચને તિરસ્કાર કરી શાપ દીધો કે તારી વિદ્યા તને નિષ્ફળ થશે. કચે દેવયાનીને શાપ દીધો કે તને કોઇ ઋષિ નહીં વરે. પછી કચ શુક્રાચાર્યની આજ્ઞા લઇ પોતાને સ્વસ્થાને ગયો.

**કુચ્છાવતાર,** વિષ્ણુના દશ અવતારમાંનો બિજો. પ્રલયથી લોકની સુખસામગ્રી જતી રહી હતી તેની પોતે આણવાને એણે સમુદ્ર મંથન કરાવી ચૌદ રત્ન કહડાવ્યાં. મુખ્ય હેતુ તો અમૃત કહાડવાનો હતો પણ બિજાં ૧૩ સહજ નિકળ્યાં. વિષ્ણુ કાચબા થઇ પાણીમાં રહ્યા ને પોતાની પીઠ પર મંદ્રાચળ પર્વત રવૈની પેઠે ઉભો રખાવ્યો. પછી દેવ દાનવે વાસુકી નાગને નેતરાંની પેઠે વિટાળ્યો. દેવ પુછડાં તરફ ને દાનવ મોડા તરફ ઉભા રહ્યા ને પછી મંથન કરવા માડ્યું તો સમુદ્રમાંથી એક પછી એક વસ્તુઓ નિકળવા માંડી. એ અમૂલિક હોવાથી ચૌદ રત્ન કહેવાય છે. તે આ છેઃ–ચંદ્ર,

લક્ષ્મી, સુરા (દારૂ), સાત મોડાનો ઘોડો, કૌસ્તુભમણિ, પારિજાતનું ઝાડ, કામદુધા (ગાય), ધન્વંતરી વૈદ્ય, ઐરાવત હાથી, પાંચજન્ય શંખ, સારંગ ધનુષ, વિષ, રંભા ને અમૃત. એ નિકળ્યું એટલે દેવ દૈત્યોમાં મારામારી ચાલી. જ્યારે વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધર્યું ત્યારે દૈત્યો ચિત્તભ્રમ થયા ને દેવતાઓએ અમૃત પીધું. એક રાહુ નામે દૈત્ય જે ચેતી ગયો તેણે દેવોની પંક્તિમાં ભરાઇને પીવા માંડયું પણ એ ટલામાં વિષ્ણુએ તેનું મસ્તક છેદી નાખ્યું (રાહુની કથા જોવી). પછી રત્નોની વ્યવસ્થા આ પ્રમાણે થઇઃ–લક્ષ્મી, કૌસ્તુભ, શંખ ને ધનુષ એ વિષ્ણુએ પોતે રાખ્યાં; પરિજાત, કામદુધા, રમ્ભા ને ઐરાવત એ ઇન્દ્રને આપ્યાં; ધન્વંતરિને સ્વર્ગના વૈદ્ય કરીને થાપ્યા; ઘોડો સૂર્યને આપ્યો; ચન્દ્ર તથા વિષ મહાદેવને આપ્યાં અને અમૃત પીતાં વધ્યું તે ઇન્દ્રને રાખી મુકવા આપ્યું; સુરા દૈત્યને આપી.

કણાદ, ઋષિ. એણે પરમાણુને મુખ્ય કરી અતિ સૂક્ષ્મ તેજ ઇશ્વર એ વિચારનું વૈશેષિક ન્યાયશાસ્ત્ર કર્યું છે. એ, નીલ પર્વત ઉપર યોગીને વેષે રેહેતા.

કણ્વ, કશ્યપકુળના ઋષિ. એણે શકુન્તલાને ઉછેરી મોટી કીધી હતી. એ માલિની નદીને તીરે મઠ બાંધી રહ્યા હતા.

કદ્રુ, દક્ષની પુત્રી ને કશ્યપની એક સ્ત્રી–જેનાથી પાતાળમાં વાસ કરનાર સર્વ નાગ ઉત્પન્ન થયા છે. એ ને એની બ્હેન વિનતા એ બન્ને સરસાઇથી કશ્યપની સેવા કર્યા કરે, કશ્યપે પ્રસન્ન થઇ કહ્યું કે કદ્રુને હજાર પુત્ર થશે ને વિનતાને અતિ બળવાન બે પુત્ર થશે. પછી બન્ને ગર્ભવંતી થઇ અને વિનતાએ બે ને કદ્રુએ હજાર ઇંડાં પ્રસવ્યાં. પાંચ હજાર વરસે કદ્રુનાં ઇંડાં ફુટયાં તેમાંથી શેષ વાસુકી તક્ષક કર્કોટક ધનંજય ઐરા-

વત આદિ નાગો નિકળ્યા. વિનતાએ અદેખાઇથી ઉતાવળમાં પોતાનું એક કાચું ઇંડું ફોડયું ને એમાંથી ઘુંટણલગી અંગવાળો (પગવનાનો પાંગળો) લોહી માંસે નિગળતો પુત્ર નિકળ્યો જે અરૂણના નામથી ઓળખાયો છે. કાચુ ઈંડું ફોડયું માટે અરૂણે પોતાની માને શાપ દીધો કે તેં જેની અદેખાઇ કરી તેનેજ ઘેર તું સહસ્ત્ર અયનસુધી દાસી થઇ રહેજે. પછી એક સમે કપટથી કદ્રુએ વિનતાને કહ્યું કે ચાલ આપણે સૂર્યનો ઘોડો જોઇએ. બંને જોવા ગઇ ને પછી ઘેર આવી કદ્રુએ કહ્યું કે એનું પુચ્છ કાળું છે વિનતા કહે કે ધોળું છે. કદ્રુ કહે કે ધોળું હોય તો એક હજાર અયન હું તારી દાસ થઇ રહું ને કાળું હોય તો તું મારી થઇ રહે. કાલે સવારે આપણે જઇ નિશ્ચય કરવો. કદ્રુએ પોતાના હજાર પુત્રોને કહ્યું કે તમે વિષની જ્વાળાથી ઘોડાનું પુચ્છ કાળું કરી આવો. તેઓએ કહ્યું કે હમને સૂર્ય બાળી નાખે. કદ્રુએ ક્રોધમાં શાપ દીધો કે તમને જનમેજય યજ્ઞકરી બાળશે. સર્વ નાગો ભયપામી ઘોડાને પુંછડે કાળા વાળને રૂપે થઇ વળગી રહ્યા. પછી બિજે દહાડે કદ્રુએ વિનતાને કહ્યું કે ઘોડાનું ધોળું પુચ્છ બતાવ. પેલી જંખવાઇ ગઇ ને પછી કદ્રુએ તેને દાસી કરી પોતાને ઘેર રાખી. એક હજાર વરસ પછી વિનતાનું બિજું ઈંડું ફુટયું ને તેમાંથી સૂર્ય સરખો તેજસ્વી ગરૂડ નિકળ્યો. એ તરતજ માનું દર્શન કરવા કદ્રુને ઘેર ગયો ને પોતાની માની દુર્દશા જોઇ તેને કેઇ માગવાનું કહ્યું. વિનતાએ કદ્રુના સામું જોયું તારે એણે ગરૂડને કહ્યું કે હું અને મારા પુત્રોને તું અમૃત આણી આપે તો હું તારી માને મુકત કરૂં. પછી ગરૂડે દેવતા સાથે યુદ્ધ કરી ઇંદ્રની પાસથી અમૃતનો કળશ લીધો. પણ ઇંદ્રે તેને સમ-

જાણ્યો કે દુષ્ટ નાગ અમર થશે તો સહુને પીડા કરશે. ગરૂડ બોલ્યો કે હું કળશ લઇ જઇ નાગોને બતાવી દર્ભના વનમાં મુકીશ ને ત્યાંથી તમે કોઇ ન જાણે તેમ લઇ જજો. ગરૂડે કળશને દર્ભના વનમાં મુક્યો ને કદ્રુએ કહ્યું કે હવે વિનતા મુક્ત થઇ. પછી ગરૂડે સર્વ નાગને કહ્યું કે સ્નાન કરી આવી પ્રાશન કરજો ને પોતે વિનતાને તેડી ઘેર આવ્યો. નાગ સ્નાન કરવા ગયા એટલામાં ઇંદ્ર કળશ ચોરી ગયો ને નાગો આવીને જોય છે તો કળશ ન મળે. પછી નાગો કળશ તળેના દર્ભ ચાટવા લાગ્યા જેથી તેઓની જીભ કપાઇ બેવડી થઇ.

**કન્યા,** છઠ્ઠી રાશિ.

**કન્દર્પ, કામ.**

**કપાલી,** શિવ.

**કપિધ્વજ, અર્જુન.**

**કપિલ,** કર્દમ ઋષિના પુત્ર-સાંખ્ય શાસ્ત્રના કર્ત્તા. એ વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક છે. એ પુષ્કર આગળ જન્મ્યા હતા. એણે પોતાની મા દેવહુતીને સાંખ્યયોગ જ્ઞાન સમજાવ્યું. પછી ઉત્તર દિશાએ ગંગા સાગરમાં આવ્યા. અહીં સમુદ્રે એની પુજા કરી બેસવાને આસન આપ્યું. કપિલદેવ મુનીએ અહીં બેસી યોગાભ્યાસ કર્યો એવા હેતુથી કે કળીયુગવાસી લોકો મારૂં દર્શન કરે તો તેઓ પાપથી છુટે. હજી પણ ગંગાસાગરમાં કલકત્તાની પાસે એ મુનિનું સ્થાનક છે જેની જાત્રા કરવા લોકો જાય છે. પાતાળમાં ધ્યાનસ્થ બેઠા હતા ત્યારે એણે સગર રાજાના સાઠ હજાર પુત્રોને ક્રોધમાં આંખના અગ્નિવડે બાળી ભસ્મ કર્યા હતા. એ કાળા હતા ને પીળાં વસ્ત્ર પેહેરતા.

કમલયોનિ, બ્રહ્મા.
કમલા, લક્ષ્મી.
કરણ, કર્ણ.
કર્ક, બારમાંની ચોથી રાશિ.

કર્કોટક, પાતાળનો એક નાગ. એક પ્રસંગે સપ્તઋષિના શાપથી એ પૃથ્વિ ઉપર બળતો હતો એવામાં નળરાજા વનવાસ નિકળ્યા હતા તેણે તેને દીઠો ને કહાડયો. એ ઉપકારને બદલે કર્કોટકે તેને દંખ દીધો જેથી નળનું રૂપ કદરૂપું થયું. નળે એમ કરવાનું કારણ પુછ્યાથી નાગે કહ્યું કે તમારે ત્રણ સંવત્સર છુપાં રહેવું છે માટે મેં દંખ દઇ બ્હરવું રૂપ કર્યું છે. પછી એણે ત્રણ વસ્ત્ર આપી રાજાને કહ્યું કે આ પેહેરવાથી તમારૂં રૂપ હતું તેવું થશે.

કર્ણ, કુન્તીને કુમારી અવસ્થામાં સૂર્યથી ઉત્પન્ન થયલો પુત્ર. એ કિરિટ, કુંડલ, કટિમેખળા, સુવર્ણ કવચ સહવર્તમાન જન્મ્યો હતો. એને કુન્તીએ પેટીમાં ઘાલી ગંગામાં તે વ્હેતી મુકી હતી. એ પેટી તણાતી હસ્તિનાપુર આગળ આવી. અહીં તે એક માછીને હાથ લાગી ને એણે તેમાં જીવતો બાળક જોઇ અધિરથ જે ધૃતરાષ્ટ્રના સારથીઓનો ઉપરી હતો તેને આપ્યો. એણે પોતાની સ્ત્રી રાધાને આપ્યો. એણે તેને ઉછેરી મોટો કર્યો. કર્ણે દ્રોણ પાસે અભ્યાસ કરવા માંડયો પણ એણે જ્યારે મન દઇને શિખવ્યું નહીં ત્યારે તે પરશુરામ પાસે અભ્યાસ કરવા ગયો. પરશુરામ બ્રાહ્મણ શિવાય કોઇને વિદ્યા શિખવતા નહીં તેથી કર્ણે બ્રાહ્મણને વેષે તેની પાસ જઇ વિદ્યાભ્યાસ કર્યો. એક દિવસ પરશુરામ કર્ણના ખોળામાં માથું મુકી સુતા હતા તે વેળા ઇન્દ્રે એક જાતનો કીટ થઇને કર્ણની જાંઘ કોરવા માંડી એથી રૂધિરનો પ્રવાહ ચાલ્યો પણ

કર્ણ જરા પણ સળવળ્યો નહીં. જ્યારે રૂધિર પરશુરામને શરીરે ઉનું લાગ્યું ત્યારે તે જાગી ઉઠયા ને જોય છે તો રૂધિરનો પ્રવાહ ને કર્ણ તટસ્થ બેઠેલો. પરશુરામે કહ્યું કે તું બ્રાહ્મણ નથી, બ્રાહ્મણને આટલું ધૈર્ય હોય નહીં માટે સાચું કહે. ત્યારે કર્ણે શાપને ભયે પોતાનું ખરૂં નામ જણાવ્યું. પરશુરામે કહ્યું કે તું ચોરીથી મારી પાસે વિદ્યા ભણ્યો માટે તારી વિદ્યા સઘળે સફળ થશે પણ મરતી વેળા તું અસ્ત્ર ભુલી જઇશ. દ્રોણાચાર્ય પાસે ભણી રહ્યા પછી પાંડવ કૌરવે પરીક્ષા આપી તે સમે કર્ણે રણાંગણમાં આવી કહ્યું કે મને જો આજ્ઞા હોય તો હું અર્જુનના કરતાં વિશેષ પરાક્રમ દેખાડું. એ પ્રસંગે કૃપાચાર્યે તેનું કુળ વગોવ્યું તે ઉપર દુર્યોધને કુળ કરતાં વિદ્યા મોટી છે એવાં દ્રષ્ટાંતો સંભળાવી કર્ણને તરતજ અંગ દેશનો રાજ્યાભિષેક કર્યો ને પોતે પોતાના મંડળિક રાજા સહિત તેને નમ્યો. કર્ણે કહ્યું કે કંઇ માગો. દુર્યોધને કહ્યું કે રાજોત્તપ આપણો સ્નેહ દિવસે દિવસે અધિક અધિક વધે તેમ કરવું. ત્યારે કર્ણ બોલ્યો કે તમે મારા અંતલગીના મિત્ર છો. દ્રૌપદીના સ્વયંવરમાં ધનુષ ઉઠાવવાની જ્યારે કોઇની હામ ન ચાલી ત્યારે કર્ણે તે ઉઠાવ્યું; પણ એટલામાં સુતપુત્ર મચ્છ વિંધશે તોપણ સર્વથા હું નહીં પરણું એવાં દ્રોપદીનાં વચન સાંભળી અપમાન સહન ન થયેથી કર્ણે ધનુષ મુકી દીધું હતું. દુર્યોધને યજ્ઞ કર્યો તે વેળા કર્ણ એકલો દિગવિજય કરી આવ્યો હતો. એ પ્રસંગે પ્રથમ જરાસંધને ને કર્ણને મોટું યુદ્ધ થયું હતું તેમાં જરાસંધનું પાસું નબળું પડવાથી તેણે કર્ણ સાથે મૈત્રી કરી પોતાનો એક દેશ તેને આપ્યો હતો. કર્ણ નિત્ય સૂર્યનું ઉપસ્થાન કરતો. ઇંદ્ર, કવચ કુંડળ લેવા આવતો હતો તે સમયે સૂર્યે આવી કર્ણને કહ્યું કે ઇંદ્ર તારી પાસે કવચ કુંડળ લેવા આવે છે માટે આપીશ નહીં.

કર્ણે કહ્યું કે ઇંદ્ર સરખો જાચવા આવે ને ન આપું એમ તો બને નહીં. સૂર્યે કહ્યું કે તું તેની પાસે શક્તિ માગી લેજે. પછી જ્યારે ઇંદ્ર બ્રાહ્મણને વેશે કવચ કુંડળ જાચવા આવ્યો ત્યારે કર્ણે તે ત્વચા સહિત કાઢી આપ્યા ને શક્તિ માગી. એ, ઇંદ્રે આપી ને કહ્યું કે પ્રાણસંકટવેળાજ તેનો ઉપયોગ કરજે. પાંડવને દુ:ખ દેવાને જે ચાર જણા એકાંત કરવા બેસતા તેમાં કર્ણ પણ બેસતો. કર્ણ દુર્યોધનનો પ્રાણપ્રિય તેથી તે તેનો વિચાર તરત ઊંચકી લેતો. જેટલી• વાર કૌરવે પાંડવ સામાં જુદ્ધ કર્યું તેટલી વાર તે તેમાં સામેલ હતો. જ્યારે કૃષ્ણ દુર્યોધનને સમજાવવા આવ્યા હતા ને પછી ક્રોધાયમાન થઇ પાછા વળ્યા હતા તે પ્રસંગ ઉપર કૃષ્ણે કર્ણને આવતો દેખી બિજાઓને વદાય કરી પોતાના રથમાં બેસાડી વખાણ કરી કહ્યું હતું કે તું કુંતીનો જ્યેષ્ઠ પુત્ર છે, તું પાંડવ સાથે મૈત્રિ બાંધ, તને રાજ્યાસને બેસાડું છઉં–હું છત્ર ધરીશ ને ધર્મ યુવરાજ થશે. કર્ણે ઉત્તર વાળ્યો હતો કે કુન્તીએ મને ગંગામાં નાખ્યો, સૂતને ઘેર ઉછર્યો છઊં, મેં દુર્યોધનને વચન આપ્યું છે, મારાજ આશ્રયથી તે જુદ્ધ આરંભે છે, વળી હું જો આવું તો લોક કહેશે કે અર્જુનથી બ્હીનો માટે આવ્યો; એ સંધા કારણથી હું દુર્યોધનને મુકી સામા પક્ષમાં નહીં આવું; તમે પાંડવની સહાય કરો છો એટલે તેનું કલ્યાણજ છે. એક સમયે તે સૂર્યનું ઉપસ્થાન કરતો હતો ને કુન્તી આવી સમજાવવા લાગી ત્યારે કર્ણે કહ્યું કે મને કૃષ્ણે સઘળી વાત કહી છે, મારાથી દુર્યોધનને નહીં મુકાય, પણ હું અર્જુન સિવાય બિજા ચાર ભાઇને નહીં મારૂં; અર્જુનને હું મારીશ તો હું ને તારા ચાર મળીને તને પાંચ રહીશું ને અર્જુન મને મારશે તો તને પાંચ છેજ.

જ્યારે ભીષ્મે યોદ્ધાઓના વર્ગ બાંધ્યા તે પ્રસંગે કર્ણને અતિરથીમાં ન ગણતાં અર્ધરથીમાં ગણ્યો હતો તે ઉપરથી કર્ણે ક્રોધાયમાન થઇ પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી ભીષ્મ યુદ્ધમાં હશે ત્યાં સુધી હું શસ્ત્ર નહીં ધરૂં. ભીષ્મ યુદ્ધમાં પડ્યા ત્યારે સહુ તેના દર્શનને ગયા હતા તેમાં કર્ણ સહુથી છેલ્લો રાત્રે એકલો ગયો હતો. ભીષ્મે પૂછ્યું તું કોણ છે ત્યારે તે કહે કે હું રાધાનો પુત્ર કર્ણ છઉં. ભીષ્મે કહ્યું કે નહીં તું કુન્તીનો ને સૂર્યનો પુત્ર છે. કર્ણ બોલ્યો કે મહારાજ મેં તમારી સાથે સ્પર્ધા કરી છે માટે મને ક્ષમા કરજો ને આજ્ઞા આપો કે હું યુદ્ધ કરૂં. ભીષ્મે કહ્યું કે તું અહીં આવ્યો તેથી હું પ્રસન્ન છઉં ને આજ્ઞા આપું છું કે ધર્મયુદ્ધ કરજે. દ્રોણ સેનાપતિના સમયમાં ચોથે દિવસે રાત્રિ યુદ્ધમાં કર્ણે પાંડવ દળનો સંહાર કરવા માંડ્યો ત્યારે અર્જુને તેની સામા જવાની ઇચ્છા દેખાડી પણ કૃષ્ણે કહ્યું કે ઇંદ્રની શક્તિ તે તારા ઉપર મુકશે ને તેથી તું મરીશ માટે ઘટોત્કચને મોકલવો. એ જોદ્ધાએ જ્યારે કૌરવ દળને હંફાવ્યું ત્યારે કૌરવ પક્ષના જોદ્ધાઓએ કર્ણની વિનંતી કરી કે હવે તો તું ઇંદ્ર શક્તિ મુક તો હમે બચીયે. એ ઉપરથી કર્ણે ગભરાટમાં ને શક્તિ ઘટોત્કચ ઉપર મુકી તેનો પ્રાણ લીધો. કર્ણે યુધિષ્ઠિરને બાણોથી વિંધી નાખ્યા ને પછી માથા ઉપર હાથ મુકી કહ્યું કે વનમાં જઇ તપશ્ચર્યા કરો અથવા ઘેર જાઓ અથવા ભીમ અર્જુન પાસે જાઓ કે તે તમારૂં રક્ષણ કરે; સમોવડિયા સાથેજ યુદ્ધ કરવું ઘટિત છે. સહદેવ નકુળ સામા આવ્યા તેઓને પણ ન મારતાં શિખામણ દઇ પાછા હઠાડ્યા. કર્ણ સેનાપતિ પહેલે દિવસે તો ફાવ્યો નહીં પણ બીજે દિવસે જ્યારે શલ્ય સારથી થયો ત્યારે તેણે ઘુમવા માંડ્યું; ને જો કે શલ્ય તેના કાને

ક્ષણે તિરસ્કાર કરી તેનું તેજ હણતો તોપણ કર્ણ ભીડયો રહેતો. એણે સર્પમુખ બાણ જેમાં તક્ષકના પુત્રે પ્રવેશ કર્યો હતો તે અર્જુનના કંઠને લક્ષીને માર્યું પણ કૃષ્ણે ઘોડાને બેસાડી દીધા તેથી માત્ર અર્જુનનો મુકટ જે ઇંદ્રે આપ્યો હતો તે છેદાયો. એવું બન્યું કે કર્ણના રથનું ચક્ર પૃથ્વિમાં ગડાયું પણ એ સમે કર્ણ બાણ સાધી અર્જુનને મોહ પમાડી નીચે ઉતર્યો હતો. જ્યારે કૃષ્ણે અર્જુનને સાવધ કર્યો ને એણે બાણ ચલાવ્યાં ત્યારે કર્ણે કહ્યું કે એક મુહૂર્ત તો થોભ કંઇ ધર્માધર્મતો સમજ. કૃષ્ણે બુમ પાડીને કહ્યું કે ધર્માધર્મ તો તમે કૌરવો બહુ સમજ્યા છો. કર્ણે પ્રત્યુત્તર ન આપ્યો. પછી અર્જુને ભલ્લાકાર બાણે તેના રથનો ધ્વજ છેદ્યો ને અંજળી આકારના મંત્રબાણે કર્ણનું શિર ઉડાવ્યું. કર્ણ પૂર્વે થયલા શત કવચ રાક્ષસનો અંશ કહેવાય છે. એની ઉદારતા આગળ તો સીમા. એ, નિત્ય સહસ્ત્ર બ્રાહ્મણને દશ સહસ્ત્ર ગૌદાન આપતો હતો. જેઓ તેની પાસે જાચવા જતા તે સહુને તેઓની ઇચ્છાથી અધિક આપી પ્રસન્ન કરતો. કર્ણ સરખો દાતા નહીં એવું આજ પણ સર્વ ઠેકાણે બોલાય છે.

**કર્દમ,** બ્રહ્માના પુત્ર. એ સ્વયંભૂ મનુની પુત્રી દેવહૂતી સાથે પરણ્યા હતા જેથી તેને નવ પુત્રી ને કપિલ મુની પુત્ર એ થયાં હતાં. એ મોટા તપસ્વી હતા ને એના તપથી પ્રસન્ન થઇ વિષ્ણુએ કપિલ મુનિને રૂપે અવતાર ધારણ કર્યો હતો.

**કલંકી, કલ્કી.**

**કલિ,** ચાર યુગમાનો ચોથો-૪૩૨૦૦૦ વરસનો. એમાં અધર્મ બહુ થવાનો ને ભૂમિપર ભાર વધવાનો. પરીક્ષિત રાજાના વખતથી કળિયુગનો પ્રારંભ થયો છે. (અંગ્રેજ લોક કહે છે કે ઇ૦ સ૦ની પહેલાં ૩૦૦૦ વરસ ઉપર થયો હશે.)

**કલિંગ**, કટકથી તે મદ્રાસલગીનો પ્રદેશ.

**કલ્કી**, બુદ્ધાવતાર પછી થવાનો અવતાર—દશમો એમાં વિષ્ણુ બ્રાહ્મણને રૂપે નાગી તરવારે લીલા ઘોડા ઉપર બેસીને દુષ્ટનો સંહાર કરશે ને સત્યયુગનો ધર્મ ચલાવશે.

**કલ્પ**, ચારયુગની એક ચોકડી ને એવી ૯૯૪ ચોકડી જેટલો જે કાળ તે અથવા ૪૨૯૪૦૮૦૦૦૦ એટલાં વર્ષ તે. એ બ્રહ્માનો એક દિવસ કેહેવાય છે ને પછી પાછાં તેટલાંજ વરસની તેની રાત થાય છે. એવી અકેકી રાતે જગત્ નાશ પામે છે ને પાછું અકેકી દિવસે સૃષ્ટિ ઉત્પન્ન થઇ સ્થિત રહે છે. બ્રહ્માનાં સો વરસ થશે ત્યારે મહાપ્રલય થશે ને માત્ર વિષ્ણુ જળમાં શેષ ઉપર શયન કરશે.

**કલ્પદ્રુમ**, વૃક્ષ, મન વાંછિત ફળ આપનારૂં સ્વર્ગનું ઝાડ; ચૌદ રત્નમાંનું એક.

**કશ્યપ**, મરીચિ પ્રજાપતિના પુત્ર. એ દક્ષની તેર કન્યા પરણ્યા હતા તેમાં મોટી જે અદિતિ તે તેને ઘણી વ્હાલી હતી. એ અદિતિથી બાર આદિત્ય ને પછી દેવતા થયા. દિતિ નામની સ્ત્રીથી દૈત્ય થયા. એને તેર સિવાય બિજી પણ સ્ત્રીયો હતી. કશ્યપની સૃષ્ટિમાં દેવ, દૈત્ય મનુષ્ય ઇ૦ પ્રાણીયો ઉત્પન્ન થયાં છે.

**કહોલ**, ઋષિ—અષ્ટાવક્રના પિતા.

**કળજુગ**, કલિ.

**કાત્યાયન**, એક સ્મૃતિકાર ઋષિ.

**કાત્યાયની**, પાર્વતી.

**કાન્યકુબ્જ**, કનોજ.

**કામ**, સ્ત્રી પુરૂષમાં પરસ્પર પ્રેમ ઉત્પંન કરાવી સંભોગ કરાવનારો દેવ. ઇશ્વર ને માયાનો પુત્ર. બ્રહ્માના હૃદયમાંથી તે પ્રથમ સ્ત્રી રૂપે ઉત્પન્ન થયો ને એથી બ્રહ્મા પોતેજ

મોહ પામ્યા. પછી પ્રજાપતિયોએ કહ્યું કે એતો તમારી પુત્રી થાય ત્યારે બ્રહ્મા લજ્જિત થયા હતા. એક સમે શિવ પાર્વતી ચોપટ ખેલતાં રકઝક થયેથી રીસાઇ ઉઠી ગયાં ને પછી બંનેએ ઉગ્ર તપ કરવા માંડયું. એ તપથી પ્રલયાગ્નિ ઉત્પંન થયો ને દેવતા ગભરાયા. એઓએ શિવને કહ્યું કે તમે પાર્વતીને પાછાં બોલાવો. શીવ બોલ્યા કે હું તો નહીં બોલાવું તેની ઇચ્છા હોય તો આવે. પછી ગંગાએ પાર્વતીને સમજાવ્યાં ને એ ભિલડીને વેશે આવ્યાં. ઈંદ્રે કામને કહ્યું હતું કે પાર્વતી ભિલડી થઇ આવે કે તારે તારૂં બાણ શિવને મારવું તેથી કામે તેમ કર્યું ને શિવ મોહિત થયા ને પછી પાર્વતી પોતાને રૂપે પ્રગટ થયાં. પરંતુ શિવે કામના ઉપર ક્રોધે ભરાઇ તેને પોતાનાં ત્રીજાં નયનની જ્વાળાથી બાળી નાખ્યો. પછી કામની સ્ત્રી રતિયે શિવને ઘણા વિનવ્યા ત્યારે શિવે કહ્યું કે હમણાં તું શંબરાસુર દૈત્યને ઘેર રહેજે ને કામ પાછો કૃષ્ણ રૂકમણીના પુત્રરૂપે અવતરશે ને તને વરશે. (પ્રદ્યુમ્નની કથા જોવી). કામ ઘણો સુંદર છે એને સેરડીનું અથવા ફુલનું ધનુષ ને ભ્રમર–મધમાંખીની હારરૂપી તેને પણછ–દોરી છે ને અકેકાં બાણ તીરની અણી ઉપર અકેકું ફુલ એવાં પાંચ બાણ છે જેથી તે માણસની પાંચે ઈંદ્રી ઉપર પોતાની સત્તા ચલાવે છે. એ પાંચ ફુલનાં નામ આ છે—કમળ, આસોપાલવનું ફુલ, સરસવનું ફુલ, આંબાનો મોર અને ભુરૂં કમળ. કોઇને મતે ચાંપુ, આંબાનો મોર, નાગ કેશર, કેવડો તે બીલીનું ફુલ એ છે. કામનું વાહન પોપટ અથવા નુરી છે. એ ઉપર બેસીને તે ચાંદરણામાં ફરવા નિકળે છે, અને વેળાએ સુંદર વાડીયોમાં પોતાની મા અથવા સ્ત્રી સાથે વાતો કરતો બેસે છે. એના પ્રાણ મિત્રનું નામ વસંત છે. એ અપ્સરાઓમાં

મ્હાલતો ફરે છે. એની આગળ પાછળ જે મોહિનીયો રહે છે તેમાંની મુખ્યના હાથમાં તેની ધજા છે ને એ ધજામાં લાલ ભોંય ઉપર માછલીનું ચિત્ર છે. એનાં બિજાં નામ આ છે:—મન્મથ, મદન, દર્પક, મકરધ્વજ, મીનકેતન, સ્મર, કન્દર્પ, પંચશર, પ્રદ્યુમ્ન, માર, શમ્બરારિ, રતિપતિ, મનસિજ, કુસુમાયુધ, અનંગ ઇ૦.

**કામદુધા-ધેનુ**, મનવાંછિત આપે એવી ગાય. એ સ્વર્ગમાં છે ને ચૌદ રત્નમાંનું એક ગણાય છે.

**કામભોજ**, એક દેશ. ૨ અહીંનો રાજા કૌરવ પક્ષનો એક જોદ્ધો.

**કાર્ત્તિકેય**, શિવના પુત્ર ને યુદ્ધના દેવ-સ્વર્ગના સેનાધિપતિ. એની ઉત્પત્તિ આમ છે:-શિવ પાર્વતી સાથે વિહાર કરત હતા એવામાં અગ્નિ બ્રાહ્મણને વેષે યાચવા આવ્યા. શિવે ક્રોધમાં પોતાનું વીર્ય તેને આપ્યું. અગ્નિ તે પી ગયા પણ પછી ન સહન થયાથી તેમણે ગંગામાં વમન કર્યું. એ ૭ વિભાગે જુદું પડ્યું. પણ પછી પાણી ઉપર પાછું એકઠું થઇને તેનું ૭ મુખનું સ્વરૂપ ઘડાયું. એ સુંદર પુત્ર ગંગાની છોળથી તીરે પડયો ને અહીં એને અક્કેકા મહિનો અક્કેકી કૃત્તિકાએ ધવાડી મોટો કર્યો. કોઇ કહે છે કે સપ્તઋષિની સ્ત્રીયોને જોઇને અગ્નિને કામ ઉત્પન્ન થયો ત્યારે તેની સ્ત્રી સ્વાહાએ અરુન્ધતી વિના બીજી ૭ ઋષિપત્નિઓના રૂપ વારા ફરતી ધારણ કરી અગ્નિને સંતોષ્યા એ સંભોગથી તેને ગર્ભ રહી ૭ મુખના કાર્તિકેય અવતર્યા-કોઇ કહે છે કે શિવે પાર્વતી સાથે ઘણોક કાળ વિહાર કર્યો પણ પુત્ર ઉત્પન્ન ન થયો પણ ખ્લિત થયલું વીર્ય દેવતાના કહ્યાથી અગ્નિએ લીધું; પરંતુ તેનું તેજ તેથી ન સહન થયેથી તેણે તે વીર્ય ગંગાને આપ્યું;

એથી પણ ન સહન થયેથી એણે હિમાચળ પર નાખ્યું ને અહીં કુમાર ઉત્પન્ન થયા ને એને પાર્વતીએ પુત્ર પ્રમાણે ગણ્યા;–દેવતાઓના કહ્યાથી છએ કૃત્તિકાયે પોતાનાં થાનનું દુધ પાવા માંડયું ને કુમાર પોતાના છ મુખ કરી અકેકેકનું દુધ પીવા લાગ્યા. એ ગણપતિના નાના ભાઇ થાય. એ ઘણા સ્વરૂપવાન છે ને મોર ઉપર સ્વારી કરે છે. એણે તારક નામનો અસુર જે દેવતાને ને મનુષ્યને ત્રાસ આપતો ને જે પોતાનાં તપોબળે પૃથ્વિનું રાજ ભોગવતો તેને મારી નાખ્યો છે. એણે ક્રૌંચ નામના દૈત્યને પણ માર્યો છે. એક સમે પાર્વતીએ કહ્યું કે જે કોઇ પૃથ્વી પ્રદક્ષિણા વ્હેલો કરી આવે તે સિદ્ધિબુદ્ધિ સાથે પરણે. કાર્તિકેય તો મોર ઉપર બેસી ખરી પ્રદક્ષિણા કરવા નિકળ્યા પણ ગણપતિયે માતા પૃથ્વિનું રૂપ છે એમ સમજી પાર્વતીની પ્રદક્ષિણા કરી કહ્યું કે મને પરણાવો. એ ઉપરથી માતાએ ગણપતિને પરણાવ્યા. કાર્તિકેય ઘણીવારે આવ્યા ને જુવે છે તો ગણપતિ પરણેલા. પછી કાર્તિકેય પરણવાનો નીમ લઇ કુંવારા રહ્યા. એનાં બીજાં નામ આ છેઃ–સ્કન્દ, સેનાની, કુમાર, ગુહ, ષડાનન, અગ્નિભવ, તારકારિ, શિખિવાહન, ગંગાપુત્ર, ગૌરીપુત્ર ઇ૦

**કાલ**, (કાળ), શિવનું એક રૂપ. ૨ યમનું નામ.

**કાલકેત**, નિવાંતકવચની સાથનો દૈત્ય જેને અર્જુને સ્વર્ગમાં હતો ત્યારે યુદ્ધમાં માર્યો હતો.

**કાલનેમિ**, દૈત્યે જેને કૃષ્ણે બાળપણમાં માર્યો હતો.

**કાલયવન** (કાળજવન), કાબુલના તાલજંઘ નામના ક્ષત્રી રાજાનો પુત્ર. તાલજંઘને પુત્ર નહીં તેથી તે ગર્ગની સેવા કર્યાં કરે. એક દિવસ ઋષિયે તેની સ્ત્રીને વીર્યદાન દઇને એક ફળ ખાવાને આપ્યું. એ ફળ તેણે નાહ્યા વનાં ખાધું

તેથી તેને જે પુત્ર થયો તે મ્લેચ્છ થઇ ગયો. એ કાલયવન જરાસંધની તરફથી કૃષ્ણની સામા યુદ્ધ કરવા આવ્યો હતો. કૃષ્ણ, યુદ્ધ ન કરતાં નાસી જઇ એક ગુફામાં ભરાયા. મ્લેચ્છે ત્યાં જઇ સુતેલા મુચકુન્દને કૃષ્ણ છે એમ જાણી લાત મારી જગાડયા. પછી તરતજ મુચકુન્દની આંખના ક્રોધાગ્નિથી કાલયવન બળી ગયો. (કૃષ્ણ મુચકુન્દની કથામાં જોવું).

**કાલરાત્રિ** (કાળરાત્રિ), દર સિત્તોતેરમે વરષે સાતમા મહિનાની સાતેમની જે રાત તે.

**કાલિકા–લી** (કાળકા–ળી), દુર્ગા-ચંડીનું એક ભયંકર રૂપ-જીભ બ્હાર નિકળેલી ને કોટે ડોકાંઓની માળા એવું; એક જોગણી.

**કાલિન્દી,** જમના નદી. ૨ કૃષ્ણની અષ્ટ પટરાણીમાંની એક–સૂર્યની પુત્રી. એ, કૃષ્ણને પરણવાને સારૂ એક હોડીમાં બેસી જમનામાં તપ કરતી હતી એવામાં અર્જુન ને કૃષ્ણ જે શિકારને નિકળ્યા હતા તે ત્યાં જઇ ચડયા ને પછી સૂર્યની સમક્ષ કૃષ્ણે તેની સાથે લગ્ન કર્યું.

**કાલીય** (કાળી નાગ), એ રમણક દ્વીપમાં રેહેતો હતો પણ ગરુડના ધાકથી તે જમનામાં આવી રહ્યો હતો. એના વિષની લ્હેરથી જમનાનું પાણી કોઇથી પીવાતું નહીં તેથી એનું કૃષ્ણે મર્દન કરી એને નાથી બ્હાર કહાડયો હતો અને પછી એને કુટુંબ સહિત પાછું રમણક દ્વીપમાં જઇ રેહેવાની આજ્ઞા કરી હતી.

**કાશિ,** ગંગાને તીરે જાત્રાનું મોટું સ્થળ–અહીં વિશ્વેશ્વર મહાદેવનું જ્યોતિર્લિંગ છે.

**કાશિરાજ,** પાંડવ પક્ષનો એક મહારથી જોદ્ધો.

**કિન્નર,** એક જાતના સ્વર્ગના ગવયા. એઓ કુબેરના ગણ કેહેવાય છે. એઓનું ધડ પુરુષ જેવું ને મ્હોડું ઘોડા જેવું હોયછે.

**કિરીટી,** અર્જુન.

**કિર્મીર,** રાક્ષસ જેને ભીમે કામ્યક વનમાં મારયો હતો.

**કીચક,** વિરાટ રાજાનો સાળો ને તેના સૈન્યનો અધિપતિ. એ દ્રૌપદીના ઉપર બળાત્કાર કરવા ઇચ્છતો તે ઉપરથી ભીમે મલ્લયુદ્ધ કરી તેની ડોકી મચેડી નાખી હતી. એને એકસો પાંચ ભાઇ હતા તેઓ પણ કીચક કહેવાતા ને એઓને પણ ભીમે વૃક્ષના પ્રહારથી મારી નાખ્યા હતા. (દ્રૌપદીની કથા જોવી).

**કીર્ત્તિ,** વૃષભાનની સ્ત્રી ને રાધાની મા.

**કુન્તા,** કુન્તી.

**કુન્તિભોજ,** કુન્તીનો પાળક પિતા. એણે મહાભારતનાં મોટાં જુદ્ધમાં પાંડવ પક્ષમાં રહીને કૌરવ સામું યુદ્ધ કરયું હતું.

**કુન્તી,** સુરસેન જાદવની પુત્રી ને વસુદેવની બ્હેન. એનું નામ તો પૃથા પણ સુરસેને પોતાના મિત્ર કુન્તિભોજને સંતાન નહીં તેથી તેને કરી રાખવા આપી હતી ને એ ઉપરથી તે કુન્તી કહેવાઇ. કુન્તિભોજને ત્યાં દુર્વાસા ઋષિ આવ્યા હતા તેની કુન્તી નિત્ય સેવા કરે. વિદાય થતી વેળા ઋષિએ પ્રસન્ન થઇ કુન્તીને પાંચ દેવના પાંચ મંત્ર આપ્યા ને કહ્યું કે કામ પડે તો એ મંત્ર ભણજે એટલે તને પુત્ર થશે. ઋષિના આપેલા મંત્રની પતીજ કરવા માટે તેણે ગંગાને તીરે એકાંતમાં સૂર્યનો મંત્ર ભણ્યો એટલે સૂર્યે આવી આલિંગન કરયું જેથી તેને તરત પુત્ર અવતરયો. પછી કુંતીએ તેને (કર્ણને) પેટીમાં ઘાલીને ગંગામાં વ્હેતો મુકી દીધો ને એ વાત કુન્તીએ પછી કોઇને જણાવી નોતી. થોડોક કાળ વિત્યા પછી કુન્તી પાંડુ સાથે પરણી. પરણ્યા પછી પાંડુ રાજા એક હરણીના શ્રાપના ભયથી તેની સાથે સંબંધ કરતા નહીં. તેઓ, કુન્તી તથા માદ્રીને સાથે રાખી તીર્થાટન કરતા ને ઋષિ સંત સાધુનો સમાગમ રાખતા. સંતતિવના સ્વર્ગ નહીં મળે એવું ઋષિયોથી સાંભળીને પાંડુ-

વિચારમાં પડયા હતા. તે સમે કુન્તીએ દુર્વાસાએ આપેલા મંત્રની વાર્તા કહી. તે પછી પાંડુએ આજ્ઞા આપ્યાથી તેણે યમથી ધર્મ, વાયુથી ભીમ ને ઇંદ્રથી અર્જુન એ ત્રણ પુત્ર વર્ષ વર્ષને આંતરે ઉત્પન્ન કર્યા. વળી રહેલો અશ્વિનિકુમારનો મંત્ર તેણે પાંડુની આજ્ઞાથી માદ્રીને આપ્યો હતો જેથી માદ્રીને, નકુળ ને સહદેવ એ જોડ પુત્ર થયા હતા. લાક્ષાગૃહમાં ને પછી પાંડવોને જે વનવાસ કરવો પડયો તેમાં કુન્તી તેઓની સાથે હતી. જારે પાંડવો બ્રાહ્મણને વેષે દ્રૌપદીને લઇ આવ્યા ને માને કહ્યું કે હમે ઉત્તમ ભિક્ષા લઇ આવ્યા છૈયે તારે કુન્તીએ કહ્યું હતું કે પાંચો જણ વેંચી-લેજો; ને એ ઉપરથી દ્રૌપદી પાંચે પાંડવની સ્ત્રી થઇ રહી હતી. (પાંડવની કથા જોવી).

**કુબેર**, ધનનું રક્ષણ કરનારો દેવ નવનિધિનો ભંડારીમહાદેવનો મિત્ર. એ ઉત્તર દિશાના પ્રદેશનો અધિપતિ છે, એને ત્રણ પગ, આઠજ દાંત ને એક આંખ કાણી અથવા તે ઠેકાણે પીળો ડાઘો છે. એ, બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય ને એના પુત્ર જે વિશ્રવા તેનો પુત્ર છે. એ રાવણ નો સાવકો ભાઇ થાય. એની માનું નામ ઇલવિલા. એની સ્ત્રીનું નામ યક્ષી અથવા ચામુંડા. એના પુત્રનાં નામ નલકૂબર ને મણિગ્રીવ. એની વાડીનું નામ ચૈત્રરથ, ને એની નગરીનું નામ અલકાપુરી. એને યક્ષ, ગુહ્યક, કિન્નર આદિલઇ ગણ સેવક છે. એણે દશ હજાર વરસ તપ કર્યું તેથી બ્રહ્માએ પ્રસન્ન થઇને તેને પુષ્પક વિમાન ને લંકાનુ રાજ્ય એ આપ્યાં હતાં. રાવણના સમજાવ્યા ઉપરથી જારે પિતાએ લંકાનું રાજ રાવણને અપાવ્યું ત્યારે કુબેર અલકાપુરીમાં જઇ રહ્યો. જારે રાવણે દેવતાઓ ઉપર જુલમ કરવા માંડયો તારે કુબેરે પોતાનો દૂત મોકલી ઠપકો દેવડાવ્યો. એ ઉપરથી રાવણને ક્રોધ ચહડયો

ને એણે કુબેરનું પુષ્પક વિમાન છિનવી લઇ તેને અલકાપુરી- માંથી કહાડી મુક્યો. પછી કુબેર કૈલાસમાં આવી રહ્યો.

**કુબ્જા**, મથુરાંના કંસની દાસી. કૃષ્ણ જારે કંસને મારવા મથુ- રામાં આવ્યા ત્યારે એ મારગમાં મળી હતી. એ, કંસને સારૂ ચંદન લઇ જતી હતી પણ કૃષ્ણ મળ્યા તેથી એનેજ ચંદ- નનો લેપ કરી પગે લાગી. પછી કૃષ્ણે પોતાના પગને અંગુઠે એનો પગ ડાબી એને ઊંચકી એટલે એ દિવ્ય સ્ત્રી થઇ ગઇ. એણે કૃષ્ણને કહ્યું હતું કે હું તો તમનેજ વરી ચુકી છઊં તેથી કૃષ્ણે કંસને મારયા પછી એને ઘેર જઇ એની ઇચ્છા પૂર્ણ કરી હતી. એ રામાવતારમાં કૈકેયીની **મન્થરા** દાસી હતી.

**કુમાર**, કાર્તિકેય.

**કુમ્ભ**, કુંભકર્ણનો એક પુત્ર. ૨ અગિઆરમી રાશિ.

**કુમ્ભકર્ણ**, રાવણનો ભાઈ. એના શરીરનું કદ ભય ઉપજાવે તેવું મોટું હતું. જારે એ સમુદ્રને મધ્યભાગે ઉભો રેહે તારે એને માત્ર કેમરે પાણી આવે. જારે એ ઉંચો શ્વાસ લે તારે બાર જોજન લગીના પશુ પક્ષી એના નાકમાં ભરાઇ જાય ને જારે નીચે મુકે તારે તે સહુ તેટલાંજ દૂર પછડાઇને પડે. એ મહાદેવનું તપ કરી ઈંદ્રાસન માગતો હતો એટલામાં ઈંદ્રાદિ દેવોના કહ્યાથી સરસ્વતીયે એની જીભ ઉપર બેસીને નિદ્રાસન મગાવ્યું. પાછળથી એણે જારે મહાદેવને ઘણા વિનવ્યા તારે શિવે કહ્યું કે તું છ મહિના ઉંઘીશ ને છ મહિના જાગીશ. જારે રામ લક્ષ્મણ જોડે જુદ્ધ કરતાં ઈંદ્રજિત પડયો તારે રાવણે કુમ્ભકર્ણને મોકલવાનો વિચાર કરયો. એ વેળા એ પોતાની છ મહિનાની ઉંઘમાં હતો તેથી એને ઉઠાડવાને રાવણે પોતાના પ્રધાનને સૈન્ય લઇ મોકલ્યો ને તેની સાથે હજારો ગાડાં અનાજ ને તેટ-

ક્ષાંજ બકરાં, વળી એક હજાર હાથી ઉપર દારૂની પખાલો એ સર્વે તેને ભક્ષ કરવા મોકલ્યું. પ્રધાને જઇ એની આગળ જોરથી વાજીત્રો વગડાવ્યાં, શરીર ઉપર હાથીયો દોડાવ્યા, રાક્ષસો પાસે નસકોરાં ડબાવ્યાં ને છેલ્લે કાનમાં અપ્સરાઓ નચાવી ને ગંધર્વો પાસે ગાન કરાવ્યું ત્યારે કુંભકર્ણે કરોટ ફેરવી; ને બગાસું ખાધું એટલે એકદમ એના મ્હોડાંમાં રાક્ષસોએ દારૂની પખાલો રેડી દીધી ને અનાજ બકરાં પણ ભરી દીધાં. પછી એ જાગ્યો ને રાવણ સીતાને હરી લાવ્યો એ વાત જાણી પ્રથમ તો એ રાવણ ઉપર ક્રોધે ભરાયો પણ પછી યુદ્ધ કરવા ગયો. એણે કેટલીક વારસુધી રામચંદ્ર જોડે મોટું યુધ્ધ કર્યું ને અંતે તેનેજ હાથે મુઓ. એ આખો પૃથ્વિ ઉપર પડે તો સૈન્ય છુંદાઇ જાય માટે રામે પ્રથમ એના અવયવો કાપીને પછી પ્રાણ લીધો હતો.

**કુમ્ભીપાક**, એકવીસ નરકમાનું એક. અહીં દુષ્ટ નિર્દય પ્રાણીને મુઆ પછી મોટી ભઠ્ઠી ઉપર વાસણમાં સેકવામાં આવેછે.

**કુરુ**, હસ્તિનાપુર-દિલ્હી તથા તેની આસપાસની જગાનો રાજા અને પાંડવ કૌરવનો મૂળ પુરુષ. એ ચંદ્રવંશી રાજા કળિયુગના આરંભમાં થયો. એણે પોતાની રાજધાની પ્રયાગથી ક્હાડીને કુરુક્ષેત્ર આગળ કરી હતી. ૨ ચાર મહાદ્વીપમાંનો જે સહુથી ઉત્તરનો તે; એ ઉત્તરકુરુ પણ કહેવાય છે. કોઇ કહે છે કે એ નવ ખંડમાંનો એક છે-સહુથી ઉત્તરના પર્વતથી તે હીમ સમુદ્ર સુધીનો જે પ્રદેશ તે.

**કુરુક્ષેત્ર**, દિલ્હીને લગતું મેદાન જ્યાં કૌરવ પાંડવનું જુદ્ધ થયું હતું તે-પાણીપતનું મેદાન.

**કુવલયાપીડ**, કંસનો હાથી જેની સાથે કૃષ્ણબળરામે મલ્લયુદ્ધ કર્યું હતું ને જેને પછી કૃષ્ણે મારી નાખ્યો હતો.

ને એણે કુબેરનું પુષ્પક વિમાન છિનવી લઇ તેને અલકાપુરીમાંથી ક્હાડી મુક્યો. પછી કુબેર કૈલાસમાં આવી રહ્યો.

**કુબ્જા,** મથુરાંના કંસની દાસી. કૃષ્ણ જારે કંસને મારવા મથુરામાં આવ્યા ત્યારે એ મારગમાં મળી હતી. એ, કંસને સારૂ ચંદન લઇ જતી હતી પણ કૃષ્ણ મળ્યા તેથી એનેજ ચંદનનો લેપ કરી પગે લાગી. પછી કૃષ્ણે પોતાના પગને અંગુઠે એનો પગ ડાબી એને ઊંચકી એટલે એ દિવ્ય સ્ત્રી થઇ ગઇ. એણે કૃષ્ણને કહ્યું હતું કે હું તો તમનેજ વરી ચુકી છઊં તેથી કૃષ્ણે કંસને મારયા પછી એને ઘેર જઇ એની ઇચ્છા પૂર્ણ કરી હતી. એ રામાવતારમાં કૈકયીની **મન્થરા** દાસી હતી.

**કુમાર,** કાર્તિકેય.

**કુમ્ભ,** કુંભકર્ણનો એક પુત્ર. ૨ અગિઆરમી રાશિ.

**કુમ્ભકર્ણ,** રાવણનો ભાઈ. એના શરીરનું કદ ભય ઉપજાવે તેવું મોટું હતું. જારે એ સમુદ્રને મધ્યભાગે ઉભો રેહે તારે એને માત્ર કંમરે પાણી આવે. જારે એ ઉંચો શ્વાસ લે તારે બાર જોજન લગીના પશુ પક્ષી એના નાકમાં ભરાઇ જાય ને જારે નીચે મુકે તારે તે સહુ તેટલાંજ દૂર પછડાઇને પડે. એ મહાદેવનું તપ કરી ઇંદ્રાસન માગતો હતો એટલામાં ઇંદ્રાદિ દેવોના કહ્યાથી સરસ્વતીયે એની જીભ ઉપર બેસીને નિદ્રાસન મગાવ્યું. પાછળથી એણે જારે મહાદેવને ઘણા વિનવ્યા તારે શિવે કહ્યું કે તું છ મહિના ઉંઘીશ ને છ મહિના જાગીશ. જારે રામ લક્ષ્મણ જોડે જુદ્ધ કરતાં ઇંદ્રજિત પડયો તારે રાવણે કુમ્ભકર્ણને મોકલવાનો વિચાર કરયો. એ વેળા એ પોતાની છ મહિનાની ઉંઘમાં હતો તેથી એને ઉઠાડવાને રાવણે પોતાના પ્રધાનને સૈન્ય લઇ મોકલ્યો ને તેની સાથે હજારો ગાડાં અનાજ ને તેલ-

લાંજ બકરાં, વળી એક હજાર હાથી ઉપર દારૂની પખાલો એ સર્વે તેને ભક્ષ કરવા મોકલ્યું. પ્રધાને જઇ એની આગળ જોરથી વાજીંત્રો વગડાવ્યાં, શરીર ઉપર હાથીયો દોડાવ્યા, રાક્ષસો પાસે નસકોરાં ડબાવ્યાં ને છેલ્લે કાનમાં અપ્સરાઓ નચાવી ને ગંધર્વો પાસે ગાન કરાવ્યું ત્યારે કુંભકર્ણે કરોડ ફેરવી; ને બગાસું ખાધું એટલે એકદમ એના મ્હોડાંમાં રાક્ષસોએ દારૂની પખાલો રેડી દીધી ને અનાજ બકરાં પણ ભરી દીધાં. પછી એ જાગ્યો ને રાવણ સીતાને હરી લાવ્યો એ વાત જાણી પ્રથમ તો એ રાવણ ઉપર ક્રોધે ભરાયો પણ પછી યુદ્ધ કરવા ગયો. એણે કેટલીક વારસુધી રામચંદ્ર જોડે મોટું યુધ્ધ કર્યું ને અંતે તેનેજ હાથે મુઓ. એ આખો પૃથ્વિ ઉપર પડે તો સૈન્ય છુંદાઇ જાય માટે રામે પ્રથમ એના અવયવો કાપીને પછી પ્રાણ લીધો હતો.

**કુમ્ભીપાક,** એકવીસ નરકમાનું એક. અહીં દુષ્ટ નિર્દય પ્રાણીને મુઆ પછી મોટી ભઠ્ઠી ઉપર વાસણમાં સેકવામાં આવેછે.

**કુરુ,** હસ્તિનાપુર-દિલ્હી તથા તેની આસપાસની જગાનો રાજા અને પાંડવ કૌરવનો મૂળ પુરુષ. એ ચંદ્રવંશી રાજા કળિયુગના આરંભમાં થયો. એણે પોતાની રાજધાની પ્રયાગથી કહાડીને કુરુક્ષેત્ર આગળ કરી હતી. ૨ ચાર મહાદ્વીપમાંનો જે સહુથી ઉત્તરનો તે; એ ઉત્તરકુરુ પણ કહેવાય છે. કોઇ કહે છે કે એ નવ ખંડમાંનો એક છે-સહુથી ઉત્તરના પર્વતથી તે હીમ સમુદ્ર સુધીનો જે પ્રદેશ તે.

**કુરુક્ષેત્ર,** દિલ્હીને લગતું મેદાન જ્યાં કૌરવ પાંડવનું જુદ્ધ થયું હતું તે-પાણીપતનું મેદાન.

**કુવલયાપીડ,** કંસનો હાથી જેની સાથે કૃષ્ણબળરામે મલ્લયુદ્ધ કર્યું હતું ને જેને પછી કૃષ્ણે મારી નાખ્યો હતો.

**કુશ,** રામચંદ્રનો નાનો પુત્ર. જ્યારે ગર્ભવતી સીતાને રામે વનમાં કહાડી મુકી ત્યારે વાલ્મિક ઋષિ તેને પોતાને આશ્રમે તેડી ગયા હતા. અહીં એનો તથા એના ભાઇ લવનો જન્મ થયો હતો. એને વાલ્મિકઋષિએ ધનુર્વિદ્યા પણ ભણાવી હતી. જ્યારે રામે અશ્વમેધ કરયો ત્યારે એના ભાઇ લવે તે અશ્વ બાંધી શત્રુઘ્ન જોડે યુદ્ધ કરયું પણ અંતે લવ મૂર્છા ખાઈ પડયો ને શત્રુઘ્ન તેનું રૂપ જોઇ મોહીત થયો તેથી તેને રથમાં સુવાડી પોતાની જોડે લઈ જતો હતો. એ વાત કુશે જાણી એટલે એ ધનુષ લઇ તેની પાછળ દોડયો ને શત્રુઘ્ન સાથે યુદ્ધ કરી તેને મૂર્છા પમાડયો. પછી પોતાના ભાઇને રથમાંથી ઉતારી આસનાવાસના કરી તેને ઘોડો સાચવવા બેસાડ્યો ને પોતે યુદ્ધ કરવા ઉભો એણે રામનું ઘણુંક સૈન્ય મારયું. પછી બંને ભાઇયોએ મળી ભરત, લક્ષ્મણ ને રામચંદ્ર એઓને મૂર્છા પમાડયા હતા અને તેઓનાં માથાંના મુગટ તથા વસ્ત્રો કહાડી લઇ પોતે ધારણ કરયાં હતાં. ૨ ડાભ-એક જાતનું ઘાસ (દર્ભ). એક સમે ગરૂડ પોતાની ચાંચમાં અમૃત ભરીને લાવતો હતો તેમાંનો એક છાંટો એ ઘાસ ઊપર પડયો હતો તેથી એ નિત્ય પવિત્ર મનાય છે.

**કુસુમાયુધ,** કામ.

**કૂર્માવતાર,** કચ્છાવતાર.

**કૂષ્માંડ,** શિવનો ગણ. **કૂષ્માંડી,** દુર્ગાનું એકરૂપ.

**કૃતયુગ,** સત્યયુગ.

**કૃતવર્મા,** એ નામનો યાદવ. જ્યારે દુર્યોધન કૃષ્ણની સહાયતા માગવા આવ્યો હતો ત્યારે કૃષ્ણે કૃતવર્માને એક અક્ષોહિણી યાદવ સૈન્ય સાથે કૌરવ પક્ષમાં રહીને પાંડવની સામાં યુદ્ધ કરવાને મોકલ્યો હતો. દુર્યોધનના કહ્યાથી

જારે અસ્વત્થામા પાંડવનો સંહાર કરવા રાતે ગયા હતા તારે કૃતવર્મા પણ તેની સાથે હતો.

કૃતાન્ત, યમ, સૂર્યનો પુત્ર. ૨ મહાકાળ.

કૃત્તિકા, ત્રિજું નક્ષત્ર (૭ તારાનો જુમખો).—કાર્તિકેયની ૭ માતાઓ.

કૃત્યા, એક દેવી જેને મારણપ્રયોગમાં બળીદાન આપવામાં આવે છે. ૨ મારણપ્રયોગથી ઉત્પન્ન થયલું શકિત સ્વરૂપ. ઈંદ્રજીતે કૃત્રિમ (ખોટી) સીતા જે હનુમાનાદિ વાંદરોને દેખડાવી હતી તે કૃત્યા.

કૃપ, (કૃપાચાર્ય), ગૌતમ ઋષિના પુત્ર. એ ઋષિનો ઇન્દ્રને ઘણો ભય હતો તેથી તેનું તપ ભંગ કરવાને એક જ્વાળાવતી નામની કન્યા ઉત્પન્ન કરીને ગંગા તીરે જ્યાં ગૌતમ તપ કરતા હતા ત્યાં મોકલી. એને દેખીને ગૌતમ ખલિત થયા ને વીર્ય શરસ્તંભમાં (સરકટના ઘાસમાં) બે ભાગે પડ્યું ને તેમાં કુમર કુમારી જન્મ્યાં. પછી ગૌતમે જાણ્યું કે ઇન્દ્રે મને છળ્યો ને તે પાછા તપ કરવા ગયા. શન્તનુ રાજા જે મૃગયાને અર્થે તે વાટે જતા હતા તેણે તે બે બાળકને પોતાને ઘેર આણ્યાં અને કૃપ તથા કૃપયા એવાં નામ પાડ્યાં. એ વાત ગૌતમે જાણી એટલે શન્તનુને મળ્યા ને પછી કૃપયાને દ્રોણાચાર્ય સાથે પરણાવી અને કૃપને બ્રહ્માવિદ્યા તથા ધનુર્વિદ્યા ભણાવી. કૃપાચાર્ય, શન્તનુને ત્યાંજ રહીને પાંડવ કૌરવને વિદ્યાભ્યાસ કરાવતા. એ મોટા જોધ્ધા હતા ને એણે મોટા જુધ્ધમાં કૌરવ પક્ષમાં રહીને જુધ્ધ કર્યું છે. અસ્વત્થામા પાંડવને મારવા રાતે ગયા હતા તેની સાથે કૃપાચાર્ય પણ હતા. એ ચિરંજીવી છે.

કૃપયા, કૃપાચાર્યની બેન, દ્રોણાચાર્યની સ્રી ને અસ્વત્થામાની મા.

કૃષ્ણ, વિષ્ણુનો આઠમો અવતાર—કંસ શિશુપાળાદિકનો વધ કરવાને, ભૂમિનો ભાર ઉતારવાને અને લીલા દર્શાવવાને

એની કથા આ પ્રમાણે છેઃ–મથુરા નગરીમાં શ્રાવણ વદ આઠમ ને બુધવારે મધરાત રોહિણી નક્ષત્રમાં વિષ્ણુએ દેવકી વાસુદેવને પોતાનાં તેજોમય સુંદર ચતુર્ભુજ સ્વરૂપનું સાક્ષાત દર્શન કરાવ્યું ને કહ્યું કે તમોએ ત્રણ જન્મ તપ કીધું છે માટે હું તમારે ત્યાં જન્મ લઉં છું ને ગોકુળમાં નંદની સ્ત્રી જસોદાને હમણાંજ પુત્રી પ્રસવી છે માટે મને તેની પાસે સુવાડી તમે તે પુત્રીને અહીં લઇ આવજો; હું ત્યાં થોડાંક વરસ બાળલીલા કરીને અહીં આવી કંસને મારીશ ને તમને મળીશ. એટલું કહી વિષ્ણુએ અંતરધાન થઇ જઇ પાછું બાળ રૂપ ધરયું. દેવકીયે જાણ્યું કે મને બાળક અવતરયો. એ રીતે અયોનિસંભવ કૃષ્ણનો જન્મ થયો. વસુદેવ તથા દેવકી એઓએ ચતુર્ભુજ સ્વરૂપની વાત સ્વપ્નવત્ જાણી. દેવકીએ બાળકને છાતીએ વળગાડયો. જરાવાર થઇ કે દેવકીએ પોતાનો બાળક કંસથી ઉગરે માટે વસુદેવને કહ્યું કે એને ગોકુળમાં તમારા મિત્ર નંદને ત્યાં જસોદા પાસે સુવાડી આવો. વસુદેવ ચાલ્યા. વાટમાં કાંટા ન વાગે માટે શેષનાગ પગથી રૂપે પડયો હતો ને વરસાદ ન લાગે માટે તેણે પોતાની ફેણ ટોલી ઉપર ઊંચેથી ધરી હતી. વસુદેવ જમના નદી આગળ આવ્યા એટલે જમનાએ કૃષ્ણનો સ્પર્શ કરવાને પોતાનું પાણી વધારયું. જારે વસુદેવની આગળ જવાની હિંમત ન ચાલી તારે માથા ઉપરના બાળકે પોતાનો પગ લંબાવી જમનાને અડકાડયો. પગ અડકયો કે તરત જમનાએ માર્ગ આપ્યો. વસુદેવ નંદને ઘેર ગયા તો બારણાં ઉઘડી ગયલાં ને નંદ જસોદાને ઘારણ આવેલું. પછી વસુદેવે પોતાના બાળકને જસોદા પાસે સુવાડી તેની પાસે સુતેલી બાળકીને ઊંચકી લઇ પોતે પાછા મથુરામાં ઘેર આવ્યા. અહીં પાછાં બારણાં બંધ

થઇ ગયાં ને વસુદેવને પગે બેડી પડી. કન્યાએ એવું તો જોરથી રડવા માંડયું કે ચોકીદાર જાગી ઉઠયા ને કંસને જાણ થઈ. એણે આવી દેવકીના હાથમાંથી કન્યા છીનવી લીધી ને આમ કરી શલ્યા સાથે પછાડવા જાય છે કે તરત તે છટકી ઉડી ગઇ. એણે પછી ત્રિશુલ ખડ્ગ ધરી અષ્ટ-ભુજા દેવીને સ્વરૂપે વિમાનમાં બેસી કંસને દર્શન આપ્યું ને કહ્યું કે મૂઢ મને મારીને મિથ્યા પાપ હોરયું–તારો વેરી તો ગોકુળમાં ઉત્પન થઇ ચુકો છે. એમ કહી તે અંતર-ધાન થઇ. એ વિસ્મય વાણી સાંભળી કંસ લજ્જિત થયો ને પશ્ચાત્તાપ કરી દેવકી વસુદેવને કારાગૃહથી મુક્ત કરી તેઓનો આદર સત્કાર કરવા લાગ્યો.

બિજે દહાડે કંસ સભામાં બોલ્યો કે મારો વેરી અવ-તરયો છે માટે એની ખોળ કરો. રાક્ષસો બોલ્યા કે જ્યાં જ્યાં નવાં બાળકો અવતર્યાં હોય ત્યાં ત્યાં જઇને તેને મારી નાંખવાં ને એમાંથી જો આપનો શત્રુ બચ્યો તો બ્રાહ્મણ વૈષ્ણવ સહુને ઠાર કરવા કે જેની વ્હારે તે છતો પડશે. એ સાંભળી કંસે તેમ કરવાની રાક્ષસોને આજ્ઞા આપી.

હવે નંદને ઘેર બાળક અવતરયો તેથી ગોકુળમાં ઓચ્છવ થઇ રહ્યો. શિવ પણ જોગીને વેષે બાળમુકુંદનાં દર્શનને આવ્યા. કેટલાક દહાડા પછી વસુદેવે રોહિણીને અવતરેલા પુત્રનું નામ પાડવાને ગર્ગ ઋષિને ગોકુળ મોક-લ્યા. એ પ્રસંગે નંદે તેમને કહ્યું કે મારે ઘેર પણ પુત્ર થયો છે તેનું પણ નામ પાડો. પછી ગર્ગે બે બાળક બંધુનાં **બળરામ** ને **કૃષ્ણ** એ નામ પાડયાં.

જન્મથકી માંડીને તે અગિયારમે વર્ષે કંસાસુરને મારયો ત્યાં સુધીમાં કૃષ્ણે પોતાનાં બાળચરિત્રથી મુખ્ય ચાર પ્રકા-રની લીલા દેખાડી છે–જસોદાએ માનો લ્હાવો લીધો તે

સંબંધી, ગોપી સાથે ક્રીડા કરી તે સંબંધી, રાક્ષસોને માર્યાં તે સંબંધી, અને ઇંદ્ર બ્રહ્મા બ્રાહ્મણ કાળીનાગ ઇ૦ના ગર્વ મુકાવ્યા તે સંબંધી, કંસની મોકલેલી પૂતના રાક્ષસી ગોપીનું રૂપ ધરી ગોકુળમાં જસોદા પાસે આવી. થોડી વાર બાળકને રમાડવા પછી તેણે તેને પોતાને થાને વળગાડયો. કૃષ્ણે, તે વિષ લગાડેલાં થાનને એવાં ચુસ્યાં કે પૂતનાના ડોળા ઊંચા ગયા ને તે બાળક સાથે આકાશમાં ઉડી; પણ પછી તે શબરૂપે ધમ દઇને નીચે પડી. પૂતનાના વધથી કંસે જાણ્યું કે મારો વેરી તેજ છે ને હમણાં જો નહીં મરે તો પછી મારવાની શી આશા એમ વિચારી તેણે ઉપરા ઉપરી મારાઓ મોકલવા માંડયા. એક રાક્ષસે બ્રાહ્મણને વેષે આવીને કહ્યું કે હું બાળકનાં દર્શન કરવા આવ્યો છઉં. જસોદાએ કહ્યું કે હમણાં તો તે સુતો છે, હું જમનામાં નાહી આવીને દેખાડું છું. જસોદા ગયાં એટલે પેલા બ્રાહ્મણે પારણાં પાસે જઇ બાળકને મારવાનું કીધું એટલે બાળકે તેની જીભ મરડી નાખી તેના મ્હોડાંમાં દહીં ભરયું ને ગોરસાં ભાંગી નાંખ્યાં. એવે જસોદા આવ્યાં તેણે બ્રાહ્મણને પુછ્યું કે આ શું? બ્રાહ્મણે આંગળીયે બાળકને બતાવ્યો, પણ એ કામ બાળકથી બનેજ નહીં ને બ્રાહ્મણેજ હાલ્લાં ફોડ્યાં એમ જાણી જસોદાએ બ્રાહ્મણને ધમકાવીને કહાડી મુકયો. પછી **કાગાસુર** આવ્યો. એ પારણાં તરફ ગયો એટલે બાળકે તેની ડોકી પકડી ફેંકી દીધો તે કંસની સામાં આવીને પડયો. પછી **શકટાસુરે** આવી નંદને આંગણે દહીં દુધનાં ગાડાં છુટાં હતાં તેમાંના એકમાં પ્રવેશ કરયો. બાળકે તેને એક લાત એવી તો મારી કે તે મુઓ ને કંસની આગળ જઇ શબરૂપ પડયો. પછી તૃણાવર્ત આવ્યો. એ વેળા જસોદા બાળકને લઇ આંગણામાં બેઠાં હતાં. તૃણાવર્ત જસોદાને પણ સાથે લઇ ઉડી જશે માટે

કૃષ્ણ ભારે થયા ને જસોદાએ તેને ખોળેથી અળગા કર્યા. એટલામાં તો મોટી આંધી થઈ ને ઝાડ ઝુંપડાં ઉડવા લાગ્યાં. જસોદાએ બાળકને ઘરમાં લઇ જવા માંડયો પણ તે એટલો ભારે થયલો કે ઊંચલાય નહી. તૃણાવર્ત બાળકને આકાશમાં લઇ ગયો પણ બાળકે તેનું ગળું દાબી નાખ્યું ને તે નંદને ઘરઆગણે ધમ દઇને પડયો. એક દહાડો જસોદા કૃષ્ણને ખોળામાં લઇને ઉમળકામાં વારે વારે ચુંબન કરતાં હતાં તેવામાં કૃષ્ણે મ્હોડું ઉઘાડી હસી દીધું તો તેનાં મ્હોડાંમાં જસોદાએ ત્રણ ભુવન દીઠાં ને તે વિસ્મય પામી રહ્યાં. કૃષ્ણના ઉપર સહુ ગોપ ગોપીની મમતા વધવા લાગી પણ એ તેઓને બહુ દુઃખ દે ને ધિંગાણું કરે—તેઓના ગોરસાં ભાંગી નાખે ને દુધ દહીં માખણ ચોરે. ગોપીયો જસોદા આગળ રાવ કરે ને એ વળી માને નહીં એવી એવી કૃષ્ણે લીલા કરવા માંડી. એક દહાડો ઘરમાં બધું ઢોળી નાખ્યું હતું ને જસોદા ઘણાં ચીડાયાં હતાં તે વેળા કૃષ્ણે સખાઓને કહ્યું કે તમે બેસી જાઓ, હું માખણ આપું છું એમ કહી પોતે ઉખળ ઉપર બેસી સહુને વહેચી આપ્યું. એ ઉપરથી જસોદાએ તેને ઉખળે બાંધ્યા તો કૃષ્ણ ગરીબડા જેવા થઇ ગયા ને ગોપીએ તથા બળરામે જસોદાને કહ્યું કે અમને એનીવતી બાંધો પણ એને છોડો. કૃષ્ણ ઉખળને ઘસડતા ઘસડતા જહાં નળકૂબર ને મણિગ્રીવ એ બે કુબેર ભંડારીના પુત્ર જે નારદના શાપથી આમલીનાં વૃક્ષ રૂપ થઇ રહ્યા હતા ત્હાં આવ્યા ને પછી ઉખડને તે બે ઝાડોની વચમાં તેણે એવું ભરાવ્યું કે તે સમૂળાં ઉખડી ગયાં ને તેમાંથી બે પુરુષ નિકળ્યા. ગોકુળમાં નિત્ય નવા નવા ઉત્પાત થતા જોઇ નંદ સહુ ગોપસહવર્તમાન વૃન્દાવનમાં આવી રહ્યા. પાંચ વર્ષની વયે કૃષ્ણે ગોપની સાથે વાછરડાં ચારવા જવા માંડયું. અહીં કંસનો મોકલેલો વત્સા

સુર વાછરડાને વેષે મારવા આવ્યો તેને કૃષ્ણે પાછલા ટાંટીયા પકડી ઝીક્યો. પછી એનો ભાઇ બકાસુર પોતાની ચાંચ પસારી બેઠેલો તેમાં કૃષ્ણ પેઠા ને પછી તેના પેટમાં એવી તો જ્વાળા કરી કે અસુરે કૃષ્ણને પાછા કહાડયા ને પછી એણે બે હાથે બે ચાંચ પકડી ચીરી નાખ્યો. અગાસુર જે ચાર કોશ લાંબો ને એક કોશ પ્હોળો સાપ રૂપે મ્હોડું વકાસી પડેલો તેને ગુફા જાણી સહુ ગોપ તેમાં જઇ ઉભા-બેઠા. કૃષ્ણ પણ માંહે આવ્યા છે એવું જોઇ સર્પે શ્વાસ ખેંચ્યો ને સહુ પેટમાં ગયા પણ પછી કૃષ્ણે પોતાનું શરીર વધારયું એટલે અસુરના પ્રાણ નિકળી ગયા.

એક દહાડો ગાય વાછરડાંને ચરતાં મેલી થોડેક દુર સઘળા ગોપ પોતપોતાના ઘરનું લઇ આવેલું સાથે બેસીને ખાતા હતા. ત્યાં કૃષ્ણે પણ તેઓનું એઠું ખાધું. એ ઉપરથી દેવતાઓને શંકા થઇ કે આ આહીરનું એઠું કૃષ્ણ પરમાત્મા થઇને ખાય છે ત્યારે યજ્ઞાદિકમાં પવિત્રાઇ શું કરવા ધરવી જોઇએ. બ્રહ્માને પણ તેવો સંદેહ ઉપજ્યો તેથી તેઓએ વૃન્દાવનમાં આવી ગાયં વાછરડાંને હાંકી લઇ જઇને એક પર્વતની ખીણમાં સંતાડયાં. જમી ઉઠયા પછી સહુ ગોપ ગાયોને જોય છે તો તે મળે નહીં. એથી તેઓ ગભરાયા કે ગાયો ઘેર નહીં જાય તો માબાપોને ઘણું દુખ થશે. એ વાત કૃષ્ણે જાણી એટલે માયા કરીને તેટલીજ ગાયો તેવાજ રંગની કરી જેથી ગોપ સરવે પોતપોતાને ઘર હસતા હસતા વળતા થયા. વળી કૃષ્ણે ગોપને પોતાનાં રૂપ આપ્યાં ને દેવતાની સભા બનાવી દીધી. એ જોઇ બ્રહ્મા તટસ્થ ચિત્રરૂપ થઇ રહ્યા; પણ પછી જ્ઞાન થયેથી એણે લજ્જિત થઇ કૃષ્ણનું સ્તવન કરયું.

ધેનુક રાક્ષસને બળરામે મારયો તેને બીજે દહાડે કૃષ્ણ એના વના એખલાજ વનમાં ગૌ ચરાવવા ગયલા. ત્યાં એવું થયું કે ગાયો ચરતી ચરતી કહીં દૂર જતી રહી ને ગોપ તેની ખોળમાં કૃષ્ણથી અળગા પડી ગયા. પછી ગાય ને ગોપ તો એકઠા થયા પણ ઘણા તરસ્યા થવાથી એઓએ યમુનાનું પાણી પીધું. પણ એના ઝેરથી સહુએ અકળાવા માડયું ને કેટલાક તો અચેત થઇ પડયા. એવામાં કૃષ્ણ ઢુંઢતા ઢુંઢતા ત્યા આવી પહોંચ્યા ને તેઓની સામાં અમૃત દૃષ્ટિથી જોયું એટલે તે હતા તેવા પાછા થઇ રહ્યા. નારદના કહ્યાથી એક દિવસે કંસે નંદને કહાવ્યું કે કદમનું ફુલ મને મોકલજો. એ ઝાડ જમનાના જે ડોહમાં કાળીનાગ રહેતો હતો ત્યાં હતું. તેથી નંદજસોદા શોચમાં પડયાં. પણ કૃષ્ણે કહ્યું કે તમે ન ગભરાઓ, હું લઇ આવું છઊં. પછી કૃષ્ણ ગયા ને ત્યાં ગોવાળો સાથે દડી રમતાં તેણે એક ગોપની દડી તે ડોહમાં નાખી દીધી એટલે તે ગોપે કૃષ્ણ સાથે લડવા માડયું. પછી કૃષ્ણે તરતજ કદંબ ઉપર ચડી જમનામાં ભુસકો મારયો ને જ્યાં નાગ સુતો હતો ત્યાં ગયા. નાગણો મોહિત થઇ ગઇ ને પછી એઓએ કહ્યું કે ઓ સકુમાર તું જા. નાગ ઉઠશે તો તને બાળી નાખશે. કૃષ્ણે તેઓનું ન સાંભળતાં પુંછડી ડાબી નાગને જગાડયો, એણે જ્યારે ફુંફવાડા મારી ચૂડભેરવી ત્યારે કૃષ્ણે પોતાનું અંગ વધાર્યું જેથી તે નાગ આથો ગયો. કૃષ્ણ તેની ફેણ પગ તળે ડાબી તેનું નાક છેદી તેમાં દોરી પોરવી મોરલી વગાડતા ઉભા રહ્યા. નાગે તો મોડામાંથી લોહી ઓકવા માંડયું ને તે મરણતુલ્ય થઇ રહ્યો. પછી જ્ઞાન થયેથી નાગ નાગણીયોએ કૃષ્ણની સ્તુતિ કીધી ને એણે તેઓને રમણક દ્વીપમાં જઇ વસવાનું કહ્યું. નાગે કહ્યું કે ત્યાં ગરૂડ આવીને મને મારી

નાખશે ત્યારે કૃષ્ણે ગરૂડને બોલાવી કહ્યું કે તારે એને દુખ ન દેવું. પછી નાગે ત્રણ ફુલ ને બિજાં રત્ન આપ્યાં. કૃષ્ણ તે લઇને પાછા ઉપર આવ્યા ને ત્યાર પછી જમનાનું વિષજળ અમૃત જેવું થયું. પછી કેટલેક દહાડે વળી કંસે ધુંધક રાક્ષસને મોકલ્યો. એણે આવી પાછલી રાતે વૃન્દાવનમાં દવ લગાડયો. એથી જ્વાળા પ્રસરી રહી, ને પશુ પક્ષી સહુએ બળવા માડયું ને ગોપ સહુ ગભરાઇ ગયા કે હવે કેમ બચીશું. કૃષ્ણે સંધાને આંખ મીચી દો કહી અનેક રૂપ ધરીને સઘળો અગ્નિ મુખમાં લઇ લીધો ને રક્ષસને મારી નાખ્યો. પછી કંસ તરફનો **પ્રલંબ** રાક્ષસ ગોપરૂપ થઇ સહુ સાથે રમવા લાગ્યો એટલે ઉડણ-પીપળીની રમતમાં કૃષ્ણે અણસારો કરી બલરામ પાસે તેને મરાવી નાખ્યો. ગોવાળો પ્રલંબની લોથ જોવામાં પડેલા એટલામાં ગાયો બરૂના ખેતરમાં કહીં પેસી ગઇ. જ્યારે ગોપ સહુ ખોળતાં થાકયા ત્યારે કૃષ્ણે કદંમના ઝાડ ઉપર ચડી મોરલી વગાડી એટલે ગાયો દોડતી દોડતી ત્યાં આવી.

કૃષ્ણે ગોપીયો સાથે ચરિત્ર રમવા માંડયાં—પાણી ભરવા જાય ત્યાં રસ્તામાં રોકે, તેઓની ગાગેર ફોડે, તેઓની પાસે દાણ માગે, તેઓની સાથે છાની વાતો કરે, કદંબ ઉપર ચડી વાંસળી વગાડે ને તેઓને વિહ્‌વળ કરે. એક દિવસ ગોપીયો જમનામાં સ્નાન કરતી હતી ને તે તેઓનાં વસ્ત્ર લઇ કદંબ ઉપર ચડી ગયા. ગોપીઓ નગ્ન ન્હાતી હતી તેથી તેઓથી બ્હાર ન નિકળાય. કૃષ્ણે કહ્યું કે એમના એમ બ્હાર આવો તો વસ્ત્ર આપું. પછી ગોપી-યોએ તેમ કર્યું એટલે કૃષ્ણે વસ્ત્ર આપી કહ્યું કે હું તમારી સાથે રાસ રમી તમારા મનોરથ પુરા કરીશ.

એક દિવસે કૃષ્ણે વનમાં ઋષિયોની પર્ણકુટીમાં ગોવાળોને ખાવાનું માગવા મોકલ્યા. એ વેળા ઋષિયો યજ્ઞ કરતા હતા તેથી ગોવાળોને ધમકાવી કહાડી મુકયા. પછી કૃષ્ણના કહેવાથી તેઓએ ઋષિપત્નીયો પાસે જઇ ખાવાનું માગ્યું. એઓએ બ્રાહ્મણોને જમાડવાને જે ભોજન તૈયાર કર્યું હતું તેમાંથી ગોવાળોને આપ્યું ને કેટલીક તો પોતાના સ્વામીયોએ અટકાવ્યા છતાં કૃષ્ણને મળવાને ગઇ. એથી ઋષિયો ઘણા ખીજવાયા પણ પછી કૃષ્ણે તેઓનાં મનનું સમાધાન કર્યું. ઘણા કાળથી ગોપ સહુ ઇંદ્રની પુજા કરતા હતા તેઓને કૃષ્ણે ગોવર્ધન પર્વતને પુજવાનું કહ્યું. એ ઉપરથી ઇંદ્રે કોપાયમાન થઇને મૂશળધાર મેઘ વરસાવ્યો કે જેથી ગોપ ગાય સર્વ દુખી થવા લાગ્યા. એ પ્રસંગે કૃષ્ણે તે પર્વતને પોતાની ટચ્ચી આંગળી ઉપર ઉભો રાખી સહુનું સંરક્ષણ કર્યું. એ જોઇ ઇન્દ્રે ગર્વ મુકી સ્તવન કર્યું. એક દિવસે પ્રાતઃકાળે નંદ જમનામાં સ્નાન કરી જપ કરતા હતા એવામાં વરુણના દૂતો તેને નાગપાશે બાંધી પોતાના સ્વામી પાસે લઇ ગયા. પછી કૃષ્ણે વરુણને દર્શન આપી નંદને દેખડાવ્યું કે આવી રીતે સહુ દેવ મારી સ્તુતિ કરે છે. પછી ઘણી ભેટ લઇને કૃષ્ણ પિતા સહવર્તમાન પોતાને સ્થાનકે પાછા આવ્યા.

કૃષ્ણ, રાધા આદિ ગોપીયોને નાના પ્રકારના બાહ્ય વિલાસથી વશ કરીને ને પછી અંતરધાન થઇ જઇ વિયોગના દુઃખથી વ્યાકુળ કરીને પાછા પ્રગટ થયા ને આઠ વર્ષની વયે તેણે ઉર્ધ્વરેતા રહી સહુને છ મહીનાની રાત્રિના મહારાસમાં પૂર્ણશૃંગારનું સુખ આપી સંતોખી.

હંસપુરનો સુદર્શન નામનો વિદ્યાધર પોતાનાં ધન સૌંદર્યના મદને લીધે અંગિરાઋષિના શાપથી અજગર થઇ પડ્યો

હતો ને એણે નંદનો અડધો ટાંટિયો ગળ્યો હતો. એ વેળા કૃષ્ણે પોતાના ડાબા પગનો અંગુઠો તેને અરકાડયો એટલે સર્પે નંદનો પગ મુકી દીધો ને તે પાછો પોતાને સ્વરૂપે થયો.

મથુરાંથી **વૃષભાસુરે** પહાડ જેવા બળદને રૂપે આવી કૃષ્ણને સીંગડું માર્યું. એણે તેને પકડી પાછો હઠાવ્યો ને પછી યુદ્ધ કરી તેને માર્યો. પછી રાધાના કહેવાથી તેણે ગોવર્ધનપર્વતની પાસે બે તીર્થકુંડ ખોદાવ્યા જે રાધાકુંડ ને કૃષ્ણકુંડ કહેવાય છે.

કંસે દેવકી વસુદેવને પાછાં કારાગૃહમાં નાખ્યાં ને **કેશી** તથા **વ્યોમાસુરને** મોકલ્યા. એ ઘોડા તથા ગોવાળ રૂપ રાક્ષસોને પણ કૃષ્ણે માર્યા ત્યારે કંસે પોતાના પ્રધાનોના કહેવાથી ધનુર્યાગનો સમારંભ કર્યો ને અક્રૂરને કહ્યું કે તમે ગોકુળ જઇ નંદ અને કૃષ્ણ બળરામને યજ્ઞ જોવાને તેડી આણો.

કૃષ્ણ બળરામે નંદાદિ ગોવાળ સાથે મથુરાની બહાર એક વાડીમાં આવી ડેરો કર્યો. અક્રૂરે કંસને જઇ વર્તમાન કહ્યા એટલે તે ચિંતાક્રાંત થયો ને પછી એ જહાં દેખે ત્હાં કૃષ્ણનેજ દેખે. સવારે કૃષ્ણ બળરામે નગ્રમાં પ્રવેશ કીધો. વાટમાં ધોબી મળ્યો તેણે વસ્ત્ર ન આપ્યાં ત્યારે કૃષ્ણે તેની ગળચી ડાબી નાખીને તેની પાસેના વસ્ત્ર લઇ ગોપને પહેરવા આપ્યાં. દરજી મળ્યો તેણે તો કૃષ્ણનું પૂજન કર્યું ને ધોબીના વસ્ત્ર ગોપને પહેરવા જેવાં બરોબર કરી આપ્યાં. પછી કંસની દાસી કુબ્જા સામી મળી. એણે ચંદનથી પૂજા કરી એટલે કૃષ્ણે પોતાના પગનો અંગુઠો તેના પગપર મુકી હાથની બે આંગળીએ તેની દાઢી પકડીને તેને ઊંચકી એટલે તે કુબડી ટળીને દિવ્યદેહ થઇ. ચણુતરા ઉપર ત્રણ તાડ લાંબું ને

તેવુંજ ભારી એવાં લોઢાંનાં ધનુપની દશહજાર શૂરવીર રખેવાળી કરતા હતા. એ રખેવાળોએ કૃષ્ણને આવતા અટકાવ્યા તોપણ કૃષ્ણે ત્યાં જઇને ધનુપના બે કકડા કરી નાખ્યા ને પછી બંને ભાઇયોએ તેજ કકડાથી તે રખેવાળોને મારી નાખ્યા. પછી ચાણુર મુષ્ટીક નામના મલ્લ જોડે કૃષ્ણ બળરામે મલ્લયુદ્ધ કરી તેઓને માર્યા. એ જોઇ ત્રણ મલ્લ ખડ્ગ લઇ કૃષ્ણ બળરામ જોડે યુદ્ધ કરવા લાગ્યા તેમાં કૃષ્ણે સલ અને તોસલને ડાબા પગની લાતે માર્યા ને બળરામે કૂટને ડાબા હાથની મુક્કી માર્યો. પછી કંસે આકળા ક્રોધમાં પોતાના શૂરવીર મલ્લોને કહ્યું કે એ છોકરાઓને મંડપ બહાર લઇ જઇ મારી નાખો, સહુ ગોવાળને મારી નાખો, અને વસુદેવ દેવકી ઉગ્રસેનને પણ મારી નાખો. એ સાંભળી કૃષ્ણે પોતાનું રૂપ એવું વિકરાળ કર્યું કે કંસની આંખ મીચાઇ ગઇ ને તેનો મુગટ પડી ગયો. પછી તરતજ કૃષ્ણે તેના ઉપર કુદકો મારી તેના માથાના કેશ પકડી તેને સિંહાસન ઉપરથી નીચે ઢોળી પાડયો; વળી ત્રિભુવનના ભાર જેવો પોતાનો ભાર કરી તે તેની છાતી ઉપર જઇ પડયા કે તરત કંસનો પ્રાણ ગયો.

ઉપર પ્રમાણે કૃષ્ણ, અગિઆર વરપની વયે કંસ મામાનો વધ કરીને ઉગ્રસેન દેવકી વસુદેવ એઓને કારાગૃહથી મુક્ત કરી એ સર્વને પગે પડયા. પછી તે ઉગ્રસેનને રાજ્યાસને બેસાડી નંદને વદાય કરી પોતાના પિતાને મંદિરે જઇ રહ્યા. અહીં વસુદેવે બંને પુત્રને જનોઇ દઇને તેઓને ઉજ્જનમાં સંદીપન ઋપિને ત્યાં ભણવા મોકલ્યા. ચોસેટ દહાડામાં વિદ્યાભ્યાસ કરી રહીને વિદાય થતી વેળા ગુરુદક્ષણામાં કૃષ્ણે ગુરુનો પુત્ર જે સમુદ્રમાં ડુબી મુઓ હતો તેને પાછો આણી આપ્યો. એ પ્રસંગે

કૃષ્ણે પાંચજન્ય દૈત્યને માર્યો હતો ને તેનું શંખ રૂપ તન પોતે લીધું હતું ને એ વગાડી યમને દર્શન આપી તેની પાસેથી ગુરુપુત્રને લઇ આવ્યા હતા. એ લીલા કર્યા પછી કૃષ્ણે ઓધવને ગોકુળ મોકલી ગોપીયોની પ્રેમભક્તિ દેખાડી તેનાં જ્ઞાનનો ગર્વ મુકાવ્યો.

કૃષ્ણે અક્રૂરને હસ્તિનાપુર મોકલી ત્યાંથી પાંડવના સમાચાર મંગાવ્યા ને પછી એઓને કૌરવ તરફથી ઘણુંજ વેઠવું પડે છે એમ જાણી મોટું યુદ્ધ કરાવી દુર્યોધનાદિકનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતારવો એવો તેમણે સંકલ્પ કર્યો.

પોતાના જમાઇ કંસના મરણથી મગધના જરાસંધે બહુ ખીજવાઇને હજાર મણની એક ગદા મથુરામાં પડે તેવી રીતે ફેંકી પણ કૃષ્ણે પોતાની ગદા સામી મારી તેથી મગાધની ગદા મથુરાની બ્હાર પડી. પછી જરાસંધે તેવીસ અક્ષોહિણી સેના સાથે આવીને મથુરાનગરને ઘેરો ઘાલ્યો. કૃષ્ણ ને બળરામ ઉગ્રસેનની આજ્ઞા લઇને યુદ્ધ કરવા ઉતર્યા. કૃષ્ણે શત્રુ સૈન્યનો સંહાર કર્યો ને બળરામે જરાસંધના ગળામાં હળ ભેરવી પણ કૃષ્ણે કહ્યું કે હજુ એના મોતને વાર છે માટે જવા દો. જરાસંધ લજ્જિત થઇ પોતાને દેશ આવ્યો. થોડાક કાળ પછી ફરી જુદ્ધ કરવા આવ્યો ને હાર્યો. એમ સત્તર વાર હાર્યો ત્યારે તે તપ કરવા વનમાં ચાલ્યો. એવામાં નારદે આવી તેને યુદ્ધ કરવાનું સમજાવી પાછો મોકલ્યો. જ્યારે કાળજવન જરાસંધની તરફથી લડવા આવ્યો ત્યારે કૃષ્ણે વિચાર કર્યો કે એ મ્લેચ્છ સાથે યુદ્ધ કરવું કઠણ છે ને વળી જરાસંધ પણ મોટું સૈન્ય લઇ આવશે ને ઘણાં પ્રાણીયોનો સંહાર થશે માટે હવે મોટું યુદ્ધ તો ન કરવું એ વિચારથી કૃષ્ણે સમુદ્રને બોલાવી કહ્યું કે મારે એક નગર વસાવવું છે માટે બાર જોજનનો એક બેટ

ખાલી કરી આપ. સમુદ્રે તેમ કર્યું એટલે કૃષ્ણે વિસ્વકર્માને બોલાવી કહ્યું કે તમે સમુદ્રમાં બેટ ઉપર હમણાનું હમણા એક નગર રચો કે જેમાં સર્વ જદુવંશીયો સમાઇ રેહ. વિસ્વકર્માએ અતિ ઉત્કૃષ્ટ નગર રચી કૃષ્ણને જાણ કરી એટલે એણે જોગમાયાને આજ્ઞા કરી કે રાતોરાત સર્વ લોક સંપત્તિ સહિત દ્વારિકામાં જઇ રેહ તેણે તેમ કર્યું ને જાદવોએ સ્હવારમાં ઉઠી જોયું તો ચારે પાસ પાણી દીઠાં. પ્રથમ તેઓને ધભરાટ થયો પણ પછી કૃષ્ણની ઇચ્છાથી થયું હશે એમ જાણી તેઓ કૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા. પછી કૃષ્ણ એકલા કાળજવન જોડે યુદ્ધ કરવા ઉભા. કાળજવન પોતાનાં પરાક્રમના ગર્વમાં સેનને મના કરી મલ્લયુદ્ધ કરવાને રથપરથી હેઠે ઉતર્યો. કૃષ્ણે નાસવા માડયું ને કાળજવન તેનો તિરસ્કાર કરતો તેની પુઠે દોડયો. કૃષ્ણ તો ગંધમાદન પર્વતની ગુફામાં જ્યાં મુચકુન્દ સુતા હતા ત્યાં ભરાયા ને પોતાનું પિતાંબર ધીમે રહી તેના ઉપર ઓરાડયું. કાળજવન પણ ત્યાં આવ્યો ને એણે જાણ્યું કે મારો વેરી અહીં સુઇ ગયો છે માટે એને જગાડી મારૂં. યવને લાત મારી મુચકુન્દને જગાડયા એટલે એની આંખના ક્રોધાગ્નિથી યવન ભસ્મ થઇ પડયો. પછી કૃષ્ણ કાળયવનનાં સૈન્યને લુટે છે એવામાં જરાસંધ (અરાડમી વેળા) જુદ્ધ કરવા આવ્યો. એની સાથે પણ જુદ્ધ ન કરતાં તે નાઠા ને એક પર્વત ઉપર ચડીગયા. જરાસંધે પર્વતને આગ લગાડી ને પછી કૃષ્ણ બળી મુઆ એમ જાણી તે જતો રહ્યો. એ લીલા કરી કૃષ્ણ દ્વારિકા આવ્યા. અહીં વૈદ્રભદેશની રુક્મિણિને હરી લાવતાં કૃષ્ણને, રૂકમ, શિશુપાળ તથા જરાસંધ જોડે જુદ્ધ કરવું પડયું હતું ને એમાં તે સહુનો પરાજય થયો હતો. સત્રાજિતનો મણિ ખોળવા ગયા હતા તે પ્રસંગે કૃષ્ણે જાંબુવાન રીંછ જોડે યુદ્ધ કરી પછી રામ સ્વરૂપે તેને દર્શન આપ્યાં

હતાં ને એણે પોતાની કન્યા જાંબુવતીને પરણાવી હતી. મણિ જડયા પછી સત્રાજિતે પોતાની કન્યા સત્યાભામાને કૃષ્ણ સાથે પરણાવી. પછી કૃષ્ણે પ્રાગજ્યોતિષપુરના નરકાસુર તથા તેના મંત્રી મુર એઓને માર્યા અને તેના પુત્ર ભગદત્તને સિંહાસને બેસાડયો. રાજાઓની સોળ હજાર એકસો એટલી કન્યા જેને નરકાસુરે બરજોરીથી લઇ આવી પોતાનાં નગરમાં રાખી હતી તેને છોડવી અને એઓ સાથે લગ્ન કર્યાં. એજ પ્રસંગે તે, સત્યભામાને સારૂં ઇંદ્રની ઇચ્છા ઉપરાંત તેનાં નંદન બાગમાંથી કલ્પવૃક્ષનું ઝાડ લઇ આવ્યા હતા. બાણાસુરની સાથે જુદ્ધ થયું તેમાં તેના હજારમાંથી ચાર હાથ રાખી બાકીના તેણે કાપી નાખ્યા. નૃગ રાજા જે શાપથી અંધારા કુવામાં પડયા હતા તેને ચરણ અરકાડી દિવ્ય રૂપ કર્યા. પછી બળરામને ગોપીયો સાથે રાસ રમવા મોકલ્યા. પછી પુંડરિક—મિથ્યાવાસુદેવને માર્યો.

દ્રૌપદીના સ્વયંવર પ્રસંગમાં કૃષ્ણે પાંડવોને પ્રથમ ગુપ્ત ને પછી પ્રગટ સહાય કરી હતી. અર્જુન તીર્થાટન કરતો દ્વારકા આવ્યો ત્યારે અહીં કૃષ્ણે સોભદ્રાનું હરણ કરાવ્યું. પછી જ્યારે ઇંદ્રપ્રસ્થ ગયા હતા ત્યારે અર્જુનના સારથી થઇને તે ખાંડવ વનમાં ગયા હતા. પાંડવોએ રાજસુયજ્ઞ કર્યો તેની પ્હેલાં કૃષ્ણે જરાસંધને ભીમ સાથે ૨૬ દાહાડા યુદ્ધ કરાવ્યું ને પછી એની પાસે તેને મરાવ્યો, અને પછી તેના પુત્ર સહદેવને મગધની ગાદી ઉપર બેસાડી વીસ હજાર આઠસો રાજા જેને જરાસંધે કેદ કર્યા હતા તેઓને છોડયા ને કહ્યું કે હવે ભેટ લઇને રાજસુયજ્ઞમાં આવજો. એ યજ્ઞમાં બ્રાહ્મણોનું એઠું કહાડવાનું કામ કૃષ્ણે પોતાને હાથ રાખ્યું હતું અને એક બ્રાહ્મણનું પ્રેત પોતાનાં બ્રહ્મચર્યવ્રતથી સજીવન કર્યું હતું. યજ્ઞ સમાપ્ત થયા પછી રાજાઓને

વદાય કરતી વેળા ધર્મે પ્રથમ પૂજન કૃષ્ણનું કર્યું. એ ઉપ-રથી શિશુપાળે કૃષ્ણને ગાળો દેવા માંડી. નવ્વાણું ગાળ સાંખ્યા પછી કૃષ્ણે સુદર્શન ચક્રથી શિશુપાળનું શિર ઉ-ડાવી દીધું. શિશુપાળના મરણ પછી કૃષ્ણે દ્વારિકા આવી શલ્ય સાથે જુદ્ધ કરી એને માર્યો. પછી દન્તવક્રને કૌમો-દકી નામની ગદાએ ને વિદૂરથને સુદર્શનથી માર્યા. પોતાનો ગુરુબંધુ સુદામા દર્શનને આવ્યો હતો તેનું દરિદ્ર ટાળ્યું.

જારે અર્જુન ને દુર્યોધન બંને જણા કૃષ્ણની સહાય માગવા આવ્યા તારે કૃષ્ણે કહ્યું કે મારે યુદ્ધ તો કરવું નથી પણ હું મારૂં સૈન્ય મોકલવાને તૈયાર છઊં. દુર્યોધને સૈન્ય માગ્યું તે ઉપરથી કૃતવર્માં યાદવને એક અક્ષોહિણી સેના સાથે મોકલ્યો અને અર્જુને કહ્યું કે તમે યુદ્ધ ન કરશો પણ આવો એ ઉપરથી કૃષ્ણે તેની સાથે રહેવાની હા કહી.

ધર્મરાજાના કહ્યાથી કૃષ્ણે હસ્તિનાપુર જઇ સામોપ-ચારથી દુર્યોધનની આગળ શિષ્ટાઇ કીધી પણ જારે એણે ન માન્યું ત્યારે તે ક્રોધાયમાન થઇ પાછા ધર્મ પાસે આવ્યા હતા. જુદ્ધના આરંભમાં અર્જુને મૂર્છા ખાધી હતી તે વેળા કૃષ્ણે તેને જ્ઞાનબોધથી જુદ્ધ કરવાનું કહ્યું હતું. જુદ્ધમાં જોકે શસ્ત્ર ન ધરવાનો તેનો નીમ હતો તોપણ જ્યારે અર્જુન ભીષ્મના બાણથી મૂર્છિત થઇ પડયો ત્યારે કૃષ્ણે સુદર્શન હાથમાં લઇને સહુને થરથરાવ્યા હતા. જુદ્ધ પુરૂં થયા પછી કૃષ્ણે ધર્મ રાજાને મોટી ધામધુમથી પોતે શંખ વગાડી હસ્તિનાપુરનાં સિંહાસન ઉપર બેસાડયા હતા. એ પ્રમાણે પાંડવને નિર્વિઘ્ને રાજ કરવાનું સોંપી પોતે દ્વારિકા આવી રહ્યા. અહીં રહ્યા પછી કૃષ્ણ, ઉદ્ધવાદિને નાના પ્રકારનું ધર્મજ્ઞાન સંભળાવતા. પછી એક સમે (ઉગ્રસેન ને વસુદેવ વિના) સર્વ યાદવોને લઇ તે પ્રભાસની

યાત્રા કરવા ગયા. અહીં યાદવો સમુદ્ર કિનારે મદિરા પીને પોત પોતાની વડાઇ કરતા બેઠા હતા તેમાં પરસ્પર કલેશ ઉઠયો ને શસ્ત્ર નિકળ્યાં જેથી સહુજ કપાઈ મુઆ. (એમ કરવાની કૃષ્ણની ઇચ્છા હતી માટેજ તેણે તેઓને દુર્વાસા-ઋષિ પાસે શાપ દેવાડયો હતો). એ વેળા કૃષ્ણ ને બળ-રામ આઘે જઇ બેઠા હતા. પછી કૃષ્ણે બળરામને કહ્યું કે હવે આપણે પણ વૈકુંઠ જવું જોઇયે એ સાંભળી બળ-રામ લંગોટી ધારણ કરીને સિંધુ કિનારે દેહ તજી વૈકુંઠ ગયા. કૃષ્ણ સમુદ્ર કિનારે ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરી હાથમાં શંખ ચક્ર ગદા પદ્મ રાખી પીપળાના ઝાડને અઢીંગી જમણો પગ ડાબા પગના ઘુંટણુ ઉપર મુકી વૈકુંઠ જવાની ઇચ્છાથી બેઠા હતા એવામાં જરા નામનો કોળી (બળી વાંદરનો અવતાર) ધનુષ બાણ લઇ આવી પ્હોંચ્યો ને એણે દુરથી કૃષ્ણના ચળકતા પગને હરણની આંખ જાણી બાણ માર્યું. એ કૃષ્ણના પગમાં વાગ્યું ને પછી તેણે પાસે આવીને જોયું તો કૃષ્ણને ઘા થયલો ને એથી તે પસ્તાવો કરવા લાગ્યો. કૃષ્ણે કહ્યું કે એ મારી ઇચ્છા-થીજ થયું છે માટે તારે સારૂ હમણાં વિમાન આવશે. એટલામાં વિમાન આવ્યું ને કોળી વૈકુંઠે ગયો. પછી કૃષ્ણનો દારુક સારથી શોધતો શોધતો આવી પ્હોંચ્યો તેને કૃષ્ણે કહ્યું કે મારા સ્વધામ જવાની તથા યદુવંશીયોના મરણની વાત તું વસુદેવ ઉગ્રસેન આદિને જણાવજે ને કહેજે કે હવે દ્વારિકા જળમાં ડુબી જશે માટે સર્વ સ્ત્રી બાળકો અને ધનમાલ લઇને અર્જુન જોડે તમે હસ્તિનાપુર જજો ને અર્જુનને કહેજે કે મારા જવાનો શોચ ન કરતાં મેં ગીતામાં જે જ્ઞાન કહ્યું છે તે સત્ય જાણી મારા ચરણનું ધ્યાન રાખજે. વળી દારુકને પણ કહ્યું કે મારાં ભજન સ્મરણથી તારી પણ મુક્તિ થશે. કૃષ્ણને તેડવા સર્વ

દેવતા વિમાનમાં બેશી આકાશમાં આવી ઉભા હતા પણ તેઓને દીઠા એટલે કૃષ્ણ પોતાનાં અંતરમાં પરમાત્માનું ધ્યાન ધરી આંખ મીચી વિજળીની પેઠે ચમકાટ કરી સ્વધામ જઇ પ્હોંચ્યા ને દેવતાઓએ કંઇ જાણ્યું નહીં.

એ પ્રમાણે કૃષ્ણ નાના પ્રકારની લીલા દરસાવી, દુષ્ટ અધર્મીઓનો નાશ કરી, એઓને પણ મુક્તિ આપી, ધર્મનું સ્થાપન કરી, પોતાનાં મૂળ સ્વરૂપમાં ભળી ગયા. એનાં મુખ્ય શસ્ત્રનું નામ **સુદર્શન ચક્ર**, એની ગદાનું નામ **કૌમોદકી**, એનાં ખડ્ગનું નામ **નન્દક**, એનાં શંખનું નામ **પાંચજન્ય**, એના સારથીનું નામ **દારુક**, અને એના કોટના મણિનું નામ **કૌસ્તુભ** હતું. (બીજો સ્યમંતક પણ એની પાસે હતો). જ્યારે આકાશમાં દૈત્યો સાથે જુદ્ધ કરવા જવું પડતું ત્યારે તે ગરુડ ઉપર બેસતા. કૃષ્ણ એ વિષ્ણુ-નારાયણનો પૂર્ણ કળા અવતાર કેહેવાય છે. કૃષ્ણ, ચંદ્રવંશી યયાતી રાજાના પુત્ર જે યદુ તેના વંશના હતા.

**કૃષ્ણા**, પાંડવની સ્ત્રી-દ્રૌપદી. ૨ એ નામની દક્ષિણ હિંદુસ્થાનમાં નદી.

**કેકય**, કૈકેયી.

**કેતુ**, રાહુનું પુંછડી આકારનું ધડ જે રાહુનું ડોકું કપાયા પછી જુદું પડયું હતું તે-એક ગ્રહ.

**કેદાર**, મહાદેવનું એક નામ. ૨ હિમાલયની એક ટેકરી. (બદ્રિકેદાર).

**કેરલ**, હમણાનો મલબાર દેશ.

**કેશવ**, વિષ્ણુ અથવા કૃષ્ણ.

**કેશી**, એ નામનો ઘોડારૂપ રાક્ષસ જેને કૃષ્ણે માર્યો હતો.

**કૈકેયી**, સૂર્યવંશી દશરથ રાજાની ત્રણ સ્ત્રીમાંની સહુથી ન્હાની-ભરત ને શત્રુઘ્નની મા. એ બાળક હતી ત્યારે એના

આપને ત્યાં કોઇ ઋષિ રેહેતા હતા ને એની મા નિત્ય તેની પુજા કરીને જમતી. એક દિવસ એની માને કંઇ જવું પડયું તેથી પૂજા કરવાનું કામ એને સોંપી ગઇ. એ પૂજા કરવા ગઇ ત્યારે એણે ઋષિને સમાધિસ્ત જોયા. પછી મશ્કરીમાં તેને મ્હોડે મેસ ચોળીને કૈકયીયે હસવા માંડયું ઋષિએ એને શાપ દીધો કે તને સર્વજન ધિઃકારશે. એ વાત એની માએ જાણી એટલે ઋષિ પાસે ક્ષમા માગી ઉશાપ આપવાની વિનંતિ કરી ત્યારે ઋષિએ કહ્યું કે એને એક પ્રસંગે ઘણો યશ મળશે. પછી જ્યારે એક વેળા દશરથ, ઇંદ્રના તેડાવ્યા ઉપરથી શુક્રાચાર્ય જોડે યુદ્ધ કરવા ઇંદ્રપુરીમાં જવા નિકળ્યા હતા ત્યારે કૈકયી ઘણો આગ્રહ કરી યુદ્ધ જોવાને દશરથ સાથે ગઈ હતી. જુદ્ધમાં દશરથના રથનો આંક ભાંગી પડયો તે સમે કૈકયીયે નીચે ઉતરીને યુદ્ધ પુરૂં થયું ત્યાંસુધી પોતાનો એક હાથ આંકને બદલે રથમાં ભેરવી રાખ્યો હતો. એ દશરથે દીઠું એટલે તેનાં ઘણાં વખાણ કર્યાં ને ઇંદ્ર આદિ દેવો આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે આજે કૈકેયી વડેજ આપણને જય મળ્યો. દશરથે પ્રસંન થઇ કૈકયીને કહ્યું કે તેં મને જીવાડયો છે માટે ઇચ્છામાં આવે તેવા બે વર માગ. કૈકયીએ એ વેળા માગ્યું નહીં પણ માગે તારે બે વર આપવાનું દશરથ પાસે વચન લીધું. પછી જારે રામચંદ્રને ગાદીએ બેસાડવાનો દશરથે ઠરાવ કર્યો ત્યારે કૈકયીયે પોતાની દાસીના સમજાવ્યાથી રાજા પાસે બે વર માગ્યા—કે રામને ચૌદ વરસ વનવાસ મોકલો અને ભરતને ગાદીએ બેસાડો. એ પ્રમાણે થયું હતું. કૈકયી ઘણી કંકાસિયણ ને અદેખી હતી.

**કૈટભ,** એ નામનો દૈત્ય જેને વિષ્ણુએ માર્યો હતો.

**કૈલાસ,** હિમાલયની એક ટેકરી—શિવ તથા કુબેરનું પ્રિય ધામ.

**કૌશલ્યા,** દશરથની ત્રણ સ્ત્રીઓમાંની પેહેલી-રામચંદ્રની મા. એનાં લગન રાવણને ધાકે વહાણુમાં થતાં હતાં પણ એટલામાં રાવણે ત્યાં પણ આવીને દશરથસુદ્ધાં સર્વને ડુબાડી દીધાં ને કૌશલ્યાને તે લઇ ગયો. એવું બન્યું કે દશરથને હાથ એક પાટીયું લાગ્યું ને એથી તે એક બેટ ઉપર આવી ચડયા. અહીં વળી જે પેટીમાં કૌશલ્યાને ઘાલી રાવણે જે મગરને દરિયામાં રાખવાને સોંપી હતી તે પેટી તે મગરે તેજ બેટ ઉપર મુકી હતી. નારદે આવી પેટી ઉઘાડી કૌશલ્યાને કહાડી તેનાં દશરથ સાથે લગન કર્યાં અને બંનેને સઘળું સમજાવી તેજ પેટીમાં પાછાં ઘાલી તે અંતરધાન થઇ ગયા. જારે બ્રહ્માએ લંકામાં રાવણને કહ્યું કે લગન તો થઇ ચુકાં તારે રાવણે પેટી મંગાવી ને ઉઘાડી જોયછે તો માંહે વરવહુ દીઠાં. રાવણે તેમને મારી નાખવા માડયાં ત્યારે બ્રહ્માએ કહ્યું કે તેં મને પ્રથમથી વચન આપ્યું છે કે તેઓ જો પરણ્યા હશે તો જે માગશો તે આપીશ માટે હું આ પ્રસંગે માગું છઉં કે એ બંનેને મારે સ્વાધીન કર. રાવણે વચન પાળ્યું ને બ્રહ્મા વરવહુને અયોધ્યામાં મુકી આવ્યા.

**કૌશિક,** વિશ્વામિત્ર ઋષિ. ૨ ઇંદ્ર.

**કૌસ્તુભ,** ચૌદ રત્નમાંનું એક જે કૃષ્ણ પોતાની કોટે પેહેરતા.

**ક્રૌંચ,** એક દ્વીપ. ૨ દૈત્ય જેને કાર્તિકેય એણે માર્યો હતો.

**ક્ષીરસાગર,** સાત મહાસાગરમાંનો છઠ્ઠો જે શાક દ્વીપની આસપાસ ફરતો છે તે. એમાં નારાયણ શેષ ઉપર શયન કરેછે. એનેજ તીરે ઉભા રહીને દેવતાઓએ અવતાર ધારણ કરાવવાને નારાયણની સ્તુતિ કરી હતી.

**ખર,** દૈત્ય—રાવણનો એક પ્રધાન.

**ખર્વ,** કુબેરની નવ નિધિમાંની એક.

**ખાંડવવન,** એમાં તક્ષક નાગ સહકુટુંબ રેહેતો હતો. એને અગ્નિએ ભક્ષણ કર્યું હતું.

**ખેચર,** શિવ. ૨ શિવના ગણ; વિદ્યાધર.

**ખેટક,** બળરામનું હળમૂશળ.

**ગંગા,** શિવ સતીને પરણાવતાં બ્રહ્મા જે ગોર તે વિહ્વળ થયા હતા પછી તેનું મન કોઇ દિવસ ફરીથી ન ચળે માટે સર્વ દેવતાઓએ પોતાનાં તેજવડે જળ ઉત્પન્ન કરી એ બ્રહ્માને પોતાની સાથે નિત્ય રાખવાને કમંડળમાં ભરી આપ્યું હતું. જ્યારે વિષ્ણુએ વામન અવતારમાં એક પગ સ્વર્ગને અરકાડ્યો હતો ત્યારે બ્રહ્માએ પોતાનાં કમંડળ-માંના જળથી તે પગનો અંગુઠો ધોઇ પીધો હતો. એથી જે પ્રવાહ ચાલ્યો તે **સ્વર્ગગંગા-વિષ્ણુપદી.** કોઈ કહેછે કે શિવે તાંડવ નૃત્ય કર્યું હતું તેથી સર્વ દેવતાઓના તેજનો જળ રૂપ પ્રવાહ ચાલ્યો હતો તે ગંગા છે. કોઇ કેહેછે કે બળીરાજાએ જે પાણીવડે વામનના પગ ધોયા ને જેનો પ્રવાહ ચાલ્યો તે ગંગા છે. સગર રાજાના એક વંશજ ભગી-રથ એણે પોતાના પૂર્વજોનો ઓદ્ધાર કરવાસારૂ તપશ્ચર્યા કરીને ગંગાને સ્વર્ગમાંથી મૃત્યુ લોકમાં આણ્યાં. સ્વર્ગમાંથી નીચે પડતાં તેનો ધોધ કોઇથી ઝીલાય નહીં માટે શિવે તેને પોતાની જટામાં લઇ લીધાં. જારે ભગીરથે શિવને વિનવ્યા તારે એણે એક લટ છોડી પ્રવાહ ચલાવ્યો. વળી વાટમાં જન્હુ ઋષિ જે તપ કરતા હતા તેની કેટલીક સામગ્રી પ્રવા-હમાં ઘસડાઇ ગયેથી તે ઋષિ ગંગાનું પાન કરી ગયા. એની પણ ઘણીક સ્તુતિ કરી ત્યારે ઋષિયે પોતાની જાંઘ ફાપી ગંગાને બહાર કહાડી વ્હેતાં કીધાં. એ ઉપરથી ગંગા **જાન્હવી** કહેવાય છે. પછી મૃત્યુ લોકમાંથી તે પાતાળમાં ગયાં છે. એ, સ્વર્ગ મૃત્યુલોક ને પાતાળમાં છે માટે એને **ત્રિપથગા** પણ કહેછે. એ, દેવીરૂપે શિવની સ્ત્રી ને કાર્તિક-યની માતા છે. એક સમે બ્રહ્માને ત્યાં સભા મળી હતી

તેમાં મૂર્તિમંત ગંગાનું વસ્ત્ર પવનથી ઉંચું થયું. એ વેળા સર્વ જણાએ નીચું જોયું પણ મહાભીષ રાજા તેના સામું જોઇ રહ્યા ને ગંગા હસી પડયાં. એ પ્રસંગે બ્રહ્માએ શાપ દીધો કે તમે બે જણાં મૃત્યુ લોકમાં પડી સ્ત્રી પુરૂષનો સંસાર માંડજો. એ ઉપરથી પ્રવાહ રૂપ ગંગામાંથી મૂર્તિમંત ગંગા નિકળ્યાં ને મહાભીષ તે હસ્તિનાપુરના પ્રતિત રાજાને ત્યાં શન્તનુ અવતર્યા. પછી શન્તનુને ગંગા પરણ્યાં જેથી એને ભીષ્મ નામના પ્રતાપી પુત્ર થયા. (શન્તનુની કથા જોવી).

ગંગાધર, શિવ.

ગજવદન-આનન, ગણપતિ.

ગટોરગચ્છ, ધટોત્કચ.

ગણપતિ-ગણેશ, શિવ પાર્વતીના મોટા પુત્ર. ગણપતિ, અંબા, શિવ, વિષ્ણુ ને સૂર્ય એ પંચાયતન દેવતાનાં નામથી ઓળખાય છે ને નિત્ય પુજાયછે. એ સંકટ વિઘ્નનો નાશ કરનાર દેવ છે માટે સર્વ કામને આરંભે એનું આરાધન થાય છે. સર્વ દેવમાં તે પ્રથમ પુજાયછે. એ, જ્ઞાનનો વર આપનારો છે. એ, શિવના ગણોમાં મુખ્ય છે માટે ગણપતિ-નાયક -નાથ કહેવાયછે. એની ઉત્પત્તિ આમ છે:-શિવ તપશ્ચર્યાને જવા નિકળ્યા ત્યારે પાર્વતીએ કહ્યું કે મને એક પુત્ર આપીને જાઓ. શિવ કહે કે તમે શક્તિ છો માટે તમારી મેળેજ ઉત્પન કરજો. પછી પાર્વતીએ પોતાના અંગનો મેલ કહાડી એક પુત્ર ગણપતિ ને એક કન્યા ઉષા એમ બે ઉત્પન્ન કર્યાં. નારદે શિવને જઇ કહ્યું કે મહારાજ તમે તો અહીંયાં જોગી થઇ તપ કરો છો ને ઘેર તો બે બાળક રમે છે. શિવ ભોળપણામાં નારદનું સાંભળી ક્રોધાયમાન થઇ ઉતાવળા મંદિરે આવ્યા. અહીં બન્ને

બાળકોએ તેને અટકાવ્યા. શિવ તેઓને મારવા જાય છે એટલામાં ઉમા તો નાહાસી મીઠાંની ઓરડીમાં ભરાઇ ગઇ પણ ગણપતિ પકડાઇ ગયા. શિવે તેનું ડોકું કાપી નાખ્યું જે ચંદ્રમંડળમાં જઇ પડયું. શિવે ક્રોધ કરી પાર્વતીને બાળકો વિષે પૂછયું ત્યારે એણે કહ્યું કે તમે મને બાળકો ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી છે તે સંભારો. એ સાંભળી શિવે પસ્તાવો કરી કહ્યું કે તમારા એક પુત્રને તો મેં મારી નાખ્યો છે. પાર્વતીએ આક્રંદ કરી કહ્યું કે ગમે તેમ કરીને મારા પુત્રને જીવતો કરી આપો. શિવે ડોકું શોધ્યું પણ જડયું નહીં. એવામાં એક હાથી મળ્યો તેનું ડોકું કાપી ગણપતિના ધડને ચોંટાડી જીવતા કર્યા. મારા પુત્રને વ્હરવો કર્યો તેથી હવે એને કોઇ બોલાવશે નહીં એમ કહી પાર્વતીએ શોક કર્યો, ત્યારે શિવે કહ્યું કે સર્વ દેવમાં એ પ્હેલો પુજાશે ને સર્વ શુભ કામમાં એનું આરાધન થશે. કોઇ કહે છે કે એક સમે વિષ્ણુ ને ગણપતિ લડતા હતા એટલામાં શિવે વચમાં પડી ગણપતિનું ડોકું કાપી નાખ્યું. એ વાત પાર્વતીએ જાણી એટલે શિવને શાપ દેવા માંડયો. પછી શિવે એક દાંતના હાથીનું ડોકું કાપી લાવી ગણપતિના ધડને ચોંટાડી જીવતા કર્યા. ગણપતિની સ્ત્રીયોનાં નામ **સિદ્ધિ** ને **બુદ્ધિ**. એ બન્ને વિશ્વરૂપની દિકરી. એનાં લગ્ન કરવાને માટે એવો ઠરાવ હતો કે જે એક દિવસમાં પૃથ્વિ પ્રદક્ષિણા કરી આવે તે તેઓને પરણે. ગણપતિયે વિચાર્યું કે મા છે તે પૃથ્વીરૂપ છે માટે એની પ્રદક્ષિણા કરવી. પછી એણે તે પ્રમાણે કર્યું, ને બન્ને સ્ત્રી એને વરી. કાર્તિકેય પૃથ્વિ ફરીને મોડા આવ્યા માટે પાર્વતીએ તેમને ન પરણાવ્યા. ગણપતિના એક પુત્રનું નામ **લાભ** ને બીજાનું **લક્ષ** છે. એને ઉંદરનું વાહન છે. એનું શરીર ગોરૂં છે અને મ્હો તથા સુંઢ લાલ છે. એનો એક દાંત બહાર પડતો છે. એના કાન ઘણા

મોટા ને લાંબા છે. એને ચાર હાથ છે, તેમાં એક હાથમાં કમંડળ, બીજામાં લાડુ, ત્રિજામાં પરશુ ને ચોથામાં જપ-માળા છે. એ પીળું પિતાંબર પેહેરે છે. એ ઘણાજ ઉતાવળા લહિયા છે—એવા કે ગમે તેટલું ઝડપથી બોલાતું હોય પણ તે તેવીજ ઝડપથી લખી શકે છે. વ્યાસ બોલતા તે ગણપતિ તરત લખતા. રાવણને ત્યાં એ, ગાય બકરાં ને ઘેટાંનું ઉપરીપણું કરતા એ શરીરે ફુંદાળા છે.

**ગદાધર,** વિષ્ણુ; કૃષ્ણ.

**ગન્ધમાદન,** કૈલાસપર્વતની હારમાંનો એક. ૨ એ નામના ઋષિ જેણે ભીમનું અભિમાન ઉતાર્યું હતું. ૩ એ નામનો વાનર—કુબેરનો પુત્ર.

**ગન્ધર્વ,** સ્વર્ગના ગાનારા. એ અડધા મનુષ્ય ને અડધા દેવ છે. કશ્યપની તેરમાંની અરિષ્ટા સ્ત્રીથી ગંધર્વ ઉત્પન્ન થયા છે.

**ગન્ધારી, ગાન્ધારી.**

**ગરુડ,** વિષ્ણુનું વાહન. એ અડધો મનુષ્ય ને અડધો પક્ષી છે. એને લીલી પાંખ છે ને ઉડવાની ગતિ ઘણી છે. એ કશ્યપની સ્ત્રી વિનતાનો પુત્ર ને અરુણનો નાનો ભાઇ. એની બ્હેનનું નામ સુમતિ જે સગર રાજાને પરણી હતી. એક સમે દ્વારિકામાં એ કૃષ્ણના બાગની રખેવાળી કરતો હતો એવામાં ત્યાં ચિરંજીવી હનુમાન આવી ચડ્યા ને બાગમાંનાં ઝાડો ઉખેડી ફળ ખાવા લાગ્યા. એથી બન્નેને લડાઇ ચાલી તેમાં એક બીજાને મેણાં મારતાં એક રામની નિંદા કરે ને બીજો કૃષ્ણની કરે. અંતે ગરુડે એ વાત કૃષ્ણને કહી ત્યારે એ બોલ્યા કે હનુમાનને રામની આણ દો એટલે તે તુરત નમશે. ગરુડે તે પ્રમાણે કર્યું એટલે હનુમાન કહેવા લાગ્યા કે ભાઇ રામ ક્યાં છે? મને દર્શન કરાવ. પછી ગરુડ હનુમાનને કૃષ્ણની પાસે તેડી ગયો ને હનુમાને

દુર્યોધનને જુદ્ધ ન કરવા વિષે બહુ બહુ સમજાવ્યું હતું પણ એણે તે માન્યું નોતું. એણે તીર્થ જાત્રા કરતાં પોતાના પતિ ધૃતરાષ્ટ્ર સાથે હરદ્વારમાં દેહ પાડયો. (ધૃતરાષ્ટ્રની કથા જોવી.)

**ગાયત્રી,** બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એઓને સંસ્કારથી નવો જન્મ આપનારી મા-દેવી.

**ગાર્ગી,** ગર્ગની પુત્રી. એણે જનક રાજાની સભામાં યાજ્ઞવલ્કય સાથે સમર્થ વાદ કર્યો હતો. એના સંબંધી કથા બૃહદારણ્ય ઉપનિષદમાં વિસ્તારથી છે.

**ગિરિજા,** પાર્વતી.

**ગુડાકેશ,** શિવ. ૨ અર્જુન.

**ગુરુ,** બૃહસ્પતિ-દેવતાઓનો ગુરુ. ૨ સાત વારમાંનો એક. ૩ નવ ગ્રહમાંનો એક.

**ગુહ,** કાર્તિકેય.

**ગોવર્ધન,** ગોકુળની પાસે વૃન્દાવનમાં એ નામનો પર્વત. જ્યારે ઇંદ્રે કોપાયમાન થઇ બાર મેઘને ગોકુળ ઉપર વરસાવ્યા ત્યારે કૃષ્ણે એને એક હાથની (ટચી) આંગળી ઉપર ધરી રાખી સાત દાહાડા લગી સર્વ ગોપ ધેનુનું રક્ષણ કર્યું હતું.

**ગોવિન્દ,** વિષ્ણુ-કૃષ્ણ.

**ગૌતમ,** દીર્ઘતમાના પુત્ર. એ ઋષિ ત્રેતાયુગના આરંભમાં હિમાલયના પ્રદેશમાં જન્મ્યા હતા. એણે પોતાની સ્ત્રી અહલ્યાને શાપ દીધો હતો. એનો પુત્ર શતાનંદ તે જનક રાજાનો ગોર હતો. કોઇ કહે છે કે એ પ્રથમ પ્રયાગ આગળ, પછી મિથિલાના અરણ્યમાં, ને અહલ્યાને છોડયા પછી હિમાલય આગળ રહ્યા હતા. એના બે મુખ્ય શિષ્ય તે કનાયન ને નિયાળી. ગૌતમે ન્યાય શાસ્ત્રનાં સૂત્ર

બાંધ્યાં છે. ૨ બૌદ્ધધર્મ ચલાવનારો મૂળ પુરુષ જે બુદ્ધ શાક્યસિંહ તેનું એક નામ; બુદ્ધના ઘણા અવતાર થયા છે તેમાંનો છેલ્લો તે ગૌતમ.

**ગૌતમી**, પાર્વતીનું નામ. ૨ ગોદાવરી નદી. ૩ એક રાક્ષસી.

**ગૌરી**, પાર્વતી. ૨ વરુણની સ્ત્રી.

**ઘટોત્કચ**, ભીમનો હેડમ્બા રાક્ષસીથી થયલો પુત્ર. એણે મહાભારતના જુદ્ધમાં અલમ્બુશ, ભગદત્ત, દુર્યોધન, કર્ણ, દ્રોણ, અસ્વત્થામા ઇ૦ ની સામાં પરાક્રમ બતાવ્યું હતું ને ઘણીવાર કૌરવસેનને હઠાવ્યું હતું પણ અંતે કર્ણે ઇંદ્રની શક્તિ મુકી તેથી તેનું શિર ઉડયું હતું. રાક્ષસો જ્યારે યુદ્ધમાં માયા કરતા ત્યારે એ સામી માયા કરી તેઓને હણતો.

**ઘનશ્યામ**, કૃષ્ણ.

**ઘોર**, શિવનું નામ.

**ચક્ર**, વિષ્ણુનું એક આયુધ. એ ગોળ ને ધારવાળું હોય છે. એ અંગુઠાની પાસેની આંગળીમાં ભેરવીને ફેરવાય છે ને એમાંથી ન સહન થાય તેવો અગ્નિ નિકળે છે. એ જેના ઉપર પડે તેને એકદમ કાપી નાખે છે.

**ચક્રપાણિ**, વિષ્ણુ-એના હાથમાં ચક્ર છે માટે.

**ચક્રવર્ત્તી**, એક સમુદ્રથી બિજા સમુદ્ર સુધીના પ્રદેશનું રાજ કરનારો ને જેને બીજા સર્વ રાજાઓ ખંડણી આપતા હોય તે રાજા. ભરતથકી જે બાર રાજા થયા તે સઘળા ચક્રવર્ત્તી કહેવાય છે.

**ચંડ**, એ નામનો દૈત જેને ચામુંડાએ સંહાર્યો હતો. ૨ જમનો દૂત.

**ચંડિકા**, પાર્વતીનું એક ભયંકર રૂપ. એણે મહિષાસુરને માર્યો હતો.

દુર્યોધનને જુદ્ધ ન કરવા વિષે બહુ બહુ સમજાવ્યું હતું પણ એણે તે માન્યું નોતું. એણે તીર્થ જાત્રા કરતાં પોતાના પતિ ધૃતરાષ્ટ્ર સાથે હરદ્વારમાં દેહ પાડયો. (ધૃત-રાષ્ટ્રની કથા જોવી.)

**ગાયત્રી**, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એઓને સંસ્કારથી નવો જન્મ આપનારી મા-દેવી.

**ગાર્ગી**, ગર્ગની પુત્રી. એણે જનક રાજાની સભામાં યાજ્ઞ-વલ્કય સાથે સમર્થ વાદ કર્યો હતો. એના સંબંધી કથા બૃહદારણ્ય ઉપનિષદમાં વિસ્તારથી છે.

**ગિરિજા**, પાર્વતી.

**ગુડાકેશ**, શિવ. ૨ અર્જુન.

**ગુરુ**, બૃહસ્પતિ-દેવતાઓનો ગુરુ. ૨ સાત વારમાંનો એક. ૩ નવ ગ્રહમાંનો એક.

**ગુહ**, કાર્તિકેય.

**ગોવર્ધન**, ગોકુળની પાસે વૃન્દાવનમાં એ નામનો પર્વત. જ્યારે ઇંદ્રે કોપાયમાન થઇ બાર મેઘને ગોકુળ ઉપર વર-સાવ્યા ત્યારે કૃષ્ણે એને એક હાથની (ટચી) આંગળી ઉપર ધરી રાખી સાત દાહાડા લગી સર્વ ગોપ ધેનુનું રક્ષણ કર્યું હતું.

**ગોવિન્દ**, વિષ્ણુ-કૃષ્ણ.

**ગૌતમ**, દીર્ઘતમાના પુત્ર. એ ઋષિ ત્રેતાયુગના આરંભમાં હિમાલયના પ્રદેશમાં જન્મ્યા હતા. એણે પોતાની સ્ત્રી અહલ્યાને શાપ દીધો હતો. એનો પુત્ર શતાનંદ તે જનક રાજાનો ગોર હતો. કોઇ કહે છે કે એ પ્રથમ પ્રયાગ આગળ, પછી મિથિલાના અરણ્યમાં, ને અહલ્યાને છોડયા પછી હિમાલય આગળ રહ્યા હતા. એના બે મુખ્ય શિષ્ય તે કનાયન ને નિઆળી. ગૌતમે ન્યાય શાસ્ત્રનાં સૂ

બાંધ્યાં છે. ૨ બૌદ્ધધર્મ ચલાવનારો મૂળ પુરુષ જે બુદ્ધ શાક્યસિંહ તેનું એક નામ; બુદ્ધના ઘણા અવતાર થયા છે તેમાંનો છેલ્લો તે ગૌતમ.

**ગૌતમી**, પાર્વતીનું નામ. ૨ ગોદાવરી નદી. ૩ એક રાક્ષસી.

**ગૌરી**, પાર્વતી. ૨ વરુણની સ્ત્રી.

**ઘટોત્કચ**, ભીમનો હેડમ્બા રાક્ષસીથી થયલો પુત્ર. એણે મહાભારતના જુદ્ધમાં અલમ્બુશ, ભગદત્ત, દુર્યોધન, કર્ણ, દ્રોણ, અશ્વત્થામા પ્ર૦ ની સામાં પરાક્રમ બતાવ્યું હતું ને ઘણીવાર કૌરવસેનને હઠાવ્યું હતું પણ અંતે કર્ણે ઇંદ્રની શક્તિ મુકી તેથી તેનું શિર ઉડયું હતું. રાક્ષસો જ્યારે યુદ્ધમાં માયા કરતા ત્યારે એ સામી માયા કરી તેઓને હણતો.

**ઘનશ્યામ**, કૃષ્ણ.

**ઘોર**, શિવનું નામ.

**ચક્ર**, વિષ્ણુનું એક આયુધ. એ ગોળ ને ધારવાળું હોય છે. એ અંગુઠાની પાસેની આંગળીમાં ભેરવીને ફેરવાય છે ને એમાંથી ન સહન થાય તેવો અગ્નિ નિકળે છે. એ જેના ઉપર પડે તેને એકદમ કાપી નાખે છે.

**ચક્રપાણિ**, વિષ્ણુ–એના હાથમાં ચક્ર છે માટે.

**ચક્રવર્ત્તી**, એક સમુદ્રથી બિજા સમુદ્ર સુધીના પ્રદેશનું રાજ કરનારો ને જેને બીજા સર્વ રાજાઓ ખંડણી આપતા હોય તે રાજા. ભરતથકી જે બાર રાજા થયા તે સઘળા ચક્રવર્ત્તી કહેવાય છે.

**ચંડ**, એ નામનો દૈત જેને ચામુંડાએ સંહાર્યો હતો. ૨ જમનો દૂત.

**ચંડિકા**, પાર્વતીનું એક ભયંકર રૂપ. એણે મહિષાસુરને માર્યો હતો.

**ચંડી, ચંડિકા,** ૨ ઉદ્દાલક ઋષિની સ્ત્રી. એ કહ્યાથી ઉલટું કરતી તેથી એને ઋષિયે શાપ દીધો હતો ને તે શલ્યા થઇને પડી હતી પણ પછી અર્જુનનાં ચરણના સ્પર્શથી તે પાછી સ્ત્રી થઇ હતી.

**ચતુરંગીસેના,** જેમાં હાથી, ઘોડા, રથ, પાળા હોય તે.

**ચન્દ્ર,** અત્રિની આંખમાંથી તેજનો ઝળકાટો નિકળ્યો તેથી અવકાશને ગર્ભ રહ્યો ને ચન્દ્ર ઉત્પન્ન થયા. કેટલાક કેહે છે કે સૂર્યનાં સુષૂમ્ણા નામનાં કિરણથી ચન્દ્ર થયા છે. એણે રાજસુયજ્ઞ કર્યો હતો તે વેળા તેણે પોતાના ગોર બૃહસ્પતિની સ્ત્રી તારાને છળથી છિનવી લીધી હતી. દક્ષને સાઠ દિકરી, તેમાં સત્તાવીસ તેણે ચન્દ્રને પરણાવી હતી. રોહિણી ચન્દ્રને ઘણી વ્હાલી હતી તેથી તેની બેનોએ દક્ષની આગળ રાવ કરી ને એણે ચન્દ્રને ક્ષય રોગ થશે એવો શાપ દીધો, પણ પછી ચન્દ્રે કાલાવાલા કર્યા ત્યારે દક્ષે કહ્યું કે ૧૫ દિવસ તારી કળા વધશે ને ૧૫ દિવસ ઓછી થતી જશે. કેટલાક ઔષધીને ચન્દ્રની સ્ત્રી કેહે છે ને તેમાં સોમવલ્લી ચન્દ્રની માનીતી છે. ચન્દ્રના પુત્ર બુદ્ધથી જે ઉત્તરોઉત્તર વંશ વિસ્તાર ચાલ્યો તે ચન્દ્રવંશી રાજા કેહેવાય છે. એનું કટિવસ્ત્ર રાતું, અંગવસ્ત્ર નીલ ને કંઇક પીળું અને એનાં મુખ ઉપર તેજનો જે ભાસ અર્ધચન્દ્રાકારે દેખાય છે તે રૂપાં જેવો ધોળો છે. એના રથને એક હરણ જોડેલું છે ને એના રાતા ધ્વજ ઉપર સસલું છે. ૨ એ સમુદ્ર મથન કરતાં નિકળેલો, તે શિવે પોતાને કપાળે રાખ્યો છે.

**ચંદ્રગુપ્ત,** એક શૂદ્ર રાજા. એ, નંદ નામના રાજાને મારીને પાટલી પુત્ર-પટણા અહિં રાજ્યાસને બેઠો હતો. કોઇ કહે છે કે તે અશોકનો દાદો હતો. એને ગ્રીક-યવન

રાજાઓ સાથે સ્નેહ હતો ને એની પાસે તેમનું કેટલુંક સૈન્ય પણ હતું.

**ચન્દ્રભાગા,** ચિનાબ નદી.

**ચન્દ્રમૌલિ,** શિવ.

**ચન્દ્રવંશ,** ચન્દ્રનો પુત્ર બુદ્ધ ને એનો પુત્ર પુરૂરવા, એથી ચાલેલો જે વંશ તે. એ વંશ સતયુગથી ચાલ્યો. દ્વાપરમાં એ વંશનો છેલ્લો રાજા રૂક્ષ અને કલિયુગમાં છેલ્લો રાજા ક્ષેમક હતો. એની પછી નંદ વંશ ચાલ્યો છે.

**ચન્દ્રશેખર,** શિવ.

**ચન્દ્રહાસ,** કુંદનપુરનો રાજા—એ વિષ્ણુનો ભક્ત હતો એ બાળપણમાં પોતાના મ્હોડાંમાં શાલગ્રામ રાખી મુકતો. એને ત્રણ વાર વિષ્ણુએ મરણથી ઉગાર્યો હતો. એની કથા આ છેઃ—એનાં માબાપ એને બાળક મુકીને મરી ગયલાં તેથી એ કુંવર કુંદનપુરમાં કોઇને ત્યાં ઉછરતો હતો. અહિંના રાજાના પ્રધાનને એક ઋષિએ કહેલું કે આ કુંવર કોઇ રાજવંશી છે ને એ તારી સમૃદ્ધિનો ભોક્તા થશે. એ ઉપરથી પ્રધાને તે પુત્રને મારાઓને સોંપ્યો, પણ એઓને દયા આવેથી એઓએ એના પગની છ આંગળીમાંની એક કાપી લઇ જઈ પ્રધાનને બતાવી હતી. એવું બન્યું કે ચંદનાવતીનો રાજા જે મૃગયાને આવ્યો હતો તેણે તે કુંવરને વનમાં દીઠો ને પોતાને છોકરો નહીં તેથી તે પોતાને મંદિરે લઇ ગયો ને તેનું ચન્દ્રહાસ એવું નામ પાડ્યું. અહિયાં એ સારી પેઠે ભણ્યો ને પોતાના પિતાના શત્રુઓને જીતી તેઓનું ઘણુંક દ્રવ્ય લઇ આવ્યો. કુંદનપુરના પ્રધાને જાણ્યું કે ચંદનાવતીના રાજા પાસે બહુ દ્રવ્ય છે માટે તેને બંદીખાને નાખી તેનું દ્રવ્ય લઈ લેવું. એ વિચારથી તે ચંદનાવતી આવ્યો ને અહિં જોય છે તો પેલો કુંવર. એ પ્રધાને

ચન્દ્રહાસને એક કાગળ લખી આપ્યો ને કહ્યું કે મારે ઘેર આપી આવ. ચન્દ્રહાસ કુંદનપુરની બહાર એક વાડીમાં સુતો છે એવામાં તેજ પ્રધાનની વિષયા નામની કન્યા ત્યાં આવી પોંહોંતી. એ, ચન્દ્રહાસનું મુખ જોઇ મોહિત થઇ ને પછી પેલો કાગળ અંગરખાની કસે બાંધેલો તે છોડીને વાંચ્યો તો તેમાં વિષ એવું લખેલું. વિષયાએ એક સળી આંખના કાજળમાં બોળી, કાગળમાં વિષ દેજો એવું હતું ત્યાં **વિષ**ની જોડે **યા** અક્ષર વધાર્યો. ચન્દ્રહાસ નગરમાં ગયા પછી તે પ્રધાનના ઘરવાળાઓએ તેને વિષયા સાથે પરણાવ્યો. કેટલાક દહાડા પછી અહિંના રાજાએ પોતાની કન્યા ચન્દ્રહાસને પરણાવા માટે તેને તેડું મોકલ્યું. એ વેળા પણ પેલા પ્રધાને નગરની બહાર એક દેહેરૂં હતું તેમાં મારાઓ રાખ્યા હતા. ચન્દ્રહાસ પુજા કરવાને જતો હતો એવામાં તે પ્રધાનનો છોકરો મદન જેને રાજાએ ચન્દ્રહાસને તેડવા મોકલ્યો હતો તે મળ્યો. એણે ચન્દ્રહાસને કહ્યું કે રાજા બોલાવે છે, તું જા અને તારી વતીની પુજા હું કરીશ. પછી મદન પુજા કરવા ગયો તો મારાઓએ તેને ચન્દ્રહાસ જાણી મારી નાખ્યો. પછી ચન્દ્રહાસને રાજા ગાદીપર બેસાડે છે એવી વાત જાણી પેલો પ્રધાન દેહેરે ગયો તો ત્યાં મદન પડેલો. પછી પ્રધાન પણ ત્હાં આત્મ ઘાત કરી પડ્યો. એ વાત સાંભળી ચન્દ્રહાસ ત્હાં ગયો ને પછી એ પણ મરતો હતો એટલામાં દેવીએ તેનો હાથ ઝાલ્યો ને પછી એના કહ્યાથી દેવીએ પેલા પ્રધાનને તથા તેના દીકરા મદનને જીવતા કીધા. ૨ રાવણની તરવાર.

**ચાણુર,** કંસનો મલ્લ જેને કૃષ્ણે માર્યો હતો.

**ચામુંડા,** પાર્વતીના ક્રોધથી ઉત્પન્ન થયલી દેવી. એણે ચંડ મુંડ રાક્ષસોને માર્યા છે. ૨ કુબેરની સ્ત્રી.

**ચિત્રકુટ,** એ નામનો બુંદેલ ખંડમાં પર્વત છે. અહીં રામે વનવાસમાં પેહેલો મુકામ કર્યો હતો. ૨ ચિતોડ.

**ચિત્રગુપ્ત,** યમ રાજાનો મેહેતો. એ માણસોનાં પાપ પુણ્યનો જમે ઉધાર રાખે છે.

**ચિત્રરથ,** સ્વર્ગનો મુખ્ય ગંધર્વ. એણે અર્જુનને મોહાસ્ત્ર આપ્યું હતું ને તેની પાસથી અગ્ન્યસ્ત્ર વિદ્યા પ્રાપ્ત કરી હતી.

**ચિત્રવર્મા,** નળરાજાનો પુત્ર.

**ચિત્રલેખા,** (લેહા) વિધાત્રી (નસીબ લખનારી દેવી.) નો અવતાર. એ, ઓખાની બેનપણી હતી ને એણેજ તેનાં સ્વપ્ન પ્રમાણે અનિરુદ્ધને ચિતરી દેખાડ્યો હતો.

**ચિત્રા,** ચંદ્રની એક સ્ત્રી—ચૌદમું નક્ષત્ર.

**ચિત્રાંગદ,** હસ્તિનાપુરના શંતનુ રાજાનો સત્યવતીથી ઉત્પન્ન થયેલો વડો પુત્ર. એ પરાક્રમી રાજા હતો. એણે બિજા રાજાઓને જીતી તેઓની સમૃદ્ધિ લઇ આવી હસ્તીનાપુરને શોભાવ્યું હતું. એક સમે એજ નામનો એક ગંધર્વ પોતાનું નામ રાજાએ રાખ્યું છે એ ઉપરથી દ્વેષે ભરાઇ જુધ્ધ કરવા આવ્યો. જુધ્ધ કરતાં ગંધર્વે કપટ વિદ્યાથી ચિત્રાંગદ રાજાનો પ્રાણ લીધો. એના પછી એનો ભાઇ વિચિત્ર વીર્ય્ય રાજા થયો હતો. ૨ એ નામનો એક ગંધર્વ. ૩ નળ રાજાના પુત્રનો પુત્ર જે સિમન્તિની સાથે પરણ્યો હતો તે.

**ચિરંજિવી,** એ સાત છે—બળિરાજા, પરશુરામ, વિભિષણ, હનુમાન, વ્યાસ, અશ્વત્થામા ને કૃપાચાર્ય.

**ચેકિતાન,** મહાભારતના જુધ્ધમાં એક મહારથી જોધ્ધો—પાંડવ પક્ષનો, એને અઢારમે દિવસે દુર્યોધને માર્યો હતો.

**ચેદિરાજ,** શિશુપાળ—ચેદી દેશનો રાજા. (ચંદેર જ્યાંથી ચંદેરી પાઘડી આવે છે તે હશે).

**ચૈત્રરથ,** કુબેરનો બાગ.

**છન્દ,** વેદ.

**છાયા,** સૂર્યની સ્ત્રી.

**જગન્નાથ,** બુદ્ધાવતાર રૂપે વિષ્ણુ. એનું મોટું ધામ જગન્નાથ પુરી જે ઓરીસામાં છે ત્યાં છે. જગન્નાથપુરી એ ચાર મોટાં જાતરાનાં ધામમાંનું એક છે. રથ જાતરાને દાહાડે જગન્નાથ ને બળરામનો વરઘોડો કહાડવામાં આવે છે. જગન્નાથ પુરીમાં અઢારે વર્ણ જાતિભેદનો વિવેક મુકી જગન્નાથનો પ્રસાદ જમે છે.

**જટાયુ,** એ નામનો પક્ષી—અરુણનો પુત્ર. એને રાક્ષસ જાણી રામ મારવાનું કરતા હતા પણ એ વેળા જટાયુએ કહ્યું હતું કે હું દશરથનો મિત્ર છઊં—જ્યારે તે શુક્ર સામાં જુદ્ધ કરતા ત્યારે હું ત્યાં હતો. વળી એણે કહ્યું હતું અગાડી રાક્ષસોનો ઘણો ભો છે માટે તમે પંચ વટીમાં જઇ રેહેજો; હું તમને સમાચાર કેહેતો રહીશ. રાવણ જ્યારે સીતાને વનાશ્રમમાંથી ઊચકી લઇ જતો હતો ત્યારે જટાયુએ તેની સાથે યુદ્ધ કર્યું હતું; પણ પછી રાવણ તેની પાંખ ઊખેડી નાંખી તેને અદસસ્તો મ્હેલી ચાલ્યો ગયો હતો. રામ જારે સીતાને શોધતા તે મારગે આવ્યા તારે જટાયુએ રાવણનું વૃત્તાંત કહ્યું હતું ને પછી પોતાનો પ્રાણ મુક્યો હતો.

**જઠાસુર,** જ્યારે ભીમ દ્રૌપદીને માટે કુબેરના વનમાંથી કમળ લઇ પાછો અદ્વૈત વનમાં આવતો હતો ત્યારે જઠાસુર, બ્રાહ્મણને વેષે તેની સાથે થયો હતો ને પછી તે ધર્મ, રાજાને ત્યાંજ રેહેતો. એક દિવસ ભીમ શિકારને ગયો એટલે અસુરે, ધર્મ સહદેવ નકુળનાં શસ્ત્ર લઇ લીધાં ને તેઓને તથા દ્રૌપદીને ખાંધે લઇ આકાશમાં ઉડવા

માંડયું. ભીમ સામો મળ્યો તેણે તે અસુરને અટકાવ્યો ને એની સાથે મલ્લ યુધ કરી એને (જટાસુરને) મારી નાંખ્યો.

**જડભરત**, ઋષભદેવના પુત્ર ભરતે પોતાને ત્રીજે અવતારે બ્રાહ્મણને ઘેર જન્મ લીધો હતો. અહીં પણ તેનું નામ ભરત હતું. એની સ્થિતિ એવી હતી કે કોઇ ખવાડે તો તે ખાય ને કોઇ મારે તોપણ તે બોલે નહીં. એ ઉપરથી સહુ તેને જડભરત કેહેતા. એ પુરા બ્રહ્મજ્ઞાની હતા ને માયાનો પાશ ન લાગે માટે તેણે જડવૃત્તિ રાખી હતી. પિતાના મરણ પછી એના ભાઇયો એને ખેતરની રખેવાળી કરવા મોકલતા તો ત્યાંપણ તે એક ઠેકાણે બેસી રેહતા. એવું બન્યું કે ભીલના એક રાજાએ પુત્ર પ્રાપ્તિ સારૂ ભદ્રકાળીને એક પુરૂષનો ભોગ આપવાની માનતા લીધી હતી તેથી તેના માણસો કોઇ પુરૂષ શોધતા હતા તે જડભરતને હૃષ્ટપુષ્ટ જોઇ પકડી ગયા. રાજા જેવો એનું ડોકું ઉડાડવા જાય છે કે તરત ભદ્રકાળીએ ક્રોધાયમાન થઇ રાજાનું ડોકું તેજ તરવારે ઉડાવ્યું ને જડભરતની સ્તુતિ કરી. એક સમે રાજા રહુગણ પાલખીમાં બેસી કપિલમુનિ પાસે જ્ઞાન લેવા જતો હતો. મારગમાં એક પાલખી ઊંચકનાર માંદો પડયો ત્યારે તેના માણસોએ રસ્તામાં બેઠેલા જડભરતને પકડી તેને પાલખી ઊંચકાવામાં સામેલ કર્યા. એ જીવજન્તુ જોઇને ચાલે તેથી પાલખી ઊંચીનીચી થવા લાગી. રાજાએ ક્રોધાયમાન થઇ જડભરતને ઘણાં તુચ્છકારનાં વચનો કહ્યાં ત્યારે એણે તેને જ્ઞાન સમજાવ્યું જેથી રાજા સમજ્યો કે એ કોઇ મહાપુરૂષ છે અને પછી નીચે ઉતરી ક્ષમા માગી ને કહ્યું કે કૃપા કરી મને જ્ઞાન આપી ભવસાગર ઉતારો ને તમારો ભેદ કહો. પછી જડભરતે તેને જ્ઞાન સમજાવી પોતાનું પૂર્વજન્મનું વૃત્તાંત કહ્યું હતું.

**જનક,** મિથિલાપુરીના રાજા એ વિદેહી કેહેવાય છે એટલે સંસારમાં રહ્યા છતાં પોતાના વેદાન્ત જ્ઞાને કરીને મુક્ત હતા. એની સભામાં બ્રાહ્મણો નાના પ્રકારની વિદ્યાવિષે વાદવિવાદ ભાષણ કરતા. જનકે પોતાના એક ખેતરમાંથી નિકળેલી પાંચ વર્ષની સીતાને ઉછેરી મોટી કરી દશરથના પુત્ર રામ સાથે પરણાવી હતી.

**જનમેજય,** પરીક્ષિત રાજાના પુત્ર. એણે ૮૪ વર્ષ રાજ્ય કર્યું છે. એના પિતાનો પ્રાણલેનાર જે તક્ષક તેના ઉપર જનમેજયને બહુ વેર આવેથી એણે સર્પ જાતિનો સંહાર કરવાસારૂ યજ્ઞ આરંભ્યો. એમાં ઘણાક તો હોમાયા. તક્ષક ભયે કરીને પોતાના મિત્ર ઇંદ્રના સિંહાસન નીચે ભરાઇ બેઠો હતો. પણ-બ્રાહ્મણોએ મંત્ર ભણ્યો એટલે તક્ષક સહિત ઇંદ્રાસન યજ્ઞમંડપમાં આવી પડયું. પણ પછી આસ્તિક મુનિના આગ્રહથી ને ત્રાસથી રાજાએ તક્ષકને ન હોમતાં યજ્ઞની સમાપ્તિ કરી. રાજા એક વેળા અશ્વમેધ યજ્ઞ કરતા હતા ને તેમાં તેની સ્ત્રીયે જારે અશ્વ પ્રત્યે કેટલોક વિધિ કર્યો ત્યારે કેટલાક જુવાનીયા બ્રાહ્મણોએ હાસ્ય કર્યું હતું.—એ ઉપરથી રાજાએ ક્રોધે ભરાઇ દર્ભની સેર મંત્રી તે બ્રાહ્મણો ઉપર નાખી હતી જેથી તે મરણ પામ્યા હતા. એક ગ્રંથમાં આમ છે કે જ્યારે અશ્વનું મસ્તક કપાઇ નીચે પડયું તે સમે ઇંદ્રે તેમાં ગુપ્ત પ્રવેશ કરી તેને નચાવ્યું હતું ને એ જોઇ એક બ્રાહ્મણને હસવું આવેથી રાજાએ તેની હત્યા કરી હતી. બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થવાને રાજાએ જારે વ્યાસને વિનવ્યા ત્યારે એણે કહ્યું કે તારે મારા શિષ્ય વૈશંપાયનને મુખે મહાભારતનાં અઢાર પર્વ સાંભળવાં—એકેક પર્વ સાંભળવાથી તારી એકેકી હત્યા જશે. એ ઉપરથી જનમેજયે મહાભારત શ્રવણ કર્યું હતું.

**જનાર્દન,** વિષ્ણુ.

**જમ, યમ.** ૨ યમના દૂત.

**જમદગ્નિ,** સપ્તઋષિમાંના એક-ભૃગુ ઋષિના પુત્ર ઋચીક ને એના પુત્ર-પરશુરામના પિતા. એની ઉત્પત્તિ આમ છે. ગાધિ રાજાના જમાઈ ઋચીકે પોતાને સાસરે સાસુ તથા પોતાની સ્રીને પુત્ર પ્રાપ્તિ થવાસારૂ યજ્ઞ કરાવ્યો ને બે જુદાજુદા વાસણમાં ભાત રંધાવી એકમાં બ્રહ્મતેજ મુકયું ને બીજામાં ક્ષત્રીય તેજ મુકયું ને બંનેને એકેક વાસણમાંથી ખાવાનું કહી પોતે સ્નાન કરવા ગયા. સાસુને વ્હેમ આવ્યાથી વાસણ અદલબદલ કરી બ્રહ્મ તેજવાળો ભાત પોતે ખાધો. એ વાત ઋષિયે જાણી ને પોતાની સ્રીને કહ્યું કે તેં તારી માનાં વાસણમાંથી ખાધું છે માટે તને ઘણો બળવાન પણ અતિ ક્રોધી પુત્ર થશે. પેલીએ એમ ન થવાને ઋષિને વિનવ્યા ત્યારે ઋષિયે મંત્ર ભણી કહ્યું કે તારો પુત્ર જ્ઞાની ને ધર્માત્મા થશે પણ પૌત્ર ક્રોધી સ્વભાવનો થશે. પછી ઋચીકની સ્રીને જમદગ્નિ અવતર્યા. એને ચાર પુત્ર થયા તેમાં સહુથી નાહાના પરશુરામ. એક સમે સહસ્રાર્જુન શિકારને અર્થે નિકળેલો એને આશ્રમે આવી ચડયો. તેને તેની યોગ્યતા પ્રમાણે ઋષિએ (ઇંદ્રે આપેલી) કામધેનુથી મળેલા પદાર્થવડે પ્રસન્ન કર્યો. રાજા વિચારમાં પડયો કે ઋષિ આ સઘળી તજવીજ કયાંથી કરેછે ને પછી તેણે જાણ્યું કે એની પાસે કામધેનુ છે. રાજાએ તે માગી પણ ઋષિએ કહ્યું કે પારકી વસ્તુ મારાથી ન અપાય. એ સાંભળી રાજા બળાત્કાર કરી ગાય લઇ ગયો. પરશુરામ બહારથી આવ્યા એટલે જમદગ્નિયે સર્વ વર્તમાન કહ્યું. તરતજ પરશુરામ ઉઠી માહીષમતી નગરીમાં ગયા ને નવસે પુત્રો સહિત સહસ્રાર્જુનને મારી ગાય પાછી લાવ્યા. એક સમે જમદગ્નિની સ્રી રેણુકા ગંગામાં

જળ ભરવા ગઇ હશે ત્યાં ચિત્રરથ ગંધર્વ પોતાની સ્ત્રીયો સાથે જળક્રીડા કરતો હતો તે જોવા ઉભી રહી, તેથી ઘેર આવતાં મોડું થયું. જમદગ્નિયે જ્ઞાનથી તે વાત જાણી ને પેલી ઘેર આવી એટલે તેને મારી નાખવા પોતાના ત્રણ પુત્રોને આજ્ઞા કરી. એઓએ ન માન્યું ત્યારે એઓને તથા રેણુકાંને મારવાની પરશુરામને આજ્ઞા કરી એણે તરત ચારેને મારી નાખ્યાં ને એથી જમદગ્નિયે પ્રસંન થઇ વર માગવાનું કહ્યું. પરશુરામે કહ્યું કે ચારેને મેં માર્યાં છે એમ તેઓ ન જાણે ને જીવતાં થાય તેવું કરો. પછી જમદગ્નિયે તે ચારેને જીવતાં કર્યાં. એક સમે એ તપ કરતા હતા ત્યાં સહસ્રાર્જુનના રહેલા સો પુત્રો બાપનું વેર લેવા આવ્યા અને ઋષિનું ડોકું કાપી જોડે લઈ ગયા. એ ઉપરથી પરશુરામે ક્ષત્રીઓનો સંહાર કર્યો. (પરશુરામની કથા જોવી.)

**જમના,** **યમુના.**

**જમ્બુદ્વીપ,** ખારા સમુદ્રથી વિટલાયલો એવો સપ્તદ્વીપમાંનો એક. એમાં આપણો ભરતખંડ છે.

**જય,** **જય વિજયની** કથા જોવી. ૨ યુધિષ્ઠિર. ૩ ઇન્દ્રનો પુત્ર.

**જયદ્રથ,** સિંધુ રાજનો પુત્ર. એ દુર્યોધનની બેન દુ:શીલા સાથે પરણ્યો હતો. પાંડવો વનવાસમાં મૃગયાને ગયા હતા ને દ્રૌપદી અદ્વૈત વનમાં એકલી આશ્રમમાં હતી તેવામાં એવું બન્યું કે જયદ્રથ જે પોતાનાં સૈન્ય સાથે શાલ્વ દેશ જતો હતો તે દ્રૌપદીને જોઇ મોહિત થયો હતો. તેણે આશ્રમમાં જઈ તેને સમજાવવા માંડી પણ જારે દ્રૌપદીયે તેને ધમકી આપી નાસી જવાનું કહ્યું તારે તે તેને ઉંચકી રથમાં બેસાડી ચાલતો થયો. પાંડવે જાણ્યું એટલે અર્જુન ભીમ નકુળ સહદેવ તેની પછવાડે દોડ્યા ને તેને પકડી કહાડ્યો, પછી જુદ્ધ

થયું તેમાં ન ફાવ્યું એટલે જયદ્રથે દ્રૌપદીને રથમાંથી ઉતારી મુકી પોતે નાસવા માંડયું; પણ ભીમે તેને પકડી આણી માર મારી બાંધીને ધર્મ દ્રૌપદી પાસે આણ્યો. અહીં તેની મૂછ મૂડી તેને મસ્તકે પાંચ પટા કર્યા. જયદ્રથે ધર્મને વિનવી ક્ષમા માગી તારે એણે તેને છોડાવી શિખામણ દઈ વિદાય કર્યો. એ બનાવથી જયદ્રથ લજ્જિત થયલો તેથી તેણે પોતાને નગર ન જતાં ગંગાદ્વાર જઈ શિવનું અનુષ્ઠાન કરવા માંડયું. શિવ પ્રસંન થયા તારે તેણે માગ્યું કે હું પાંડવને જીતું તેવો વર આપો. શિવે કહ્યું કે જ્યારે અર્જુન નહીં હોય ત્યારે તારો ચારે ભાઇયો ઉપર જય થશે. એ મોટાં યુદ્ધમાં દ્રુપદ અર્જુન અભિમન્યુ આદિ જોદ્ધાઓ સામાં ભારે જુદ્ધ કરતો પણ તેનું ફાવતું નહીં. જારે અભિમન્યુ ચક્રવ્યૂહ તોડવા કૌરવ દળમાં ઘુસ્યો ત્યારે જયદ્રથે પોતાનું સેન આડું રાખી પાંડવને ભત્રીજાની વ્હારે જતા અટકાવ્યા હતા. જારે અર્જુને જયદ્રથને મારવાનું માથે લીધું તારે એ ગભરાઇને રણમાંથી નાસી જવાનું કરતો હતો પણ પછી દુર્યોધન દ્રોણાદિકનો સમજાવ્યો તે રહ્યો હતો. દ્રોણે શકટવ્યૂહ રચી તેને મધ્યમાં રાખી યુદ્ધ ચલાવ્યું હતું તો પણ અર્જુને કૌરવદળને ગભરાટમાં નાખી જયદ્રથને લક્ષી તેનું શિર ઉડાવ્યું હતું. એ શિર જ્યાં એનો પિતા પશ્ચિમ સમુદ્ર ઉપર સંધ્યાર્ઘ્ય આપતો હતો ત્યાં તેના હાથમાં પડયું હતું. અને એ પણ ત્યાંજ મરણ પામ્યો હતો.

**જયન્ત,** ઇંદ્રનો પુત્ર. ૨ ભીમ. ૩ શિવ. ૪ ચંદ્ર.

**જયન્તી,** પાર્વતી. ૨ ઈંદ્રની પુત્રી.

**જયવિજય,** એ નામના વિષ્ણુના બે પોળિયા. એઓએ ઉદ્ધતાઇમાં સનકાદિક ઋષિને મંદિરમાં જતાં અટકાવ્યા હતા તે ઉપરથી તેઓએ તેમને શાપ દીધો હતો કે પૃથ્વી-

પર પડશો. પછી તેઓ વિષ્ણુપાસે જઇ કરગરી પડયા. ત્યારે વિષ્ણુએ કહ્યું કે સ્નેહ ભાવે મળશો તો સાત અવતાર પછી ને વેર ભાવે મળશો તો ત્રણ અવતાર પછી તમે પાછા અહીં આવશો. પછી એઓ વેરભાવે મળવાનું કહી પૃથ્વી ઉપર પડયા. એઓ પ્હેલે અવતારે હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ, બીજે રાવણ ને કુંભકર્ણ અને ત્રીજે શિશુપાળ ને દન્તવક્ર હતા.

જરત્કારુ, ઋષિ. એ બહુ વ્હરવા ને ક્રોધી હતા. એક સમે એના પિતરોએ કહ્યું કે તું લગ્ન નહિ કરે ત્યાં સુધી હમારી ગતિ નહિ થાય. જરત્કારુએ કહ્યું કે મારાં નામની સ્ત્રી મળશે તોજ હું પરણીશ. પછી એ પોતાનું નામ પોકારતા એકવાર પાતાળમાં ગયા. અહીં વાસુકી નાગે પોતાની જરત્કારુ નામની બેનને ઋષિ સાથે પરણાવી. ઋષિયે શરત કરી હતીકે તે જો મારી આજ્ઞા ભંગ કરશે તો હું તેને છોડી જતો રહીશ. એક સમે ઋષિ તેના ખોળામાં માથું મુકી સુતેલા ને સંધ્યા હોમવેળા વટી જશે તો શાપ દેશે માટે સ્ત્રીયે ધીમેથી પગ ખસેડી પતિને ઉઠાડવાનું કર્યું. ઋષિયે ધીમેથી કહ્યું કે મારી આજ્ઞા વના સૂર્ય અસ્ત થાયજ નહિ ને તારો ખોળો દુખ્યો માટે તેં મને ઉઠાડયો ને પછી ક્રોધ કરી ચાલવા માડયું. પોતાને ગર્ભ છે એવી સ્ત્રીને ખબર નહિ તેથી એણે પતિને કાલાવાલાથી કહ્યું હતું કે પુત્ર વિના પિતરની મુક્તિ કેમ થશે ને મારા ભાઇયોને જનમેજયના યજ્ઞમાં હોમાતા કોણ બચાવશે. ઋષિ બોલ્યા હતા કે તારા ઉદરમાં ગર્ભ છે તે મહાપુરૂષ થશે ને તે તારી ઇચ્છા પુરી પાડશે. પછી જરત્કારુને પુત્ર અવતર્યો તે આસ્તિક મુનિ કેહેવાયા.

**જરા,** એ નામનો કોળી-બળીવાનરનો અવતાર. એણે કૃષ્ણના પગમાં તીર માર્યું હતું. ૨ એ નામની રાક્ષસી જેણે જરાસન્ધની અડધી અડધી કાયા જોડી દીધી હતી.

**જરાસન્ધ,** મગધ (બહાર) દેશનો રાજા. કંસનો સસરો-ચંદ્રવંશી રાજા હસ્તિન્ ને એનો પૌત્ર જે બૃહદ્રથ તેનો પુત્ર. એનો જન્મ આ રીતે છે-બૃહદ્રથને કોઇ ઋષિયેં એક આંબાનું ફળ આપી કહ્યું કે આ ફળ રાણીને ખવાડયાથી પુત્ર થશે. રાજાએ તે ફળ પોતાની મોટી રાણીને આપ્યું. રાણીને પોતાની સોકય ઉપર પ્રીતિ હોવાથી અડધું અડધું બંનેએ ખાધું. એથી બંનેને ગર્ભ રહ્યા ને તેઓએ પૂરે મહિને અડધો અડધો પુત્ર પ્રસવ્યો. એ વાત રાજાએ જાણી એટલે ક્રોધાયમાન થઇ તે બંને અડધા પુત્રને વનમાં ફેંકી દેવડાવ્યા. એવામાં ત્યાં જરા નામની રાક્ષસી આવી તેણે પોતાની માયાથી બે ભાગ સાંધ્યા એટલે એક જીવતો પુત્ર થયો. પછી જરા તે પુત્રને રાજા પાસે લઇ ગઇ ને જરાના સાંધવાથી જોડાયો હતો માટે રાજાએ જરાસન્ધ નામ પાડયું. જરાસન્ધે પાંડવ તથા યદુકુળ સિવાએ સર્વ રાજાઓને જીત્યા હતા. જ્યારે જમાઇના મરણની જાણ જરાસન્ધને મગધમાં થઇ ત્યારે એણે હજાર મણની ગદા સો વાર ફેરવી ફેંકી તે ચારસેં કોશ જે મથુરા ત્યાં પડવા આવી, પણ એટલામાં કૃષ્ણે પોતાની ગદાથી તેને અટકાવી એટલે તે પાછી મગધ જઇ પડી. એથી જરાસન્ધે જાણ્યું કે જેણે મારી ગદા પાછી વાળી તે શત્રુ જુદ્ધ કર્યા વગર જિતાવાનો નથી. પછી તેવિસ અક્ષોહિણી સેના સાથે તે કૃષ્ણ સાથે જુદ્ધ કરવા આવ્યો. એણે સત્તર વાર મથુરાને ઘેરો ઘાલ્યો ને યુદ્ધ કર્યું ને સત્તરવાર બળરામે તેને વરુણના પાશથી પકડેલો પણ કૃષ્ણના કહ્યાથી પાંછો છોડી મુકેલો. અંતે

થાકીને જરાસન્ધ તપ કરવા ગયલો પણ પછી નારદના કેહેવાથી તેણે કાળયવનને પોતાની તરફથી મોકલ્યો. એ કૃષ્ણની યુક્તિથી બળી ગયો. એવામાં પોતે સૈન્ય લઇ આવ્યો એટલે કૃષ્ણ ડુંગર ઉપર ચડી ગયા ને ત્યાંથી અંતરધાન થયા. જરાસન્ધે ડુંગરની આસપાસ અગ્નિ સળગાવ્યો ને જાણ્યું કે હવે કૃષ્ણ બળી ગયો હશે તેથી તે પાછો ગયો. જરાસન્ધે વીશ હજાર આઠસો રાજાને બંદીખાને નાખ્યા હતા. જારે પાંડવે રાજસુયજ્ઞ કર્યો ત્યારે તેઓને છોડવવાને વિચારે કૃષ્ણ, ભીમ અર્જુનને તેડી બ્રાહ્મણને વેષે જરાસન્ધને ત્યાં ગયા. રાજાએ તેઓને ઘણો આદરકર્યો ને જમવાનું કહ્યું તારે કૃષ્ણે કહ્યું કે હમે દુરના બ્રાહ્મણ છૈયે ને તારી પાસે કંઇ માગવા આવ્યા છીએ તે આપ એમ કહી હરિશ્ચંદ્રાદિ દાનેશ્વર રાજાઓના દાખલા આપ્યા. રાજાએ કહ્યું કે તમે તમારૂં ખરૂં નામ જણાવો તો હું મારો પ્રાણ આપવાને પણ ના કહેનાર નથી. પછી કૃષ્ણે ત્રણેનાં ખરાં નામ જણાવી કહ્યું કે ત્રણમાંથી ગમે તે એકને જુદ્ધદાન આપ. રાજાએ કહ્યું કે તમે મારાથી ભય પામી દ્વારકા નાશી ગયા હતા તેથી તમારી જોડે લડતાં મને લાજ આવે છે ને અર્જુન તો બાળક છે માટે હું ભીમ જોડેજ યુદ્ધ કરીશ–પ્હેલાં કૃપા કરી મારે અહીં ભોજન કરો ને પછી ધર્મયુદ્ધ કરીએ. કૃષ્ણાદિએ રાજાને ત્યાં ભોજન કર્યું ને પછી રાજાએ બે ગદા મંગાવી ગામ બ્હાર અખાડામાં જઇ ભીમ જોડે યુદ્ધ આરંભ્યું. જુદ્ધ છવ્વીસ દહાડા ચાલ્યું ને એક વેળા ભીમે જરાસન્ધને ચીરી નાખ્યો પણ તે પાછો સંધાઇ ગયો. અંતે કૃષ્ણની યુક્તિથી ભીમે જરાસન્ધને ચીરી તેના બે ભાગ અવળા સવળી ફેંકી દીધા. જેથી તે મરણ પામ્યો.

**જન્હુ,** પુરૂરવાના પુત્ર અયુ:ના એક વંશજ-ગાધિ રાજાના પિતા. એ જ્યાં તપશ્ચર્યા કરતા હતા ત્યાં ગંગા આવેથી જન્હુ તેને અંજળીમાં લઇ પી ગયા હતા ને ભગિરથે જ્યારે ઘણા વિનવ્યા ત્યારે ઋષિયે પોતાની જાંગ ફાડી ગંગાને બ્હાર કહાડયાં હતાં.

**જાનકી,** સીતા. (જનકની પુત્રી).

**જામ્બુવાન,** રામને સહાય કરનારો રીંછ. એ વિષ્ણુના બગાસાંમાંથી ઉત્પન્ન થયો હતો-બ્રહ્માનો અવતાર હતો. એને રામે ૭૨ કોટી રીંછનો મુખી ઠેરવ્યો હતો. સીતાની શોધને માટે નિકળેલા વાનરની સાથે એ પણ હતો પણ વૃદ્ધ તેથી સમુદ્રને આ પારેજ રહ્યો હતો. જ્યારે રામ રાવણનું જુદ્ધ ચાલ્યું ત્યારે જામ્બુવાન પણ શક્તિ પ્રમાણે વચમાં વચમાં ઘુમી આવતો. એણે પોતાની યુવાવસ્થામાં મેરૂ પર્વત ઉપરથી નીચે ભુસકા મારયા હતા. એ કૃષ્ણાવતારમાં પણ હતો. સત્રાજિતનો મણિ તેનો ભાઇ કોટે ઘાલીને શિકારને ગયેલો તેને એક સિંહે મારી નાખી પોતાની પાસે રાખેલો ને તે સિંહને જામ્બુવાને મારીને તે મણિ પોતાની પુત્રી જામ્બુવન્તીને પારણે લટકાવ્યો હતો. જ્યારે કૃષ્ણ તે મણિની ખોળમાં જામ્બુવાનની ગુફામાં ગયા ત્યારે એણે તેની સાથે જુદ્ધ કર્યું. અંતે જ્યારે કૃષ્ણે રામસ્વરૂપ દેખાડયું ત્યારે જામ્બુવાન હાથ જોડી પગે પડયો ને પછી પોતાની કન્યા કૃષ્ણને પરણાવી.

**જાન્હવી,** ગંગા.

**જિષ્ણુ,** વિષ્ણુ. ૨ ઈંદ્ર. ૩ અર્જુન.

**જૈમિની,** પૂર્વ મીમાંસા શાસ્ત્રના કર્તા ઋષિ. શાકતાયનના પુત્ર ને વ્યાસના શિષ્ય. એણે મહાભારતમાંનું અસ્વમેધ પ્ર-

થાકીને જરાસન્ધ તપ કરવા ગયલો પણ પછી નારદના કેહેવાથી તેણે કાળયવનને પોતાની તરફથી મોકલ્યો. એ કૃષ્ણની યુક્તિથી બળી ગયો. એવામાં પોતે સૈન્ય લઇ આવ્યો એટલે કૃષ્ણ ડુંગર ઉપર ચડી ગયા ને ત્યાંથી અંતરધાન થયા. જરાસન્ધે ડુંગરની આસપાસ અગ્નિ સળગાવ્યો ને જાણ્યું કે હવે કૃષ્ણ બળી ગયો હશે તેથી તે પાછો ગયો. જરાસન્ધે વીશ હજાર આઠસો રાજાને બંદીખાને નાખ્યા હતા. જારે પાંડવે રાજસુયજ્ઞ કર્યો ત્યારે તેઓને છોડવવાને વિચારે કૃષ્ણ, ભીમ અર્જુનને તેડી બ્રાહ્મણને વેષે જરાસન્ધને ત્યાં ગયા. રાજાએ તેઓને ઘણો આદરકર્યો ને જમવાનું કહ્યું તારે કૃષ્ણે કહ્યું કે હમે દુરના બ્રાહ્મણ છૈયે ને તારી પાસે કંઇ માગવા આવ્યા છીએ તે આપ એમ કહી હરિશ્ચંદ્રાદિ દાનેશ્વર રાજાઓના દાખલા આપ્યા. રાજાએ કહ્યું કે તમે તમારૂં ખરૂં નામ જણાવો તો હું મારો પ્રાણ આપવાને પણ ના કહેનાર નથી. પછી કૃષ્ણે ત્રણેના ખરાં નામ જણાવી કહ્યું કે ત્રણમાંથી ગમે તે એકને જુદ્ધદાન આપ. રાજાએ કહ્યું કે તમે મારાથી ભય પામી દ્વારકા નાશી ગયા હતા તેથી તમારી જોડે લડતાં મને લાજ આવે છે ને અર્જુન તો બાળક છે માટે હું ભીમ જોડેજ યુદ્ધ કરીશ–પ્હેલાં કૃપા કરી મારે અહીં ભોજન કરો ને પછી ધર્મયુદ્ધ કરીએ. કૃષ્ણાદિએ રાજાને ત્યાં ભોજન કર્યું ને પછી રાજાએ બે ગદા મંગાવી ગામ બ્હાર અખાડામાં જઇ ભીમ જોડે યુદ્ધ આરંભ્યું. જુદ્ધ છવ્વીસ દહાડા ચાલ્યું ને એક વેળા ભીમે જરાસન્ધને ચીરી નાખ્યો પણ તે પાછો સંધાઇ ગયો. અંતે કૃષ્ણની યુક્તિથી ભીમે જરાસન્ધને ચીરી તેના બે ભાગ અવળા સવળી ફેંકી દીધા. જેથી તે મરણ પામ્યો.

**જન્હુ,** પુરૂરવાના પુત્ર અયુઃના એક વંશજ—ગાધિ રાજાના પિતા. એ જ્યાં તપશ્ચર્યા કરતા હતા ત્યાં ગંગા આવેથી જન્હુ તેને અંજળીમાં લઇ પી ગયા હતા ને ભગિરથે જારે ઘણા વિનવ્યા તારે ઋષિયે પોતાની જાંગ ફાડી ગંગાને બ્હાર કહાડયાં હતાં.

**જાનકી,** સીતા. (જનકની પુત્રી).

**જામ્બુવાન,** રામને સહાય કરનારો રીંછ. એ વિષ્ણુના બગાસાંમાંથી ઉત્પન્ન થયો હતો—બ્રહ્માનો અવતાર હતો. એને રામે ૭૨ કોટી રીંછનો મુખી ઠેરવ્યો હતો. સીતાની શોધને માટે નિકળેલા વાનરની સાથે એ પણ હતો પણ વૃદ્ધ તેથી સમુદ્રને આ પારેજ રહ્યો હતો. જારે રામ રાવણનું જુદ્ધ ચાલ્યું ત્યારે જામ્બુવાન પણ શક્તિ પ્રમાણે વચમાં વચમાં ધુમી આવતો. એણે પોતાની યુવાવસ્થામાં મેરૂ પર્વત ઉપરથી નીચે ભુસકા મારયા હતા. એ કૃષ્ણાવતારમાં પણ હતો. સત્રાજિતનો મણિ તેનો ભાઇ કોટે ઘાલીને શિકારને ગયેલો તેને એક સિંહ મારી નાખી પોતાની પાસે રાખેલો ને તે સિંહને જામ્બુવાને મારીને તે મણિ પોતાની પુત્રી જામ્બુવન્તીને પારણે લટકાવ્યો હતો. જ્યારે કૃષ્ણ તે મણિની ખોળમાં જામ્બુવાનની ગુફામાં ગયા ત્યારે એણે તેની સાથે જુદ્ધ કર્યું. અંતે જારે કૃષ્ણે રામસ્વરૂપ દેખાડયું તારે જામ્બુવાન હાથ જોડી પગે પડ્યો ને પછી પોતાની કન્યા કૃષ્ણને પરણાવી.

**જાન્હવી,** ગંગા.

**જિષ્ણુ,** વિષ્ણુ. ૨ ઇંદ્ર. ૩ અર્જુન.

**જૈમિની,** પૂર્વ મીમાંસા શાસ્ત્રના કર્તા ઋષિ. શાકતાયનના પુત્ર ને વ્યાસના શિષ્ય. એણે મહાભારતમાંનું અસ્વમેધ પ્ર-

કરણ પણ લખ્યું છે. એ ગોરા ને ઠીંગણા હતા. એ દ્વૈત વનમાં જન્મ્યા હતા ને નીલવટમૂળ આગળ યોગિને વેષે રેહેતા.

**જોગણ,** યોગિની.

**જયેષ્ટા,** સત્તાવિસમાંનુ અઢારમું નક્ષત્ર. (ત્રણ તારાનો ઝુમખો).

**જયોતિર્લિંગ,** એ બાર છે. **સોમનાથ** (સોરઠમાં), **મલ્લિકાર્જુન** (શ્રીશૈલ પર્વતપર), **મહાકાલ** (ઉજ્જનમાં), **એ મ્કાર** (અમલેશ્વર), **વૈજનાથ** (ચિત્રાભૂમિક્ષેત્રમાં), **નાગેશ** (દારુક વનમાં), **કેદાર** (બદરી–હિમાચળના પૃષ્ઠ વિષે), **ધુશ્મેશ** (એરૂલ), **રામેશ** (સેતુબંધુ), **ત્ર્યંબકેશ્વર** (નાશક ત્ર્યંબકમાં), **વિશ્વેશ્વર** (કાશી), **ભીમશંકર** (ભીમા).

**ડમરુ,** એ શિવનું એક પ્રિય વાદ્ય છે.

**ડાકિની,** શિવના અનુચર; પિશાચની એક જાતિ.

**તક્ષક,** દશ મોટા નાગમાંનો એક–કશ્યપ ને કદ્રુના પુત્રમાંનો એક. એ શૃંગીઋષિના શાપ પ્રમાણે પરીક્ષિતરાજાને ડસ્યો હતો. એ જારે બ્રાહ્મણને વેષે પોતાને થાનકથી હસ્તિનાપુર જતો હતો તારે ધન્વન્તરી મળ્યા હતા. મારગમાં તક્ષકે પુછ્યું મહારાજ કહાં જાઓછો તારે વૈદ્યે કહ્યું કે પરિક્ષતને તક્ષક કરડવાનો છે માટે તેનું વિષ ઉતારવાને જાઊં છઊં. બ્રાહ્મણે કહ્યું કે તક્ષકનું વિષ તમારાથી ઉતરશે નહીં. વૈદ્યે કહે હું ઉતારીશ. પછી બ્રાહ્મણે કહ્યું હુંજ તક્ષક છઊં. આ ઝાડને હું બાળી નાખું છઊં. તમે તેને પાછું સજીવન કરો જોઊં? પછી વૈદ્યે તે ઝાડને પાછું હતું તેવું કર્યું હતું. તક્ષકે કહ્યું કે મહારાજ એનાં આવરદાની વારી ખુટી છે, માટે તે બચવાનો નથી ને તમારે ધન જોઇતું હોય તો ફલાણાં ઝાડ તળેથી ખોદી લઇ જજો.

પછી તક્ષક ધનવન્તરીને પાછા વાળી હસ્તિનાપુર જઇ એક ફુલમાં કીડારૂપે ભરાઇ રહ્યો. એ ફુલ એક બ્રાહ્મણે રાજાને આપ્યું એટલે તક્ષક તેને ડસી પોતાને ઠેકાણે ગયો. જનમેજયે જ્યારે સર્પયજ્ઞ આરંભ્યો ત્યારે તક્ષક ગભરાઇને ઇંદ્રને શરણે જઇ તેના સિંહાસન નીચે ભરાઇ બેઠો. ઘણાક સર્પ હોમાયા પછી તક્ષકનો મંત્ર ભણવામાં આવ્યો જેથી ઇંદ્રાસન સાથે તે નીચે આવ્યો. એ વેળા એના સગા આસ્તિકમુનિ તથા દેવગુરુ બૃહસ્પતી એઓએ રાજાને સમજાવી તક્ષકને ઉગાર્યો હતો.૨ બાર મેઘમાનો એક, તંડુ, શિવનો પોળિયો.૨ નૃત્યકળાના પ્રથમ શિખવનારા મુનિઓમાંનો એક.

**તન્તિપાળ,** એ નામ નકુળે વિરાટ રાજાને ત્યાં રાખ્યું હતું.

**તાટિકા,** ભયંકર વિકરાળ રાક્ષસી—રાવણની બેન. એ દેવતાઓના વિમાનને ઘણું પીડા કરતી. એને રામે, વિશ્વામિત્ર જોડે જનક રાજાને ત્યાં યજ્ઞમાં જતાં મારગમાં બાણ મુકી મારી હતી.

**તાંડવનૃત્ય,** શિવનું નૃત્ય–જેમાં હાવભાવ દેખાડવાને શરીરને ઘણીક રીતે જોરમાં વાળવું પડે છે.

**તામસ,** સાત મનુમાંનો એક. એ ને એના ભાઇ ઉત્તમ ને રૈવત અગ્નિના પુત્ર હતા.

**તારક,** એ દૈત્યને કાર્તિકેયે માર્યો હતો.

**તારા** બૃહસ્પતિની સ્ત્રી. એના પતિ બૃહસ્પતિ ચંદ્રને ત્યાં રાજસુયજ્ઞમાં ગયા હતા. અહીં ચંદ્રે છળે કરી તેને ગુરુપાસથી છિનવી લીધી. પછી યુદ્ધ ચાલ્યું તેમાં ચંદ્રની સહાયમાં દૈત્ય ને ગુરૂની સહાયમાં દેવ હતા. અંતે બ્રહ્માની આજ્ઞાથી ચંદ્રમાએ તારા પાછી આપી, પણ એને ગર્ભવતી જોઇ બૃહસ્પતિ ક્રોધે ભરાયા. એના શાપના ભોથી

તારાએ ગર્ભ પ્રસવ્યો. પુત્રને જોઇ બૃહસ્પતિનું મન લલચાયું ને પોતાની પાસ રાખવાનું ઇચ્છયું. પાછો વાંધો ઉઠયો. બ્રહ્માએ તારાને પુછયું. એણે સાચી વાત કહી કે ગર્ભ ચંદ્રથી છે. પછી બ્રહ્માએ તે પુત્ર ચંદ્રને અપાવ્યો ને એણે તેનું બુદ્ધ એવું નામ પાડયું. ૨ વાલી વાનરની સ્ત્રી અંગદની મા. એ વાલીના મરણ પછી રામની આજ્ઞાથી સુગ્રીવની સ્ત્રી થઇ રહી હતી. એ મુખ્ય પાંચ સતીઓમાં ગણાય છે.

**તારામતિ**, હરિશ્ચંદની સ્ત્રી.

**તિલોત્તમા**, સ્વર્ગની મુખ્ય અપ્સરામાંની એક. એની ઉત્પત્તિ વિષે આમ છે હિરણ્યાક્ષના પુત્ર સંદ ને ઉપસંદ એઓએ ઉગ્ર તપથી શિવબ્રહ્માને પ્રસન્ન કર્યા હતા ને માગ્યું હતું કે હમે કોઇથીજ ન મરીએ પણ જારે હમારા બંનેમાંજ વિરોધ થાય તારે મરીયે. એ ભાઇયોનો પરસ્પર એવો સ્નેહ હતો કે વિરોધ થવાનો સંભવજ નોતો. પછી એ દૈત્યોએ દેવતાઓને બહુ દુખ દીધું ને ઇંદ્રને સિંહાસન ઉપરથી ઉડાડી મ્હેલ્યો. જારે દેવતા બ્રહ્મા પાસે આવ્યા તારે એણે તલતલ જેવડાં રત્નની એક સુંદર સ્ત્રી બનાવી ને તેનું નામ તિલોત્તમા પાડયું. એ તિલોત્તમાને બ્રહ્માએ વિન્ધ્યાચળ પર્વતના પ્રદેશમાં જ્યાં સંદ ઉપસંદ રેહેતા ત્યાં મોકલી. એને જોતાંજ બંને દૈત્યે દોડી તેનો અકેકો હાથ ઝાલ્યો ને પછી બંને પરસ્પર વઢયા ને ને એટલે લગી કે તેઓએ એક બિજાના ઉપર ગદા ચલાવી જેથી તે બંને મરણ પામ્યા.

**તુલા**, બારમાની સાતમી રાશિ.

**તૃણાવર્ત**, કંસનો મોકલેલો વંટોળિયાને રૂપે થયલો દૈત્ય જેને કૃષ્ણે આકાશમાં મારી નીચે પાડયો હતો.

**તૃપા,** કામદેવની પુત્રી.

**તોળા, તુલા.** (બાર રાશિમાંની એક)

**ત્રિગર્ત,** દેશ.–હિંદુસ્થાનના પશ્ચિમ ભાગમાં લાહોરને લગતો.

**ત્રિજટા,** રાક્ષસી. રાવણે સીતાની રખેવાળીને માટે રાક્ષસીઓ મુકી હતી તેમાં એ મુખ્ય હતી. એ રાવણથી છાની સીતાની સારી પેઠે સરભરા કરતી. સીતા પણ તેની સાથે ખુલ્લાં મનથી વાતો કરતાં.

**ત્રિપુર,** એ નામનો અસુર જેને અગ્નિ શસ્ત્ર ને જળ એથી અભેદ્ય એવા દુર્ગવાળું નગર હતું. એ અસુરને ને એનાં નગરને શિવે કાર્તિકસુદ પુનમે બાળી નાખ્યું હતું. નગરનું નામ પણ ત્રિપુર હતું.

**ત્રિલોચન,** શિવ.

**ત્રિવિક્રમ,** વિષ્ણુ. (વામને ત્રણ ડગલાંથી સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ વીટી લીધું હતું તે ઉપરથી).

**ત્રિવેણી,** ગંગા યમુના સરસ્વતી એ ત્રણ એકઠી મળી વેહે છે તે–સંગમ.

**ત્રિશંકુ,** અયોધ્યાનો સૂર્ય વંશી રાજા–હરિશ્ચંદ્રનો પિતા. એણે સ્વર્ગે જવાની ઇચ્છાથી મહાયજ્ઞ કરવાને વશિષ્ટને બોલાવ્યા. એણે ના કહી ત્યારે રાજાએ વિશ્વામિત્રને તેડાવ્યા. એણે સર્વ દેવને આમંત્રણ કર્યાં પણ કોઇ આવ્યું નહીં. એ ઉપરથી વિશ્વામિત્રે ક્રોધાયમાન થઇ પોતાનાં તપોબળથી ત્રિશંકુને સ્વર્ગમાં મોકલ્યો, પણ ઇંદ્રાદિ દેવતાઓએ તેને નીચે ઢોળી પાડયો. એ વેળા વિશ્વામિત્રે પોતાની શક્તિથી તેને નીચે આવતાં અધવચ અટકાવ્યો. એથી રાજા આકાશ ને પૃથ્વી વચ્ચે લટકતો રહ્યો ને પછી એની નક્ષત્રમાં ગણના થઇ.

**ત્રિશિ-રા,** રાવણનો એક પુત્ર-ત્રણ માથાંનો. ૨ વિશ્વરૂપ. ૩ એ નામનો જ્વર-તાવ.

**ત્રિશૂલ,** એક પાસ ત્રણ પાંખાં એવું લોઢાંનું શિવનું આયુધ.

**ત્રેતાયુગ,** ચારમાંનો બીજો યુગ- ૧૨૯૬૦૦ વર્ષનો.

**ત્ર્યંબક,** શિવ. ૨ બારમાંનું એક જ્યોતિર્લિંગ. ૩ પરશુરામનું ધનુષ્ય જેના રામે સીતાના સ્વયંવરમાં ત્રણ કકડા કરયા હતા.

**દક્ષ,** દશ પ્રજાપતિમાંનાં એક-બ્રહ્માની તર્જની આંગળીમાંથી, (કોઇ કેહે છે) જમણા પગના અંગુઠામાંથી ઉત્પન્ન થયલા પુત્ર. એ, સ્વયંભૂ મનુની ત્રણ કન્યામાંની એક સાથે પરણ્યા હતા ને તેથી તેને સોળ, કોઇ કેહે છે સાત પુત્રી થઇ હતી ને એમાંની એક સતી તે તેણે શિવને પરણાવી હતી. એક સમે બ્રહ્માને ત્યાં દેવ ઋષીશ્વરોની સભા ભરાઇ હતી ને ત્યાં શિવ પણ હતા. દક્ષ આવ્યા એટલે બીજા સહુએ તેમનું સન્માન કર્યું પણ શિવતો પોતાનાંજ ધ્યાનમાં મગ્ન હતા. એ ઉપરથી દક્ષે પોતાને અપમાન મળ્યું જાણી શિવનો તિરસ્કાર કરી શાપ દીધો કે એને કોઇ યજ્ઞમાં ભાગ ન આપે. શિવ તો કંઇ બોલ્યા નહીં પણ તેના નંદી ગણે દક્ષાદિ બ્રાહ્મણોને શાપ દીધો; તેમ ભૃગુઋષિએ શિવના ગણ તથા ભક્તોને શાપ દીધો; અને પછી સહુ પોત પોતાને થાનકે ગયા. પોતાના આપેલા શાપ પ્રમાણે સહુ વર્ત્તે માટે દક્ષે થોડાક કાળ પછી પોતાને ત્યાંજ યજ્ઞ કરવો ઠરવ્યો, ને બીજા સર્વ દેવ, ઋષિ તથા તેમની સ્ત્રીયોને પોતે તેડયાં પણ શિવ સતીને ન તેડયાં. સતીયે વગર નોતરે ત્યાં જવાને શિવની આજ્ઞા માગી. શિવે સમજ પાડીને ના કહી પણ સતીનું મન માને નહીં. અંતે શિવે કહ્યું કે જાવું હોય તો જાઓ પણ તેમાં સારૂં

નહીં થાય. સતી તો યજ્ઞમાં ગયાં પણ ત્યાં દક્ષે તેને જોઇ પોતાનું મ્હોડું ફેરવ્યું ને તેને લેખવ્યાં નહીં; તેમ તેની બીજી પુત્રીયોએ પણ પિતાના ધાકથી સતીને બોલાવ્યાં નહીં. એ ઉપરથી સતીને ક્રોધ ચઢ્યો–એવામાં વળી જ્યારે દક્ષે શિવને નામે આહુતિ આપવાની ના કહી ત્યારે સતીએ દક્ષને કેટલાંક વચન સંભળાવી પોતાની દેહની આહુતિ યજ્ઞ નારાયણને આપી. એથી યજ્ઞ ભ્રષ્ટ થયો. શિવના ગણ બખેડો કરશે એમ જાણી ભૃગુ ઋષિયે મંત્ર ભણી આહુતિ આપી કે યજ્ઞ કુંડમાંથી બે પુરૂષ નિકળ્યા, જેઓએ શિવના ગણોને સભામાંથી હાંકી મ્હેલ્યા. એ વર્તમાન જારે શિવે કૈલાસમાં જાણ્યાં તારે એણે પોતાની જટાની એક લટ પૃથ્વીપર પછાડી ને તેમાંથી ભૂત પ્રેત સૈન્ય સહિત વીરભદ્ર ઉત્પન્ન કર્યા. એણે શિવની આજ્ઞાથી યજ્ઞશાળામાં જઇ દક્ષનું શિર કાપી અગ્નિકુંડમાં નાખ્યું, ભૃગુની દાઢી તોડી અને સભામાં બેઠેલા દેવતા ઋષિ ગંધર્વ આદિ સહુને માર મારી અંગભંગ કર્યા. બ્રહ્મા ને વિષ્ણુ આગળથી જાણતા હતા માટે યજ્ઞમાં ગયા નોતા. પછી બ્રહ્માદિ દેવતા ઋષિયોની વિનંતિ ઉપરથી શિવે યજ્ઞશાળામાં જઇ પોતાનાં દર્શન આપી સહુને પાછા સમાંગી કર્યા. બકરાની દાઢીના વાળ ભૃગુની દાઢીને અરકાડયા તે ત્યાં ચોંટી રહ્યા ને દક્ષના ધડને બકરાનું માથું ચોંટાડયું એટલે તે સજીવન થયા ને શિવની સ્તુતિ કરવા લાગ્યા.

૨ પ્રાચીન બર્હિષ એ નામના રાજાના ૧૦ પુત્ર જે પ્રચેતાને નામે ઓળખાય છે તેઓના પુત્ર. એણે પોતાના પિતાની આજ્ઞાથી માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી પણ એ સ્ત્રી પુરુષો પરસ્પર ભોગ ન કરે તેથી સૃષ્ટિ વધી

આપે છે તેમ જ્ઞાનીએ પોતાને જે મળે તેમાં લોભાઇ ન રેહેતાં તે પાછું આપી દેવું; બિંબ પાણીમાં પડવાથી ઘણા સૂર્ય દેખાય છે, પણ વસ્તુતઃ એ ઘણા નથી તેમ પરમાત્માનો પ્રકાશ સર્વમાં છતાં તે પોતે એકજ છે. ૮ **ખબુતર**—એની પેઠે જ્ઞાનીએ માયાના પાશમાં ના ફસાવું. ૯ **અજગર**—એના જેવી સ્થિતિ જ્ઞાનીયે રાખવી—ભિક્ષાને માટે ભટકવું નહીં પણ પરમેશ્વર જે મોકલે તે ખાઇ પ્રસન્ન રેહેવું. ૧૦ **સમુદ્ર**—એ વધતો નથી ને ઘટતો નથી તેમ જ્ઞાનીએ લાભહાનિથી હર્ષ શોક ન માનવો. ૧૧ **પતંગ**—એની પેઠે જ્ઞાનીએ સ્ત્રી પુત્ર ધનના મોહમાં ન ફસાવું—સ્ત્રીસંગ ન કરવો. ૧૨ **મધમાખી**—એ મધ એકઠું કરે છે તે બીજાને માટે અર્થાત્ જ્ઞાનીએ સંચય ન રાખતાં ભોજન જેટલું લેવું ને બાકીનું આપી દેવું. ૧૩ **હાથી**—એ કાગળની હાથણી જોઇ ખાડામાં પડી બંધાઇ ગયો તેમ જ્ઞાનીએ સ્ત્રીના મોહપાશમાં ન પડવું. ૧૪ **મધુહા**—મધભમરીયો ઘણે શ્રમે ઘણે કાળે એકઠું કરે છે તે મધુહા સ્હેજમાં ક્હાડી લઇ જાય છે માટે જ્ઞાનીએ પ્રયોજન જેટલું લાવી ખાવું. ૧૫ **હરણ**—એ જેમ રાગ સાંભળતાં ફસાય છે તેમ જ્ઞાનીએ સ્ત્રીનાં વચન સાંભળી તેને વશ ન થવું ને તેનું ગાણું ન સાંભળવું. ૧૬ **માછલી**—એની પેઠે ખાવાંની લલુતા ન રાખવી. ૧૭ **પિંગળાવેશ્યા**—એણે જેમ પોતાનો ધંધો મુકી હરિસ્મરણ કર્યું ને તે મુક્તિ પામી તેમ જ્ઞાનીએ કરવું કે મુક્તિ મળે. ૧૮ **સમડી**—એ માંસનો કકડો લઇ જતી હતી તેને બીજીયે જોઇને મારવા માડી, ત્યારે તે કકડો તેણે નાખી દીધો—માયાને ભા છે માટે જ્ઞાનીએ પોતાની પાસે કંઇ રાખવું નહીં. ૧૯ **અજ્ઞાન બાળક**—કામાદિકને વશ ન રેહેતાં એકલું વિરક્ત

રેહે છે ને પોતાની રમતમાં પ્રસન્ન રેહે છે તેમ જ્ઞાનીએ રેહેવું. ૨૦ **કુમારીકન્યા**—એ એક દિવસ એકલી ઘરમાં છતાં પરોણા આવેલા તેને સારૂ તે ન જાણે તેમ એક ઓરડીમાં ચોખા ખાંડવા બેઠી; ખાંડતાં ચુડીયો ખખડવા લાગી તારે તે એક પછી એક એમ ફોડતી ગઇ જારે ૧ રહી તારે તે ન ખખડી. તેમ જ્ઞાનીએ એકલાં રહી હરિસ્મરણ કરવું. ૨૧ **તીર બનાવનારો**—એ તીર બનાવવાનાં ધ્યાનમાં છતાં ત્યાંથી રાજાની સ્વારી ગઇ તે તેણે જાણ્યું નહીં માટે જ્ઞાનીયે સર્વ ઇંદ્રિયો વશ રાખી એક નારાયણનુંજ ધ્યાન કરવું જોઇએ. ૨૨. **સાપ**—એ પોતાને રેહેવા વાસ્તે ઘર ન બનાવતાં ઊંદરના દરમાં રેહે છે, તેમ જ્ઞાનીએ પણ પોતાને રેહેવા વાસ્તે ઘર ન બનાવવું ને જ્યાં રાત પડે ત્યાં રેહેવું. ૨૩ **કરોળિયો**—એ પોતાનાં મોંહોડાંમાંથી તાર કહાડી પાછો ખાઈ જાય છે, તે પ્રમાણે પરમેશ્વરને જાણવો કે એનાથી ચોર્યાસી લાખ યોનિ ઉત્પન્ન થઇ અંત સમે જીવાત્મા તેમાં સમાઇ જાય છે, માટે જ્ઞાનીએ ઘટઘટવ્યાપક ભગવાનનાં ધ્યાનસ્મરણમાં લીન રેહેવું જોઇયે. ૨૪ **ભીંગારી**—એ મટોડીનાં ઘર બાંધી તૈયાર કરે ને માંહે પેસવાનાં કાણાં રેહેવા દેછે. પછી ઝરા વિગેરે જીવડાં લાવી તેને ડંખ મારી માંય મુકી પછી કાણાં મટોડીથી પુરી લેછે, ને પછી કેટલેક દીવસે પેલા ડંખનાં સ્મરણથી પેલાં જીવડાં ભીંગારી રૂપ થઇ રેહે છે; તેમ જ્ઞાનીએ પણ પરમેશ્વરમાં એવું મન લગાડવું કે જેથી તેને સ્વરૂપેજ થઇ રેહેવાય.

**દધીચિ**, ઋષિ. જારે વૃત્રાસુરે ઇંદ્રને હરાવ્યો ત્યારે નારાયણના કહ્યાથી તે દધીચિ ઋષિનાં હાડકાં માગવા આવ્યો. ઋષિએ કેટલીક વાર આનાકાની કરી અંતે કહ્યું કે હું

તપ કરતો બેસું એટલે એક ગાય પાસે મારૂં અંગ ચટાવજે એટલે માંસ જતું રેહેશે, પછી હાડ રેહે તે લઇ જજે. ઇંદ્રે તેમ કર્યું ને તે હાડ લઇ વિશ્વકર્માને આપ્યાં જેણે એક તેજવાન સુંદર વજ્ર કરી આપ્યું.

**દનુ,** દક્ષની કન્યા ને કશ્યપની સ્ત્રી. એના પુત્ર તે દાનવ કેહેવાય છે.

**દન્તવક્ર,** કારૂખ દેશના રાજા બૃહ ધર્મનો પુત્ર. એની માનું નામ સત્યદેવી જે વસુદેવની બેન થાય. એનો મસીઆઇ ભાઇ શિશુપાળ તથા તેનો મિત્ર શાલ્વ એઓને કૃષ્ણે માર્યા હતા તેનું વેર લેવાનો વિચાર કરી એણે ને એના ભાઇ વિદૂરથે બંને સૈન્ય લઇ કૃષ્ણ જે હસ્તિનાપુરથી દ્વારકા આવતા હતા તેને મારગમાં ઘેરી લીધા. પછી કૃષ્ણે પોતાની કૌમોદકી નામની ગદાનો એની છાતી ઉપર પ્રહાર કર્યો જેથી એ લોહી ઓકી મરણ પામ્યો.

**દમઘોષ,** શિશુપાળનો પિતા.

**દમયન્તી,** વિદર્ભદેશના ભીમકરાજાની પુત્રી ને નળરાજાની સ્ત્રી. (નળની કથા જોવી.)

**દર્પક,** કામ.

**દશકન્ધર—ગ્રીવ,** રાવણ.

**દશરથ,** અયોધ્યાના સૂર્યવંશી અજરાજાના પુત્ર-રામના પિતા. એનો રથ આઠો દિશાએ અને સ્વર્ગ તથા પાતાળમાં જઇ શકતો. એને ત્રણ પટરાણી હતી ને એ સિવાય બીજી સાતસેં રાણીઓ હતી. એને સંતાન ન હતું તેથી એ ઘણા ઉદાસ રેહે ને મૃગયા રમ્યાં કરે. એક દિવસ એને સ્વપ્ન થયું કે મેં ત્રણ બ્રહ્મહત્યા કરી. એ વાત એણે વશિષ્ઠ ગુરુને કહી તે ઉપરથી ઋષિએ કહ્યું કે આજે તમે ત્રણ પશું કે પક્ષીનો શિકાર કરી આવો એટલે સ્વપ્નદોષ

નિવારણ થશે. પછી રાજા વનમાં ગયા ને આખો દહાડો ભટક્યા પણ એકો પશુ કે પક્ષી નજરે પડ્યું નહીં ને સાંજ પડી એટલે ધનુપ ચ્હડાવી એક તળાવ પાસેના ઝાડ ઉપર ચ્હડી બેઠા—એવી ધારણાથી કે કોઇ પશુ પાણી પીવા આવે તો મારૂં. એવામાં શ્રવણ નામનો બ્રાહ્મણ પોતાનાં આંધળાં માબાપને કાવડમાં બેસાડી ખાંધે લઇ ત્યાં આવી પોંહોંચ્યો. એણે તેઓને તરસ લાગી હતી માટે પાસેના તળાવમાં જઇ પાણી લેવાને વાસણ બોળ્યું. એનો સાદ સાંભળી રાજાએ બાણ માર્યું તે શ્રવણના પગમાં વાગ્યું તેથી તે જય રામ એવી ચીસ પાડી નીચે પડ્યો. મનુષ્યનો પોકાર સાંભળી રાજા નીચે ઉતર્યા ને જોયું તો શ્રવણ ત્યાં મરવા પડેલો. પોતાને બ્રહ્મહત્યાનો દોપ લાગ્યો તેથી રાજા ઘણો શોક કરવા લાગ્યા. પછી શ્રવણે કહ્યું કે એ વાતનો તમે શોક ન કરો ને મારાં આંધળાં માબાપ થોડેક દૂર કાવડમાં બેઠાં છે તેને વ્હેલા વ્હેલા પાણી પાઓ ને મારાં મરણની વાત તેને કેહેશો નહી. એટલું કહી શ્રવણે પ્રાણ મુક્યો. પછી રાજાએ તે અંધ સ્ત્રી પુરુપને પાણી પાયું, પણ મોડેથી બોલ્યા નહીં તેથી પોતાનો પુત્ર રીસાયો છે એમ જાણી તેઓએ ઘણા કાલાવાલા કર્યા ત્યારે રાજાએ કહ્યું કે મેં અજાણપણે તમારો પુત્ર માર્યો છે ને તમે મારે ઘેર આવો ને હું તમારી સેવા કરીશ. પણ તેઓ પુત્ર પુત્ર કરતાં મરણ પામ્યાં ને મરતી વેળા રાજાને શાપ દીધો કે જેમ હમે પુત્ર વિજોગી મરીએ છૈયે તેમ તારા પ્રાણ પણ પુત્ર પુત્ર કરતાં જશે. પછી તેઓની ઉત્તરક્રિયા કરી, રાજા ઘેર આવ્યા ને હવે પોતાને પુત્ર થશે એમ જાણી પ્રસન્ન થયા. થોડાક કાળ પછી રાજાની નગરીમાં બાર વરસ દુકાળ પડ્યો.

એનું કારણ આ કે, દૈત્યના ગોર શુક્રાચાર્યે મેઘને આકર્ષી રાખ્યો હતો—કે બ્રાહ્મણ ગાય દુઃખી થાય ને અન્ન જળ ન મળે તો યજ્ઞ બંધ થાય એટલે દેવોનું બળ ઓછું થાય. એ ઉપરથી ઇંદ્રે શુક્રાચાર્ય જોડે યુદ્ધ આરંભ્યું ને સહાયતા માટે દશરથને તેડાવ્યા. રાજાએ ઇંદ્રની તરફથી યુદ્ધ કરી શુક્રાચાર્યને હરાવ્યા; ને પછી સર્વ ઠેકાણે વૃષ્ટિ થઇ. ઇંદ્રાદિ દેવોએ પ્રસન્ન થઇ રાજાને ઘણું માન આપ્યું. વાત કરતાં રાજાને કંઇ સંતાન નથી એવું જાણવાથી ઇંદ્રે બ્રહસ્પતિના અનુમતથી રાજાને કહ્યું કે તમને એકશૃંગી-ઋષિ જે ઘણા વિદ્વાન છે તે જો જાગ કરાવે તો સંતાન થાય; પણ તે ઋષિ માયામાં પડે એવા નથી માટે હું અત્રેથી મેનકા તિલોત્તમાદિ અપ્સરાઓને મોકલું છઉં તેઓ છળભેદથી તેને લઇ આવશે. તમે ઘેર જઇ જાગનો આરંભ કરો. એ ઉપરથી રાજાએ ઘેર આવી ઋષિઓ આદિ સર્વ દેશના રાજાઓને તેડાવી જાગનો આરંભ કર્યો. એટલામાં અપ્સરાઓ પણ વિમાનમાં બેસી શૃંગીઋષિ જે પાંચ વરસના હતા તેને રાજાના જાગમાં મુકી ગઇ. રાજાએ એ ઋષિનો ઘણો આદર સત્કાર કર્યો. પછી ઋષિએ વેદવિધિએ જાગ કરાવ્યો ને યજ્ઞ નારાયણે પ્રત્યક્ષ થઇ શૃંગિઋષિના હાથમાં એક ક્ષીર જેવા પદાર્થનું વાસણ આપી કહ્યું કે આના ત્રણ ભાગ કરી ત્રણે સ્ત્રીઓને એક એક ભાગ ખવાડજો એટલે ત્રણેને પુત્ર થશે. પછી ઋષિએ વશિષ્ઠના હાથમાં તે વાસણ આપ્યું ને ત્વરાથી તે વ્હેંચી આપવાનું કહ્યું. એણે ત્રણ ભાગ કરી પહેલો કૌશલ્યા જે મોટી રાણી હતી તેના હાથમાં આપ્યો; પછી સુમિત્રાને ને પછી કૈકેયીને એમ આપ્યા. કૈકેયીને છેલો આપ્યો તેથી તેને ક્રોધ ચડ્યો ને પોતાનો ભાગ ન ખાતાં તેણે કંકાસ કરવા

આડયો. દશરથ ને વશિષ્ઠ કૈકેયીને કાલાવાલા કરી સમજાવે છે, એવામાં આકાશ માર્ગેથી એક સમડી આવી કૈકેયીનો ભાગ ઝડપી લઇ ગઇ. (ને એક અંજની નામની સ્ત્રી જે પુત્રપ્રાપ્તિ સારૂ મહાદેવનું તપ કરતી હતી તેના હાથમાં મુકયો. અંજનીની કથા જોવી). એથી કૈકેયીયે વધારે કંકાસ કરવા માડયો. અંતે દશરથે બંને સ્ત્રીઓ પાસેથી અડધો અડધો ભાગ લઇ કૈકેયીને આપ્યો ને જેમ તેમ કરી તેનું સમાધાન કર્યું. દશરથે શૃંગીઋષિને સ્ત્રી પરણાવી આપી ને અયોધ્યામાં રાખ્યા. પછી રાજાને ઘેર ચાર પુત્રનો સાથે જન્મ થયો તેમાં પ્રથમ કૌશલ્યાને રામચંદ્ર, સુમિત્રાને લક્ષ્મણ, ને કૈકેઇએ અડધા અડધા બે ભાગ ખાધા હતા માટે તેને ભરત ને શત્રુઘ્ન બે પુત્ર થયા. દશરથ રાજા જારે શુક્રાચાર્ય જોડે યુદ્ધ કરવા ગયલા તારે કૈકેયી પણ જોડે ગઇ હતી ને જુદ્ધ પ્રસંગે રાજાના રથનો આંક ભાગી જવાથી કૈકેયીએ જુદ્ધ થતાં સુધી પોતાનો હાથ આંકને ઠેકાણે ભેરવી રાખ્યો હતો. એ ઉપરથી રાજાએ પ્રસન્ન થઇ જારે માગે તારે બે વર આપવાનું કૈકેયીને વચન આપ્યું હતું. તે પ્રમાણે (જારે રાજાએ રામને ગાદીએ બેસાડવાનો ઠરાવ કરયો ત્યારે) કૈકેયીએ માગ્યું કે રામને ચૌદ વરસ વનવાસ મોકલો ને ભરતને ગાદીએ બેસાડો. એ વચન સાંભળી રાજાને મૂર્છા આવી ને પછી રામ વનવાસ ગયા. એ વાત રાજાએ જાણી એટલે એણે પુત્ર પુત્ર કરતાં પ્રાણ મુકયો.

દામોદર, કૃષ્ણ.

દારુક, કૃષ્ણનો સારથી. જરાસંધ લડવા આવ્યો તે વેળા ઇન્દ્રને ત્યાંથી રથ આવેલો તેની સાથે દારુક પણ આવ્યો હતો.

**દિક્પાલ,** દિશાના અધિષ્ઠાતા. એ દશ છે-ઇન્દ્ર (વજ્ર આયુધ ને પૂર્વદિશા), **અગ્નિ** (શક્તિ આયુધ ને અગ્નિ કોણ), **યમ** (દંડ આ૦ ને દક્ષિણ દિ૦), **નૈર્ઋતિ** (ખડ્ગ, નૈઋત), **વરુણ** (પાશ, પશ્ચિમ), **વાયુ** (અંકુશ, વાયવ્ય), **કુબેર** (ગદા, ઉત્તર), **શિવ** (ત્રિશૂલ, ઇશાનકોણ), **બ્રહ્મ** (પદ્મ, ઊર્ધ્વે) અને **અનંત** (ચક્ર, પાતાળે).

**દિગમ્બર,** શિવ.

**દિગ્ગજ,** અક્કેકી દિશાનું રક્ષણ કરનાર અક્કેકો જે હાથી તે-એ આઠ છે.

**દિતિ,** કશ્યપની સ્ત્રી ને દૈત્યની મા. જારે સમુદ્રમંથન થયું હતું ને કૃષ્ણે મોહની સ્વરૂપ ધરી દૈત્યોને મારી નાખી દેવતાઓને અમૃત પાયું હતું ત્યારે દિતિયે કશ્યપના ઘણા કાલાવાલા કર્યા ઉપરથી કશ્યપે કહ્યું હતું કે હજાર વર્ષ સુધી શુદ્ધ રહિને તપશ્ચર્યા કરીશ તો તને એવો પુત્ર થશે કે જે ઇંદ્રાદિક દેવતાઓને મારીને તારા મરીગયલા છોકરાઓનું વેર લેશે. એ અવધિ આવી રહી હતી એટલામાં ઇંદ્ર ત્હાં ગયો ને એટલી તો એણે દિતિની સેવા કરવા માંડી ને એવી તો તેને સમજાવી કે તે પોતાનું માથું જ્યાં પોતાના પગ હતા ત્યાં નાખીને સુતી, જેથી તે અપવિત્ર થઇ. પછી ઇંદ્રે તેને બળાત્કાર કર્યો તેથી તેને ગર્ભ રહ્યો ને એ ગર્ભના ઇંદ્રે ઓગણપચાસ કકડા કરી નાખ્યા. પણ પછી પેલીએ કાલાવાલા કર્યા ત્યારે ઇંદ્રે પેલા કકડાના ઓગણપચાસ મરુત કર્યા.

**દિલીપ,** સૂર્યવંશીરાજા-ત્રેતા યુગથી સગર રાજાનો વંશ ચાલ્યો તેમાંનો એક-અંશુમાનનો પુત્ર ને ભગિરથનો પિતા. ૨ એજ વંશનો એજ યુગના અંતમાં થયલો રાજા. એ મોટો પુણ્યશાળી હતો પણ તેની સ્ત્રી સુદક્ષિણાને પુત્ર નહીં

તેથી તેણે વશિષ્ઠની આજ્ઞાથી કામધેનુની સેવા કરી જેથી તેને રઘુ નામનો પ્રતાપી પુત્ર થયો. ૩ ચંદ્રવંશી કુરુ રાજાનો એક વંશજ.

**દિવોદાસ**, ચંદ્રવંશી હસ્તિન્ રાજાનો એક વંશજ. ૨ શંતનુના પુત્ર સલનો એક વંશજ.

**દીર્ઘજા**, બળિરાજાની નાની પુત્રી ને કુંભકર્ણની સ્ત્રી.

**દીર્ઘતમા**, ઋષિ-એ અંધ ને ઘણાજ કામાંધ હતા.

**દીપક**, ૭ રાગમાંનો એક.

**દુઃકર્ણ**, દુર્યોધનનો એક ભાઇ.

**દુન્દુભિ**, મહિષાસુરનો પુત્ર. એ બધે જુદ્ધ માગતો. એક ઋષિના કહેવાથી એણે વાળી સાથે યુદ્ધ માંડયું હતું. વાળીએ તેને મારી બાર યોજનનું તેનું શરીર ઋષિમુખ પર્વત ઉપર ફેંકી દીધું જેથી ઋષિઓનાં ઝુપડાં ભાંગી ગયાં હતાં. એના પુત્ર મયાસુરે વાળી જોડે યુદ્ધ કર્યું પણ હાર્યો તેથી તે પાતાળમાં એક વિવ્હરમાં સંતાયો હતો. ૨ વરુણ.

**દુર્ગા**, એ નામની દેવી.

**દુર્મ**, દુર્યોધનનો એક ભાઇ.

**દુર્મદ**, દુર્યોધનનો એક ભાઇ.

**દુર્મુખ**, દુર્યોધનનો એક ભાઇ. ૨ એક વાનર. ૩ એક નાગ.

**દુર્યોધન**, ધૃતરાષ્ટ્રનો વડો પુત્ર. એ ને એના નવાણું ભાઇ કૌરવ કહેવાય છે. એઓની ઉત્પત્તિ વિષે **ગાંન્ધારીની** કથા જોવી. એને એના કાકાના દિકરા જે પાંડવ તેઓ ઉપર અતિ દ્વેશ હતો ને એ દ્વેશ પછવાડેથી એટલો વધી ગયો હતો કે પાંડવકૌરવ વચ્ચે મોટું યુદ્ધ થયું હતું ને તેમાં દુર્યોધનાદિ સર્વ કૌરવ નાશ પામ્યા હતા. એની કથા આ પ્રમાણે છે;-રમતમાં ભીમ દુર્યોધનને બહુ મારતો

તેથી એણે તેને એક પ્રસંગે ઝેરના લાડુ ખવાડયા હતા. દ્રોણાચાર્ય પાસે ભણી રહ્યા પછી પાંડવ કૌરવ જારે રંગમંડપમાં પરિક્ષા આપતા હતા તારે દુર્યોધન પાંડવની પ્રશંસા થતી જોઇ બહુ બળીગયો હતો, ને જારે કર્ણનો કૃપાચાર્યે ધિક્કાર કર્યો તારે દુર્યોધને કર્ણને અંગદેશનાં રાજપદનો અભિષેક કરયો હતો ને સર્વે મંડલિક રાજાઓ પાસે તેને તે માન અપાવ્યું હતું. એ પ્રસંગથી દુર્યોધન ને કર્ણ એક બિજાના ખરેખરા મિત્ર થઇ રહ્યા હતા. જારે ભીમ બળરામ પાસે ગદાયુદ્ધવિદ્યા ભણી આવ્યો તારે દુર્યોધને પણ બળરામને ગુરુ કર્યા હતા. દ્રુપદના મારથી કૌરવ પાછા વળ્યા હતા ને પછી એકલા અર્જુનેજ તેને દ્રોણ પાસે બાંધી આણ્યો હતો. એ પ્રસંગથી દુર્યોધને જાણ્યું હતું કે કોઇ દિવસ પાંડવો આપણું રાજ લઇ લેશે. પછી એણે પોતાના પિતાને સમજાવી પાંડવોને હસ્તિનાપુરથી દૂર રાખ્યા હતા ને લાક્ષાગૃહમાં બાળી મુકવાનો વિચાર કર્યો હતો ને પછવાડેથી એમ પણ જાણ્યુ હતું કે પાંડવો બળી મુઆ છે. જારે દ્રૌપદીના સ્વયંવરમાં પાંડવો છતા પડયા ત્યારે દુર્યોધને બહુ ક્રોધે ભરાઇ પોતાનાં સૈન્યબળે અર્જુન ભીમ સાથે જુદ્ધ કર્યું હતું પણ તે હારીને પાછો હસ્તિનાપુર આવ્યો હતો. ધૃતરાષ્ટ્રે પાંડવોને ઇન્દ્રપ્રસ્થમાં જુદું રાજ કરી આપ્યા પછી થોડોક કાળ તો કૌરવોએ પોતાનો દ્વેશ બ્હાર જણાવ્યો નોતો. દુર્યોધને મોટાઇમાં પાંડવના રાજસુયજ્ઞમાં દ્રવ્ય ભંડારનું ઉપરીપણું કર્યું હતું. પાંડવનો સભામંડપ જોતાં પદાર્થપરીક્ષામાં દુર્યોધને પોતાની મૂર્ખાઇ જણાવી હતી તેથી પાંડવપક્ષનાએ તેનું હાસ્ય કરી મેણાં માર્યાં હતાં. પાંડવની સમૃદ્ધિ જોઇને અદેખો અને પોતાની મૂર્ખાઇથી લજ્જિત થયેલો

તેથી તેણે પોતાના મામા શકુનિ, મિત્ર કર્ણ, ને ભાઇ દુ:શાસનના એકત્ર વિચારથી ધૃતરાષ્ટ્રને સમજાવી પાંડવોને એક મહોત્સવને બ્હાને હસ્તિનાપુર તેડાવ્યા, ને અહીં પછી ધર્મ સાથે દ્યૂત રમતાં કપટવિદ્યાથી તેણે પાંડવનું સર્વસ્વ હરી લીધું. દુર્યોધને દ્રૌપદીને સભામાં તેડાવી, ને પછી પાંડવોની દયામણી સ્થિતિ વિષે બોલી તેને પોતાના ખોળામાં બેસવાનું કહ્યું, ને પછી તેનાં વસ્ત્ર કઢાવવાને દુ:શાસનને આજ્ઞા આપી પણ એ વેળા કૃષ્ણે અબળાની લાજ રાખી હતી ને દુર્યોધન ઝીંકા પડયો હતો. ;

પાંડવો વનમાં હતા તેવારે દુર્યોધને એક વેળા દુર્વાસા ઋષિને પાંડવોને શાપ દેવાને મોકલ્યા હતા પણ ઋષિથી શાપ દેવાયો નોતો. એકવાર દુર્યોધન પોતાનો વૈભવ દેખાડવાને પાંડવોને આશ્રમે જતો હતો પણ વાટમાં તેને ચિત્રરથગંધર્વ સાથે જુદ્ધ થયું હતું ને એણે તેને બાંધી પોતાને નગર લઇ જઇ બંદીખાને નાખ્યો હતો. જારે અર્જુને તેને છોડાવ્યો તારે તેણે લજ્જિત થયેથી રાજ ત્યાગ કરી તપ કરવા જવાનો નિશ્ચય કર્યો હતો, પણ કર્ણે તેનું સમાધાન કર્યું હતું. હસ્તિનાપુર પાછાં આવતાં વાટમાં સહુનો મુકામ એક સરોવર આગળ થયો ને અહીં દુર્યોધન શોકમાં ભાંયઉપરજ સુઇ રહ્યો હતો. દુર્યોધનનું દુ:ખ જાણી પાતાળના દૈત્યોએ હોમ કરી એક કૃત્યા કહાડી ને એ દુર્યોધનને પાતાળમાં લઇ ગઇ. અહીં જારે એ દૈત્યો આગળ રડી પડ્યો તારે એઓએ કહ્યું કે તું ગભરાઇશ નહીં હમે ભીષ્મ દ્રોણાદિકના અંગમાં પ્રવેશ કરી પાંડવોનો નાશ કરીશું. પછી દુર્યોધન પાછો મુકામે પ્હોંચી હસ્તિનાપુર ગયો હતો.

પાંડવને છતા પાડી ફરીથી વનવાસ કરાવવાના હેતુથી દુર્યોધને જારે વિરાટ રાજાની ગાયો પકડાવી આણી હતી

તારે કૌરવ ને અર્જુન વચ્ચે યુદ્ધ થયું હતું ને તેમાં અર્જુને કૌરવોને મૂર્છા પમાડી દુર્યોધનનો મુગટ છેદ્યો હતો, ને તેનાં વસ્ત્ર ઉત્તર પાસે કહડાવી ઉત્તરાને તેની ઢિંગલી માટે અપાવ્યાં હતાં. મોટું યુદ્ધ ન કરતાં સમાધાનીથી પાંડવોને રાજનો અડધો ભાગ આપવા વિષે દુર્યોધનને કૃષ્ણ, નારદ, વિદુર, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી એઓએ બહુ સમજાવ્યો પણ તે કોઇનું ન સાંભળતાં કર્ણ શકુનીના વિચારથી અગિયાર અક્ષૌહિણી સેના સાથે પાંડવ સામાં જુદ્ધ કરવા ચાલ્યો. જારે જુદ્ધમાં સઘળા કૌરવો ને બીજા સહાય રાજાઓ પડયા ને છેલ્લીવારે ભીમ ગદા લઇ દુર્યોધન ઉપર દોડયો તારે એ, એક ડોહમાં ભરાઇ રહ્યો. એ વાત ભીમે જાણી એટલે પાંડવોને બીજા સહુ ત્યાં ગયા. ધર્મરાજાએ કહ્યું કે બાહાર નિકળ, તું જેમ ઇચ્છીશ તેમ જુદ્ધ કરીશું. પછી દુર્યોધને ભીમ સાથે ગદાજુદ્ધ કર્યું તેમાં કોઇ કોઇથી હારે નહીં; અંતે ભીમે કૃષ્ણના સંકેતથી તેની ડાબી જાંઘ ઉપર ગદા મારી એટલે તે પડયો. દુર્યોધનનું બધું અંગ (જાંઘ સિવાયે) ગાંધારીના આશીષથી વજ્રનું થયું હતું ને ભીમે જારે ગદાયુદ્ધની નીતિથી ઉલટું વર્તી કમરથકી નીચલા ભાગપર ગદા મારી (એ ભાગ ફુલના ચોરણાથી ગાંધારીએ દીઠો નોતો) તારે દુર્યોધન ઉઠી શક્યો નહીં. સહુ ચાલતા થયા ને એ એકલો આરડતો પડયો છે, એવામાં કૃપાચાર્ય, કૃતવર્મા ને અશ્વત્થામા ત્યાં આવી પોંચ્યા—તે પછી અશ્વત્થામા પ્રતિજ્ઞા કરી પાંડવનો સંહાર કરવા ગયા. એણે જારે પાછાં આવી દુર્યોધનને કહ્યું કે મેં પાંડવ સૈન્ય તથા તેઓના પુત્રોનો સંહાર કીધો છે ત્યારે દુર્યોધને પ્રાણ મુક્યો હતો.

**દુર્વાસા,** અત્રિ પ્રજાપતિના પુત્ર-દત્તાત્રેય ને ચંદ્રના ભાઇએ ઘણાજ તામસી હતા ને તરત શાપ દેતા.

**દુઃશાસન,** દુર્યોધનનો ભાઇ. એણે દ્રૌપદીને ચોટલો પકડી સભામાં આણી હતી. એ ગદાયુદ્ધવિદ્યામાં ઘણો કુશળ હતો ને એણે મોટાં યુદ્ધમાં પોતાનાં શૌર્ય બળ ચાતુરી સારી પેઠે દેખાડયાં હતાં. એ જ્યારે કર્ણપર્વમાં ભીમની ગદાથી પડયો, ત્યારે ભીમે એને પૂછ્યું હતું કે કીયે હાથે તેં દ્રૌપદીનાં કુચ ગ્રહ્યાં હતાં, ત્યારે એણે મરતાં પણ પોતાનો ડાબો હાથ દેખાડયો હતો, જેને ભીમે તરત ખભાથી જુદો કરી નાખ્યો હતો. એ, દુર્યોધનને સલાહ આપનારામાંનો એક હતો; તેમ તેનો વિચાર પણ તરત અમલમાં આણતો.

**દુઃશીલા,** દુર્યોધનની બેન ને જયદ્રથની સ્ત્રી.

**દુષ્કન્ત,** દુષ્યન્ત.

**દુષ્કર્ણ,** દુર્યોધનનો એક ભાઇ.

**દુષ્યન્ત,** પુરુનો એક વંશજ. એ ઘણો પ્રતાપી હતો. એને શકુન્તલાથી ભરત નામનો પુત્ર થયો હતો.

**દૂષણ,** રાવણનો એક પ્રધાન. એને રામે માર્યો હતો.

**દેવ,** કશ્યપના અદિતિથી થયલા પુત્ર અથવા એમાંના એક. એની સંખ્યા તેંતરીશ ક્રોડ કેહેવાય છે. એઓમાં મુખ્ય ઈંદ્ર છે. એઓનું ધામ સ્વર્ગ છે. એ પૃથ્વિથી ઊંચા રહે છે, એને પલક નહીં ને શ્વાસોશ્વાસ પણ નહીં. ૨ રાજાને પણ એ શબ્દ લગાડવામાં આવે છે.

**દેવક,** દેવકીનો પિતા–ઉગ્રસેનનો ભાઇ–આહુકનો પુત્ર. એને ૪ પુત્ર ને ૭ કન્યા હતી. એ સાતોને દેવકે કંસની આજ્ઞાથી વસુદેવ સાથે પરણાવી હતી.

**દેવકી,** વસુદેવની સ્ત્રી-કૃષ્ણની મા (કંસ તથા કૃષ્ણની કથા જોવી).

**દેવતા,** દેવ (૧ લા અર્થમાં).

**દેવદત્ત,** અર્જુનનો શંખ.

**દેવયાની,** શુક્રાચાર્યની પુત્રી ને યયાતિ રાજાની સ્ત્રી. એને કચ નામના બૃહસ્પતિના પુત્રે શાપ દીધો હતો કે તને બ્રાહ્મણ નહીં વરે. (કચની કથા જોવી). એક સમે વૃષપર્વા દૈત્ય રાજાની પુત્રી શર્મિષ્ટા અને દેવયાની પોતપોતાનાં વસ્ત્ર ઉતારી તળાવમાં જળક્રીડા કરતાં હતાં, એવામાં નારદ ને શિવ ત્યાં આવી ચડયાથી તેઓ શરમાઇ ગયાં ને ઉતાવળથી વસ્ત્ર પેહેરતાં દેવયાનીનું વસ્ત્ર શર્મિષ્ટાએ પ્હેર્યું. એ જોઇ દેવયાનીએ તેને તુચ્છકારનાં વચનો કહ્યાં જેથી શર્મિષ્ટાએ ક્રોધમાં દેવયાની જે નગ્ન ઉભી હતી તેને કુવામાં હડસેલો મારી નાખી દીધી ને પોતે દાસીયો સાથે ઘેર ગઇ. એવું બન્યું કે એ સમે યયાતી રાજા મૃગયાને નિકળેલા પાણી પીવા ત્યાં આવી ચહડયા ને એણે પોતાનો દુપટ્ટો દેવયાનીને પેહેરવા આપી હાથ પકડી કુવામાંથી બ્હાર કહાડી. દેવયાનીએ પરણવાનું ઇચ્છયું ને રાજાએ હા કહી. પછી તે રડતી રડતી પોતાના પિતા પાસે ગઇ, ને પોતાની બનેલી વાત કહી. શુક્રાચાર્યને બહુ લાડકી હતી તેથી એ વૃષપર્વા પાસે ગયા ને એને તુચ્છકાર કર્યો. રાજાએ કાલાવાલા કરી કહ્યું કે તમે કહો તે કરૂં. શુક્રાચાર્ય કહે કે તારી પુત્રીએ દેવયાનીનો અપરાધ કર્યો છે માટે તેનું મન મનાવે તો તારા નગરમાં રહું. રાજાએ દેવયાનીને વિનંતિ કરી તારે એણે કહ્યું કે જહાં મારાં લગ્ન થાય ત્યાં શર્મિષ્ટા હજાર દાસી સહિત મારી દાસી થઇ રેહે. રાજાએ શર્મિષ્ટાને તે વાત કહી ને એણે તે કબુલ કર્યું. દેવયાનીના કહ્યાથી શુક્રાચાર્યે યયાતિરાજા જોડે તેનું લગન કર્યું ને પેરામણીમાં હજાર દાસી સહિત શર્મિષ્ટાને આપી ને રાજા પાસે એવું વચન લીધું કે તે શર્મિષ્ટા સાથે સંબંધ ન કરે. કેટલાક કાળ પછી દેવયાનીને યદુ ને તુર્વસ નામે બે પુત્ર થયા. પછી એક સમે શર્મિષ્ટાએ રાજાના કાલાવાલા કરી પોતાનો અનુગ્રહ કરવાનું કહ્યા ઉપરથી

રાજાએ તેની ઇચ્છા પૂર્ણ કરી ને એમ કરતાં શર્મિષ્ટાને દ્રહ્યુ ને અણુ નામે બે પુત્ર થયા ને ત્રીજો ગર્ભ રહ્યો હતો. એક દિવસ શર્મિષ્ટા દેવયાનીને વા નાખતી હતી એવામાં તેના બે પુત્રો રમતા ત્યાં આવી ચ્હડયા. એ શર્મિષ્ટાના પુત્ર છે એ જાણવાથી દેવયાનીને રાજા ઉપર વ્હેમ આવ્યો, ને પછી કેટલેક દાહાડે તેની ખાત્રી થઇ કે તે રાજાનાજ પુત્રો છે. એ ઉપરથી તે રીસાઇને શુક્રાચાર્ય પાસે ગઇ; ને પછી શુક્રાચાર્યના શાપથી રાજાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ. જારે રાજાએ હવેથી શર્મિષ્ટા જોડે સંબંધ નહીં કરૂં એવું વચન આપ્યું તારે શુક્રે કહ્યું કે તારાપુત્રમાંથી જો કોઈ તારૂં વૃદ્ધપણું લઇ પોતાનું જોબન તને આપે તો તું જુવાન થાય. પછી શર્મિષ્ટાના ત્રીજા પુત્ર પુરુએ પોતાની જુવાની રાજાને આપી ને દેવયાની પ્રસંન થઇ. એક હજાર વરસ પછી દેવયાની પોતાના પતિજોડે બદ્રીકેદારમાં જઇ તપધ્યાનમાં મુક્તિ પામી.

**દેવર્ષિ,** દેવયોનિ છતે ઋષિનું કર્મ કરનાર એવા, નારદાદિ.

**દેવવ્રત,** ભીષ્મ.

**દેવસેના,** ઇંદ્રની પુત્રી.

**દેવસૂતિ,** સ્વયમ્ભુની પુત્રી ને દક્ષની સ્ત્રી.

**દેવી,** જગદીશ્વર શક્તિનાં સ્વરૂપો અથવા એમાંનું એક. ઉત્પન્ન કરનારી શક્તિ તે બ્રહ્માણી–સાવિત્રિ, પાલણ કરનારી તે વૈષ્ણવી અને સંહાર કરનારી તે રુદ્રાણી: અથવા મહાસરસ્વતી, મહાલક્ષ્મી ને મહાકાળી. આદિમાયા દેવીએ પ્રસંગોપાત ઘણાં રૂપ ધારણ કર્યાં છે તે સર્વ દેવીયો છે. ૬૪ દેવી જોગણી પણ કહેવાયછે.

**દૈત્ય,** કશ્યપની દિતિ નામની સ્ત્રીથી ઉત્પન્ન થયલા પુત્રો. એમાંના ઘણાકને દેવ સાથે નિત્ય વેરભાવજ. એઓ તપ

કરી વર મેળવવામાં અતિ આગ્રહી, ને બળમાં પૂરા, પણ એઓમાં પાપબુદ્ધિ વિશેષ. કેટલાક દૈત્ય મોટા ભગવદભક્ત ને યશે પ્રતાપવંત થયાછે.

**દ્રવિડ,** મદ્રાસથી તે કન્યાકુમારી સુધીનો પ્રદેશ.

**દ્રુપદ,** પાંચાળ દેશનો રાજા–પ્રષદનો પુત્ર. એ ને દ્રોણાચાર્ય અગ્નિવેશ્ય ગુરુને ત્યાં સાથે ધનુર્વિદ્યા ભણતા. જુદા પડયા પછી જ્યારે દ્રોણ દ્રુપદની પાસે ગયા તારે એણે તેમનું બહુ અપમાન કર્યું હતું ને એથી દ્રોણે હસ્તિનાપુરમાં પાંડવ કોરવને ભણાવ્યા પછી અર્જુન પાસે તેને બંધાવી આણ્યો હતો ને તેણે ક્ષમા માગ્યાથી દ્રોણે તેને અડધું રાજ પાછું આપ્યું હતું. દ્રુપદ લજ્જિત થવાથી બ્હારોબ્હાર વનમાં ચાલ્યો. વાટમાં ગંગાનું એક તીર આવ્યું. અહીં જે ઋષિયો રેહેતા તેમાં **યાજ** ને **ઉપયાજ** નામના બે ભાઇ મહર્ષિ હતા. યાજ વનમાં ગયલા ને ઉપયાજ આશ્રમમાં હતા. દ્રુપદે ઉપયાજને સાષ્ટાંગ કરી પોતાનું દુખ કહી દ્રોણને મારે તેવો અયોની પુત્ર પ્રાપ્ત થાય તેને સારૂ વિનવ્યા ને એક સંવત્સર તે ત્યાં સેવામાં રહ્યો. પછી ઋષિઓએ યજ્ઞ કરાવ્યો તો હોમકુંડમાંથી હેમકવચ કિરીટ કુંડળે મંડિત, ને દિવ્ય રથ ખડગ સહિત એવો ધૃષ્ટદ્યુમ્ન કુમાર નિકળ્યો, ને વેદીમાંથી દ્રૌપદી કુમારી સાક્ષાત પાર્વતી જેવી પ્રગટ થઇ. દ્રુપદ તે બંનેને લઇ પોતાને નગર આવ્યો. પછી દ્રુપદે દ્રૌપદીને માટે સ્વયંવરનો મહોત્સવ કર્યો. પછવાડેથી જારે માલમ પડયું કે દ્રૌપદી પાંચ જણાની સ્ત્રી થવાની છે ત્યારે એ બહુ ક્રોધાયમાન થયો; પણ જ્યારે કૃષ્ણ તથા વ્યાસે આવી તેનાં મનનું સમાધાન કર્યું ત્યારે દ્રુપદે દ્રૌપદીને અનુક્રમે પાંચે સાથે પરણાવી. મોટાં યુદ્ધમાં પાંડવપક્ષના સૈન્યમાં દ્રુપદ મહારથી જોદ્ધો હતો ને દ્રોણના બાણથી પડયો હતો.

દ્રુપદને પોતાની સ્ત્રીથી થયેલો શિખંડી નામનો પુત્ર હતો. (શિખંડીની કથા જોવી.)

દ્રોણ—ણાચાર્ય, એની કથા આમ છે:—ભરદ્વાજ ગંગાદ્વારે અનુષ્ઠાન કરતા હતા ને ઇંદ્રની એક દેવાંગના પર્વણીએ સ્નાન કરવા આવેલી તેને જોઇ ઋષિ વિહ્વલ થયા ને વીર્ય ખલિત થયું તે તેણે દડિયામાં મુક્યું ને એમાંથી દ્રોણ ઉત્પન્ન થયા. એ પ્રથમ તો પિતાની પાસે વેદ ભણ્યા, ને પછી એણે અગ્નિવેસ્યને ત્યાં જઇ ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો. સ્વસ્થાને આવ્યા પછી એ, **કૃપયા** સાથે પરણ્યા ને એથી **અશ્વત્થામા** પુત્ર થયો. દ્રોણની દરિદ્રાવસ્થા એવી હતી કે જારે પડોસીના છોકરાને દુધ પીતો જોઇ અશ્વત્થામા કલ્પાંત કરતો ત્યારે કૃપયા તેને ચોખાનું ધોણ કરી આપતી. એ દુઃખ ટાળવા દ્રોણે પરશુરામ પાસે જઇ વિનંતી કરી ત્યારે પરશુરામે કહ્યું કે પૃથ્વિ તો હું બ્રાહ્મણને આપી ચૂકો છઉં ને હવે શરીર ને અસ્ત્રવિદ્યા મારી પાસે છે એમાંથી જે જોઇયે તે માગો. પછી દ્રોણ પરશુરામ પાસે અસ્ત્ર વિદ્યા ભણ્યા. થોડોક કાળ વિત્યા પછી દ્રોણે દ્રુપદ રાજાને ત્યાં જઇ આશીર્વાદ દીધો. રાજાએ પુછ્યું તું કોણ છે. દ્રોણે કહ્યું કે આપણે બંને એક ગુરુ (અગ્નિવેસ્ય) ને ત્યાં ભણ્યા છીયે ને તું ઓળખતો નથી? હું દરિદ્રથી પીડિત છઉં માટે આવ્યો છઉં. દ્રુપદ બોલ્યો કે તું ભિક્ષુક બ્રાહ્મણ ને હું રાજા, તારે મારે ઓળખાણ કેવું? તું જા નહીં તો હું દૂત બોલાવી કહાડી મુકાવીશ. દ્રોણ બોલ્યા કે તું મદે ભરાઇ મારૂં અપમાન કરેછે પણ એનું ફળ તને મળશે—મારા શિષ્ય પાસે તને બંધાવી અણાવું તોજ હું દ્રોણ ખરો. પછી એ સ્ત્રી પુત્રને લઇ હસ્તિનાપુર જઇ રહ્યા ને અહીં ભીષ્મ ધૃતરાષ્ટ્રને મળવાનો વિચાર કરતા હતા. એક દિવસે એ

નગર બહાર જ્યાં બાળક પાંડવ કૌરવ દડે રમતા હતા તે દૂર બેસી જોયાં કરે છે એટલામાં એવું બન્યું કે એક દડો એક અંધારા કુવામાં પડયો ને પછી સહુ તેમાં જોવા લાગ્યા. એવામાં જારે ધર્મની વીટી તેમાં પડી ગઇ ત્યારે તો તે છેકજ ગભરાયા. એ જોઇ દ્રોણ ત્યાં આવ્યા. તે બોલ્યા કે હે રાજપુત્રો તમે અસાધ્ય વસ્તુ સાધ્ય થાય તેવો ગુરુ કર્યો નથી. એમ કહી કુવામાં દર્ભ મંત્રીને નાખ્યો તો તે દડો લઇ ઉપર આવ્યો, ને ધનુષ ચડાવી બાણ માર્યું તો તે વીટી લઇ આવ્યું. રાજપુત્રોએ વિસ્મય પામીને દ્રોણને કહ્યું કે મહારાજ રાજમંદિરે પધારો. દ્રોણે કહ્યું કે આગળથી ત્યાં જણાવો પછી હું આવીશ. બીજે દહાડે ભીષ્મે પાલખી મોકલી ને દ્રોણે જઇ આશીર્વાદ દીધો— વળી કહ્યું કે દ્રુપદે મારૂં અપમાન કર્યું છે તેની જ્વાળાથી પીડિત છઊં ને તું મેઘઉદાર છે માટે તારાં દર્શનને આવ્યો છઊં. પછી ભીષ્મે ઘણાજ વિનયથી દ્રોણને રાજપુત્રો ભણાવવા રાખ્યા. દ્રોણાચાર્યે પાઠશાળા કહાડી ને તેમાં દેશો દેશના રાજકુંવરો ભણવાને આવ્યા. જારે પાંડવ કૌરવ ભણી રહ્યા ત્યારે દ્રોણે સર્વને કહ્યું કે તમે સહુ મળીને દ્રુપદને બાંધી મારી પાસે આણો. એ ઉપરથી રાજકુંવરો સૈન્ય લઇ દ્રુપદ સામાં લડવા ગયા, પણ દ્રુપદના મારથી તેઓ પાછા આવ્યા. પછી એકલા અર્જુને તેની સાથે જુદ્ધ કરી તેને બાંધી દ્રોણ પાસે આણ્યો. એ પ્રસંગે આચાર્યે દ્રુપદને કહ્યું કે તું રાજા ને હું કંગાલ બ્રાહ્મણ કેમ? તારાં વચન સંભાર. જારે દ્રુપદે ક્ષમા માગી ત્યારે દ્રોણ તેને ભેટયા ને અડધું રાજ પોતે રાખી અડધું તેને પાછું આપ્યું. અર્જુનના ઉપર આચાર્યનો ઘણોજ પ્રેમ હતો તેથી એણે તેને એકાંત તેડી બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કરી યોગ્ય પ્રસંગે વાપરવાનું કહ્યું.

રાજ્યાશ્રયથી વધેલા માટે યુદ્ધમાં દ્રોણ કૌરવપક્ષમાં રહ્યા હતા ને જોકે એ મનથી તે પક્ષને ધિક્કારતા ને પાંડવનો જય ઇચ્છતા તોપણ યુદ્ધ પ્રસંગમાં એણે અસ્ત્ર-શસ્ત્ર વાપરવામાં લગાર પણ કસર રાખી નોતી. અડારમાં પાંચ દિવસ દ્રોણે સેનાધિપતિ થઇને નાના પ્રકારની ચાતુરીથી જુદ્ધ ચલાવ્યું હતું. એણે ક્રૌંચ—ચક્ર—શકટ—પદ્મ—શુચી-મુખ વ્યૂહ રચ્યા હતા, તેમ સર્વ પ્રકારનાં શસ્ત્રઅસ્ત્ર વાપર્યાં હતાં. એણે સામાં પક્ષના મોટામોટા જોદ્ધાઓને હંફાવ્યા હતા ને ચક્રવ્યૂહથી અભિમન્યુને મરાવ્યો હતો. માત્ર એક અર્જુનના બાણથી દ્રોણને કોઇ કોઇ વાર સ્વલ્પ મૂર્છામાં રથધ્વજ ઉપર ટેકવું પડતું હતું. જારે પાંચમે દિવસે બપોરે પાંડવો દ્રોણના મારથી ઘણા ગભરાયા ત્યારે કૃષ્ણે ભીમની પાસે કૌરવ સેનામાંનો અશ્વત્થામા હાથી મરાવ્યો ને અશ્વત્થામા પડયો એવી બુમ ચલાવી ને જયનાં વાજાં વગડાવ્યાં. મારો પુત્ર ચિરંજીવ છે તે કેમ મુઓ એની ખાતરી કરી લેવા દ્રોણ ધર્મ પાસે આવ્યા ને પૂછ્યું તો રણવાદ્યની ગર્જનામાં ધર્મના મુખમાંથી 'હતઃ'-મુઓ-એ સાંભળ્યું, ને સાંભળ્યું કે તરતજ તેણે શસ્ત્ર મુકી દીધાં ને પછી પોતાના રથપર ચડી દૃઢ આસન વાળી પાંડવનો જય થાઓ એમ ભણી સમાધી ચડાવી દીધી.—મસ્તકમાંથી તેજ નિકળ્યું તે સૂર્યમાં જઇ મળ્યું. (એ ચમત્કાર કૃષ્ણ, અર્જુન, ધર્મ, કૃપ ને સંજય એ પાંચ જણેજ જોયો હતો). પછી ધૃષ્ટદ્યુમ્ને જઇ ખડગથી તેનું મસ્તક ઉડાવ્યું. દ્રોણ સ્વભાવે ક્રોધી હતા ને એકવાર ક્રોધમાં તેણે બ્રહ્માસ્ત્ર મુકી દીધું હતું, જેથી બહુ હાનિ થઇ હતી, ને એ ઉપરથી સપ્તઋષિયોએ આવી કહ્યું હતું કે તેં અધર્મ બહુ કર્યો માટે હવે શસ્ત્ર મુકી દે. દ્રોણાચાર્ય કદે લાંબા પોળા, રંગે સ્યામ, ને વૃદ્ધાવ-

સ્થાથી ધોળા નિમાળા થયલા એવા હતા. ૪૦૦ વર્ષની વયના હતા તોપણ ૧૬ વર્ષનો જુવાન ધુમતો હોયની તેમ એ ધુમતા. એ, વેદશાસ્ત્રપારાંગત, સર્વ મંત્રના જાણનારા, અસ્ત્રશસ્ત્ર વાપરવામાં નિપુણ ને ત્રિકાળજ્ઞાની હતા.

**દ્રૌપદી,** દ્રુપદ રાજાની પુત્રી—અગ્નિકુંડમાંથી નિકળેલી (દ્રુપદની કથા જોવી). સ્વયંવરમાં જ્યારે કર્ણે ધનુષ ઉઠાવ્યું ત્યારે એણે કહ્યું હતું કે તે મચ્છ વિંધશે તોપણ હું તે સારથી પુત્ર છે માટે તેને વરમાળા નહીં પહેરાવું ને પછી જ્યારે અર્જુને તે વિંધ્યો હતો ત્યારે એને વરમાળ ઘાલી હતી. એ પ્રસંગે કૌરવાદિ રાજાઓએ ઝઘડો ઉઠાવ્યો ત્યારે અર્જુને તેને વનમાં જ્યાં કુન્તા હતાં ત્યાં મોકલી દીધી હતી. પાંડવમાંના એક જારે કુન્તાને કહ્યું કે હમે સારી ભિક્ષા લઇ આવ્યા છૈયે ત્યારે માતાએ કહ્યું હતું કે પાંચે વ્હેંચી લો. એ ઉપરથી એ પાંચેની સ્ત્રી થઇ હતી. (એણે પૂર્વે શિવનું તપ કરી મને ભરથાર આપો એવું પાંચ વાર માગ્યું હતું તે ઉપરથી). પાંડવો ઇંદ્રપ્રસ્થમાં રહ્યા હતા તેવામાં નારદના કહેવાથી પરસ્પર કલહ ન થાય માટે પાંચે ભાઇઓએ બબ્બે મહિના ને બાર બાર દહાડાના વારા બાંધ્યા હતા. તે પ્રમાણે એ અકેક સાથે રહેતી. જ્યારે અર્જુન સુભદ્રાને હરી લાવ્યો ત્યારે એને દ્રૌપદીએ હેતથી છાતી સાથે ડાબી બેન કહી હતી. સુભદ્રાને અભિમન્યુ થયો ત્યારપછી દ્રૌપદીને પ્રત્યેક વર્ષે અકકેકો પુત્ર થયો—ધર્મથી **પ્રતિવિંધ્ય,** ભીમથી **શૃતસોમ,** અર્જુનથી **શૃતકર્મા,** નકુળથી **શતાનિક** ને સહદેવથી **શૃતસેન.** જારે ધર્મ દ્યૂતમાં હારયા ને દુઃશાસન દ્રૌપદીને લેવા ગયો તારે એણે કહ્યું હતું કે ધર્મ હાર્યા તેમાં શું ? હાલ તો હું ભીમની સ્ત્રી છઉં માટે નહીં આવું. દુઃશાસન બળાત્કારે જારે સભામાં

લઇ ગયો ને દુર્યોધને પોતાના ખોળામાં બેસવાનું કહ્યું ત્યારે એણે શાપ દીધો હતો કે એ ખોળામાં ભીમની ગદા પડશે. જ્યારે દુ:શાસને વસ્ત્ર કહાડવા માડયાં, ત્યારે દ્રૌપદીયે દીનતાથી જગદીશ્વર ભગવાનનું સ્મરણ કર્યું, એટલે એણે ગુપ્ત રૂપે રહી અબળાની લાજ રાખી.—જેમ જેમ તે વસ્ત્ર ઉતારતો જાય તેમ તેમ નવું નવું વસ્ત્ર પેહેરેલું દેખાતું જાય. એમ નવસે ને નવ્વાણું વસ્ત્ર ઉતર્યાં ત્યારે દુર્યોધને વસ્ત્ર ઉતરાવવાં બંધ રાખ્યાં. પાંડવ સાથે વનવાસ જતી વેળા દ્રૌપદી પોતાનાં વસ્ત્રાભૂષણ તજી માત્ર એક શ્વેત વસ્ત્રે નિકળી હતી. એણે વિરાટ રાજાને ત્યાં સૈરન્ધ્રી એવું નામ રાખ્યું હતું ને દ્રૌપદીની દાસી છઊં ને પાંચ ગંધર્વ મારા પતિ છે તે મારી રક્ષા કરે છે એવું કહ્યું હતું. પછી એ, વિરાટની રાણીની દાસી થઇ રહી હતી. જ્યારે કીચકે કદૃષ્ટિ કરી ત્યારે તેને દ્રૌપદીયે પાંચ ગંધર્વનું ભય બતાવ્યું હતું પણ પછી કીચકે પોતાની બેન સુધેક્ષ્ણા રાણીને સમજાવી ત્યારે એણે તેને ભોજન પદાર્થ આપીને કીચક પાસે મોકલી. વાટમાં દ્રૌપદીયે સૂર્યનું સ્તવન કર્યું, ને એણે એક ગુપ્ત રાક્ષસને રક્ષણસારૂ મોકલ્યો. દ્રૌપદી કીચક પાસે ગઇ એટલે એણે તેનો હાથ ઝાલ્યો પણ અદૃશ્ય રાક્ષસે કીચકને પાડી નાખ્યો ને દ્રૌપદી છટકી નાઠી તે રાજસભામાં આવી. અહીં કીચકે આવીને દ્રૌપદીનો ચોટલો સાહી મારવા માંડી પણ પેલા રાક્ષસે કીચકને બહુ માર્યો. પછી ધર્મના કહ્યાથી એ અંત:પુરમાં ગઇ ને રાતે ભીમ પાસે જઇ રડી પડી. ભીમે કહ્યું કે ગભરાઇશ નહીં, કાલે રાતે હું તેને મારીશ. દ્રૌપદીએ કીચકને સંકેત કેહેવાડયો કે રાતે ચિત્રશાળામાં મારી વાટ જોજે. ભીમ ત્યાં જઇ આગળથી અંધારામાં સંતાઇ રહેલો.

તેણે "કીચક આવ્યો કે તેની સાથે મલ્લયુદ્ધ કરી તેને મારી નાખ્યો ને પાછો પોતાને મુકામે આવી રહ્યો. સ્હવારે દ્રૌપદીયે ચિત્રશાળા આગળ જઈ બૂમ પાડી કે ગંધર્વોએ કીચકને હણ્યો. કીચકના સો ભાઈઓએ એવું ઠરાવ્યું કે દ્રૌપદીને લીધે તે મુઓ છે તેથી એને પણ તેની સાથે બાળવી. પછી તેઓ દ્રૌપદીને બાંધીને કીચકના શબ સાથે લઈ ગયા. ભીમે તેની પાછળ જઈ સર્વ કીચકોને મારી નાખ્યા ને દ્રૌપદીને છોડવી પાછી નગરમાં મોકલી દીધી. જારે રાણીયે કહ્યું કે હવે તું મારા નગરમાંથી જા કે ઉત્પાત થતો મટે, ત્યારે દ્રૌપદીએ ઉત્તર વાળ્યો કે બીજા તેર દિવસ મને રેહેવા દો. તેર દિવસ વીત્યા એટલે તે પાંડવોની સાથે છતી થઈ. મોટાં યુદ્ધને અંતે અશ્વત્થામાએ રાત્રે પાંડવ સૈન્યનો સંહાર કરયો તેમાં દ્રૌપદીના પાંચ પુત્રો પણ પડયા હતા. એ ઉપરથી તેણે કલ્પાંત કરી પાંડવની આગળ કહ્યું હતું કે અશ્વત્થામાનું શિર છેદી નહીં આણો તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. પછી અર્જુને અશ્વત્થામાનાં માથાનો મણિ છેદી આણ્યો હતો. જારે પાંડવ હિમાળે ગયા ત્યારે દ્રૌપદી પણ સાથે ગઈ હતી ને વાટમાં પ્રથમ એ પડી હતી. દ્રૌપદી, તેજસ્વી શ્યામ વર્ણે હતી ને તે ઉપરથી તે કૃષ્ણા પણ કેહેવાતી. એ પાંચ સતીમાં ગણાય છે.

**દ્વાપર,** ત્રીજો યુગ–૮૬૪૦૦૦ વર્ષનો.

**દ્વારકેશ,** કૃષ્ણ.

**દ્વિબિદ,** વાનર–એ કિસ્કંધાપુરીમાં રેહેતો અને સુગ્રીવ તથા ભૌમાસુરનો મિત્ર હતો. ભૌમાસુરને જારે કૃષ્ણે મારયો ત્યારે તેનું વેર લેવાને દ્વિબિદે દ્વારિકા આવી ઝાડ પ્હાડ ફેંકી મોટો ઉત્પાત કરયો હતો. એને બળરામે માર્યો હતો.

**દ્વીપ,** એ સાત છે–જંબુ, કુશ, પ્લક્ષ, સાલમલી, ક્રૌંચ, સાકલ ને પુષ્કર.

**ધનંજય,** અર્જુન. ૨ અગ્નિ. ૩ પાતાળનો એક નાગ.

**ધનિષ્ઠા,** તેવીસમું નક્ષત્ર.

**ધન્વન્તરિ,** સ્વર્ગના વૈદ્ય-સમુદ્ર મથન કરતાં નિકળ્યા હતા.

**ધર્મ,** યમ-મુઆ પછી જીવોનાં પાપ પુણ્ય જોઇ તેઓને નર્ક કે સ્વર્ગમાં મોકલનારો દેવ. ૨ યુધિષ્ઠિર. (યમનો અવતાર).

**ધારા,** ભોજરાજાની નગરી.

**ધૂમ્રલોચન,** શુંભનિશુંભ દૈત્ય રાજાનો સેનાની-એને દુર્ગાએ તે એનો વધ કર્યો તેની પેહેલાં સંહાર્યો હતો.

**ધૂમ્રાક્ષ,** દૈત્ય-રાવણનો પ્રધાન. એને અંગદે મારી નાખ્યો હતો.

**ધૃતરાષ્ટ્ર,** વિચિત્રવીર્યની વિધવા અમ્બિકાને વ્યાસથી થયલો પુત્ર. એ જન્મઅન્ધ તેથી રાજ્યાસંને એનો ભાઇ પાંડુ બેઠો હતો. પાંડુનાં મરણ પછી રાજ્યકારભાર ભીષ્મ ચલાવતા, પણ ધૃતરાષ્ટ્રનું માન રાખીને. ભાઇના મુઆ પછી ધૃતરાષ્ટ્ર પાંડવોની સારી પેઠે સંભાળ રાખતો ને પોતાના પુત્રો તથા પાંડવ વચ્ચે લેશ ભેદ રાખતો નહીં. એણે પાંડવ કૌરવને સાથે જનોઇ દીધાં ને પછી એઓને વિદ્યા ભણાવવાને કૃપાચાર્યને સોંપ્યા. જારે દ્રોણ આવ્યા તારે ભીષ્મના કેહેવાથી તેને રાખી તેઓને કુંવરોના ગુરુ કર્યા હતા. કૌરવ ભીમની રાવ લાવે તોપણ તે છાવરી વાળે. પરીક્ષામાં ને પછી દ્રુપદની સામાં થયલા જુદ્ધમાં કૌરવ કરતાં પાંડવે વિશેષે પરાક્રમ ને સદ્દ્ગુણ બતાવ્યાં ને પ્રજાની એઓઉપર ભક્તિ બેઠેલી જોઇ,ત્યારે દુર્યોધન ને પ્રધાન એઓના સમજાવ્યાથી ધૃતરાષ્ટ્રની પણ બુદ્ધિ ફરી ને એણે પાંડવોને વરુણાવતી નગરીમાં જઇ રેહેવાનું કહ્યું-જહાં દુર્યોધને પાંડવોને બાળી મુકવાને લાક્ષાગૃહ રચાવ્યું હતું. દ્રૌપદી પાંડવની સ્ત્રી થઇ એ નિમિતનાં જુદ્ધમાં કૌરવો સર્વ પ્રકારે હાર પામ્યા તારે ધૃતરાષ્ટ્ર કુટુંબ કલેશ કહાડવાને પાંડવોને ઇંદ્રપ્રસ્થમાં

તપ માડજે એટલે તને ૭ માસમાં વિષ્ણુ મળશે. એ પ્રમાણે કરવાથી વિષ્ણુ મળ્યા ને ધ્રુવે વિષ્ણુની સેવા કરવાનો વર માગ્યો. વિષ્ણુએ કહ્યું કે તારાં માતપિતા તારી વાટ જુએ છે તેનું દુઃખ ટાળવાને છત્રીસ હજાર વર્ષ રાજ કર. પછી હું તારે સારૂ વિમાન મોકલીશ. પછી એ ઘેર આવ્યો ને એના પિતાએ એને નારદના કહ્યાથી ગાદીએ બેસાડયો. અહીં એ અહલ્યા નામની સ્ત્રીને ને બીજી ઇંદ્રની પુત્રીને પરણ્યો. છત્રીસહજાર વર્ષ રાજ કરીને ધ્રુવ માતપિતા સહિત વિમાનમાં બેસી વૈકુંઠે ગયો.

**નકુલ (ળ)**, પાંચ પાંડવમાંનો એક-માદ્રિનો પુત્ર. એ નિતિધર્મજ્ઞાનમાં તથા રણવિદ્યામાં કુશળ હતો. રૂપસૌંદર્ય તથા વરણાગી અને વિવેક એ તેનામાં બહાર પડતાં હતાં.

**નન્દ**, એ ગોકુળના સર્વ ગોવાળીયામાં મુખી શ્રીમંત હતા. વસુદેવને એની સાથે મૈત્રિ હતી માટે તે એનેજ ત્યાં કૃષ્ણને મુકી ગયા હતા. કૃષ્ણે એને ઘેર બાર વર્ષ રહી અનેક પ્રકારની લીલા કરી હતી. વૃંદાવન નંદે વસાવ્યું હતું. (કૃષ્ણની કથા જોવી).

**નન્દક**, કૃષ્ણની તરવાર. ૨ નવ નિધિમાંની એક.

**નન્દન**, ઇન્દ્રની વાડી, જેમાં પારિજાત કલ્પદ્રુમ આદિ વૃક્ષો છે.

**નન્દા**, પાર્વતી.

**નન્દિની**, ગાય-જે વશિષ્ટે દિલીપ રાજાને આપી હતી.

**નન્દી**, શિવના હજુરિયા મુખ્ય ગણમાંનો એક-ધર્મ ન્યાયનું રૂપ-શિવવાહન પોઠીયો-એ શ્વેત વર્ણ ને ત્રણ સિંગડાંનો છે.

**નર, નરનારાયણની** કથા જોવી.

**નરક, નરકાસુર.** ૨ જયાં પાપી જીવને મુઆ પછી જમની શિક્ષા ભોગવવી પડે છે તે ઠેકાણું. એ ૨૮ છે તેમાં ૨૧ મોટાં ને ૭ નાનાં છે.

નરકાસુર, પ્રાગજ્યોતિષપુરનો રાજા—પૃથ્વિનો પુત્ર. એ ભૌમાસુર પણ કહેવાય છે. પૃથ્વિએ સ્ત્રીનું રૂપ ધરી તપશ્ચર્યા કરી ત્યારે બ્રહ્મા વિષ્ણુ શિવ એઓએ આવી દર્શન આપ્યાં. એ વેળા પૃથ્વિએ વર માગ્યો કે મને એક બળવાન પુત્ર આપો કે જેની બરોબરી ત્રિલોકમાં કોઇ ન કરી શકે ને કોઇને હાથે તે મરે નહીં. દેવતાઓએ પ્રસંન થઇ કહ્યું કે તને પુત્ર થશે ને તે પૃથ્વિના રાજાઓને જીતી તેઓની સોળહજાર એકસો એટલી અતિસુંદર કન્યાઓને બરજોરીથી વગર પરણેલી પોતાના મંદિરમાં રાખશે; તેમ સ્વર્ગના દેવતાઓને જીતી અદિતિનાં કુંડળ પોતે પેહેરશે ને ઇંદ્રનું છત્ર લઇ પોતાને માથે ધરાવશે; જારે કૃષ્ણ તેની સાથે જુદ્ધ કરશે ને તું (પૃથ્વિ) તારે મોહોડે કહીશ કે એને મારો તારે તે તેને મારશે. પછી વરદાન પ્રમાણે નરકાસુર ઉત્પન્ન થયો ને એણે સાત કિલ્લાના પ્રાગજ્યોતિષપુરમાં રાજ કરવા માડ્યું. પછી રાજાઓને જીત્યા ને સોળહજાર એકસો કન્યા લઇ આવ્યો. એનો વિચાર વીસ હજાર એકઠી કરી તે સઘળી સાથે સામટું લગ્ન કરવાનો હતો. પછી એક દિવસ તે લંકાથી આવેલા વિમાનમાં ઇંદ્રાદિક દેવ સાથે જુદ્ધ કરવા ગયો ને તેઓને હરાવી ઇંદ્રને કહાડી મુકી અદિતિના કુંડળ પહેરી પાછો પોતાનાં નગરમાં આવી ઋષિઓને ને હરિભકતોને દુઃખ દેવા લાગ્યો. ઇંદ્રે દ્વારિકામાં આવી કૃષ્ણને વિનવ્યા ત્યારે એણે સત્યભામાને કહ્યું કે ચાલ નરકાસુરનું જુદ્ધ જોજે ને નંદન બાગનું કલ્પવૃક્ષ લઇ આવીશું તે તારે આંગણે રોપજે. પછી ગરુડ ઉપર સ્વાર થઇ કૃષ્ણ સત્યભામાને લઇ નરકાસુરસાથે જુદ્ધ કરવા ગયા. અકકેકા કિલ્લાના રખેવાળોનો સંહાર કરી જ્યાં નરકાસુર સુતો હતો તે મંદિરને

દ્વારે પાંચજન્ય શંખ વગાડ્યો એટલે તે અસુર જાગી ઉઠ્યો ને ક્રોધમાં કૃષ્ણને જોવા જાય છે એટલામાં મુર નામે તેનો મંત્રી હતો તેણે તેને વાર્યો ને પોતે ત્રિશૂળ લઇ સામો દોડ્યો. જ્યારે કૃષ્ણે સુદર્શનથી તેનાં શસ્ત્ર કાપ્યાં ત્યારે મુર કૃષ્ણને ગળી જવાના હેતુથી પોતાના પાંચ મ્હોડાં મોકળાં કરી તેની ભણી દોડ્યો, પણ કૃષ્ણે તેનાં પાંચ શિર ઉડાવ્યાં ને પછી તેનાં સાત પુત્રો જે પિતાનું વેર લેવા આવ્યા તેને પણ માર્યા. છેલ્લીવારે નરકાસુર મોટું સૈન્ય લઇ આવ્યો પણ જ્યારે ગરુડે સૈન્યને સંહાર્યું ને નરકાસુરની તરવાર પણ કંઇ કામ કરી શકી નહીં ત્યારે એણે એક બહુ ભારી ત્રિશૂળ લઇ આવી કૃષ્ણના ઉપર મારવા માડ્યું. એ સમે સત્યાભામાએ (એ પણ ગરુડ ઉપર હતાં) ગભરાઇ બુમ પાડી કૃષ્ણને કહ્યું કે એ પાપીને મારી નાખો. એ સાંભળતાંવારને કૃષ્ણે સુદર્શનથી તેનું શિર કાપી પાડ્યું, અને તેના પુત્ર ભગદન્તને સિંહાસને બેસાડ્યો.

**નરનારાયણ,** વિષ્ણુના ચોવીસ અવતારમાંનો પાંચમો–ધર્મ ઋષિને, (દક્ષની એક પુત્રી) મૂર્તિથી જોડપુત્ર થયા હતા તે–આત્મા ને પરમાત્મા–નર ને નારાયણ સાથે અવતર્યા. એએ જન્મ્યા તેવાજ બદ્રિકેદારમાં જઇ તપ કરવા લાગ્યા. એવા ઉદ્દેશથી કે હમારૂં જોઇ સંસારી જીવો પણ પરમેશ્વરનું તપ કરતાં શિખે. હજી પણ તેઓ ત્યાં જડ મૂર્તિ રૂપે છે. નારાયણનાં તપથી ભય પામીને ઇંદ્રે અપ્સરાઓ મોકલી ત્યારે ઋષિએ પોતાની જાંઘ ઉપર એક ફુલ મુકી એમાંથી એક મોહિની–ઉર્વશી ઉત્પન્ન કરી તે એવી કે જેનું રૂપ જોઇ અપ્સરાઓ લજ્જા પામી ઋષિને પ્રણામ કરી ચાલતી થઇ. ઋષિએ અપ્સરાઓને કહ્યું કે આ ઉર્વશીને સાથે લેતાં જાઓ

ને ઇંદ્રને ભેટ કરજો. એ ઉપરથી ઇંદ્રે નરનારાયણનો મહિમા જાણ્યો હતો. નર ઋષિયે એક શતકવચ નામના અસુરનાં નવાણું કવચ છેદ્યાં હતાં ને એક બાકી રહી ગયું હતું તેને નરે અર્જુનનો અવતાર ધારણ કરી શતકવચનો અંશ જે કર્ણ તેની પાસેથી લઇ લીધું.

**નરસહીં, નૃસિંહ.**

**નલ, (નળ).** દ્વાપરના અંતમાં થયેલો સૂર્યવંશી રાજા નિષધ દેશના વીરસેનનો પુત્ર. એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદનિપુણ ને પુણ્યશીલ હતો. એની કથા એની સ્ત્રી દમયંતીના સંબંધમાં આ પ્રમાણે છે. વીરસેનની રાજસભામાં વિદર્ભદેશના ભીમક રાજાની કન્યા દમયંતીનાં સ્વરૂપશૃંગારવર્ણન થયાં કરતાં તેથી નળનું હૃદય વિંધાયું હતું ને એ ઉદાસ રેહેતો. એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર હંસોની પંક્તિ દીઠી. નળનાં કરકમળમાં મુક્તામાળ જોઇને એક હંસ નળના હાથ ઉપર ચડયો ને મનુષ્યવાણીથી બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ—દમયન્તી તને મળે તેવો હું યત્ન કરીશ. નળે કહ્યું તને હું મારા પ્રાણ કરતાં વધારે ગણીશ પણ હમણાંનો હમણાં તું વિદર્ભ દેશ જાઇને દમયંતીને સમજાવ. પછી હંસ દમયંતીની વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીયોએ પકડવા માંડયો પણ તેઓના હાથમાં ન આવ્યો, પણ જ્યારે દમયંતીએ તેને બોલાવ્યો તારે તે તેની પાસે આવ્યો ને બોલ્યો કે રાજપુત્રી હું ત્રિભુવનમાં ફરી વળ્યો છઉં, પણ નળના જેવો સકુમાર સ્વરૂપસુંદર મેં બીજો જોયો નથી ને એવાં ઘણાંક વખાણ કર્યાં. એ સાંભળી દમયંતી પણ નળસાથે પરણવાને લોભાઇ ને એણે હંસને કહ્યું કે તું જા ને નળને કેહે કે મેં મનથી તમને વરમાળ પેહેરાવી છે માટે મારા પિતા સ્વયંવર રચે તેમાં ઉતાવળા આવજો. હંસે

જઇ નળને કહ્યું ને થોડા દિવસ પછી ભીમકને ત્યાંથી નળને તેડું આવ્યું. એવું બન્યું કે નારદે ઇંદ્રસભામાં દમયંતીનાં વર્ણન કરેલાં તેથી ઇંદ્ર, યમ, અગ્નિ, ને વરુણ એ ચાર સ્વયંવરમાં આવતા હતા. વાટમાં નળ મળ્યો તેને ઇન્દ્રે કહ્યું કે લોકમાં તું પુણ્યશીળ કેહેવાય છે માટે તારે પોતાનો સ્વાર્થ છોડીદઇ હમારા દૂતરૂપે થઈ દમયંતીને એવો બોધ કરવો કે જેથી તે હમારામાંના એકને વરમાળ ઘાલે. નળે કહ્યું કે અંતઃપુરમાં મારાથી કેમ જવાશે ? ત્યારે ઇન્દ્રે કહ્યું કે એક દમયંતી વગર બીજું કોઇ તને દેખશે નહીં. પછી નળ અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાંવારને દમયંતીયે જાણ્યું કે એજ મારો પ્રીતમ છે. નિષધરાજાએ પોતાનું ખરૂં નામ કહ્યું ને બોલ્યો કે હું ઇન્દ્ર, યમ, અગ્નિ, વરુણનું દૂતત્વ કરવા આવ્યો છઉં—તેઓ તારાં સૌંદર્ય ઉપર આસક્ત છે માટે એ ચારમાંથી એકને તું વરમાળ પેહેરાવ. દમયંતી બોલી કે ધનુષમાંથી બાણ છુટયું તે પાછું કેમ ફરે, માટે મેં મારૂં મન તમને સમર્પ્યું છે તે બિજા કોઇભણી હવે જનાર નથી—નળ વના બિજા પુરુષ મારે મન પિતા ભાઇ અથવા પુત્ર સરખા છે. પછી નળે પેલાઓ પાસે આવીને વર્તમાન કહ્યા. સ્વયંવરમાં તે ચાર દેવતાએ નળનું રૂપ ધારણ કર્યું હતું તેથી દમયંતી વિચારમાં પડી ને પછી દેવચિન્હના ઉપર લક્ષ રાખી જોયું તો તે દેવતાઓ અંતરીક્ષ આસને હતા, ને નિષધનળ પૃથ્વિ ઉપર હતો. તરતજ દમયંતીયે નિષધનળને વરમાળ પેહેરાવી દીધી. પછી તે દેવતાઓ નળદમયંતીને આશીર્વાદ દઈ વર આપી અંતરધાન થયા; અને નળ દમયંતીને લઇને પોતાને નગર ગયો. પછી દમયંતીને ઇન્દ્રસેન કુંવર ને ઇન્દ્રસેના કુંવરી એમ બે સંતાન થયાં. એ સમયે કળી સ્વયંવરમાં આવતો હતો તેને ઇંદ્રાદિયે જ્યારે કહ્યું કે દમયંતી તો

નળને પરણી ચુકી ત્યારે તેણે નિશ્વાસ મુક્યો ને પછી ક્રોધે ભરાઇ નળ દમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. એણે નળના પિત્રાઇ ભાઇ પુષ્કરને નળસાથે દ્યૂત રમવાને ભંભેર્યો. દ્યૂતમાં નળ સર્વસ્વ હાર્યો. ત્યારે એણે પોતાનાં કુંવર કુંવરીને ભીમક પાસે મોકલાવી દીધાં. જ્યારે પુષ્કરે કહ્યું કે દમયંતીની હોડ કરી દ્યૂત રમ ત્યારે નળે તે સાંભળ્યાં કીધું. પછી પુષ્કરે તેઓનાં વસ્ત્રાભૂષણ હરીલઇને તેમને કહ્યું કે મારાં નગરમાંથી નિકળો, ને ઢંઢેરો પિટાવ્યો કે જે કોઇ નળસાથે ભાષણ કરશે તેને તાત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી નળદમયંતી એકેકજ વસ્ત્રે નગર બ્હાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં—કોઈ બારણે ઉભું ન રાખે ને કોઇ ભાષણ ન કરે. ચોથે દિવસે એઓએ વનમાં પ્રવેશ કર્યો, તો ત્યાં એક પુષ્ટ બગ નજરે પડયો. રાજા તેને પકડવા જેમ જેમ પુઠે દોડે તેમ તેમ તે દૂર જતો જાય તેથી નળે પોતાનું પેહેરેલું વસ્ત્ર કહાડી તેના ઉપર નાખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો ને રાજા નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં ઉડતાં નળને કહ્યું કે હું પુષ્કરની તરફનો છઉં, ને તારૂં વસ્ત્ર લઇ જાઉં છઊં. નળ ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો એવામાં કળી મચ્છ રૂપે એક પાસેનાં તળાવની બ્હાર પડયો. એને જોતાંજ નળે તેને મારયો ને દમયંતીના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી ને મચ્છના મ્હોમાં આંગળી ઘાલી દુર્ગન્ધિ કહાડવા જાય છે એવે આંગળીમાંથી અમૃતસ્ત્રાવ થયો ને મચ્છ સજીવન થઇ તળાવમાં જતો રહ્યો. દમયંતીએ બ્હીલે મ્હોડે બનેલી વાત નળને કહી પણ એણે તે ન માન્યું. મેં એજ ખાઇ ગઇ એમ જાણી તેનો ઘણો તિરસ્કાર કર્યો. પછી દમયંતીએ પોતાનાં વસ્ત્રનો એક છેડો નળને પ્હેરવા કહાડી

જઇ નળને કહ્યું ને થોડા દિવસ પછી ભીમકને ત્યાંથી નળને તેડું આવ્યું. એવું બન્યું કે નારદે ઇંદ્રસભામાં દમયંતીનાં વર્ણન કરેલાં તેથી ઇંદ્ર, યમ, અગ્નિ, ને વરુણ એ ચાર સ્વયંવરમાં આવતા હતા. વાટમાં નળ મળ્યો તેને ઇન્દ્રે કહ્યું કે લોકમાં તું પુણ્યશીળ કેહેવાય છે માટે તારે પોતાનો સ્વાર્થ છોડીદઇ હમારા દૂતરૂપે થઈ દમયંતીને એવો બોધ કરજે કે જેથી તે હમારામાંના એકને વરમાળ ઘાલે. નળે કહ્યું કે અંતઃપુરમાં મારાથી કેમ જવાશે ? ત્યારે ઇન્દ્રે કહ્યું કે એક દમયંતી વગર બીજું કોઇ તને દેખશે નહીં. પછી નળ અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાંવારને દમયંતીયે જાણ્યું કે એજ મારો પ્રીતમ છે. નિષધરાજાએ પોતાનું ખરૂં નામ કહ્યું ને બોલ્યો કે હું ઇન્દ્ર, યમ, અગ્નિ, વરુણનું દૂતત્વ કરવા આવ્યો છઉં—તેઓ તારાં સૌંદર્ય ઉપર આસક્ત છે માટે એ ચારમાંથી એકને તું વરમાળ પેહેરાવ. દમયંતી બોલી કે ધનુ-ષમાંથી બાણ છુટયું તે પાછું કેમ ફરે, માટે મેં મારૂં મન તમને સમર્પ્યું છે તે બિજા કોઇભણી હવે જનાર નથી—નળ વના બિજા પુરુષ મારે મન પિતા ભાઇ અથવા પુત્ર સરખા છે. પછી નળે પેલાઓ પાસે આવીને વર્તમાન કહ્યા. સ્વયં-વરમાં તે ચાર દેવતાએ નળનું રૂપ ધારણ કર્યું હતું તેથી દમયંતી વિચારમાં પડી ને પછી દેવચિન્હના ઉપર લક્ષ રાખી જોયું તો તે દેવતાઓ અંતરીક્ષ આસને હતા, ને નિષ-ધનળ પૃથ્વિ ઉપર હતો. તરતજ દમયંતીયે નિષધનળને વર-માળ પેહેરાવી દીધી. પછી તે દેવતાઓ નળદમયંતીને આશી-ર્વાદ દઈ વર આપી અંતરધાન થયા; અને નળ દમયંતીને લઇને પોતાને નગર ગયો. પછી દમયંતીને ઇન્દ્રસેન કુંવર ને ઇન્દ્ર-સેના કુંવરી એમ બે સંતાન થયાં. એ સમયે કળી સ્વયંવ-રમાં આવતો હતો તેને ઇંદ્રાદિયે જ્યારે કહ્યું કે દમયંતી તો

નળને પરણી ચુકી ત્યારે તેણે નિશ્વાસ મુક્યો ને પછી ક્રોધે ભરાઇ નળ દમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. એણે નળના પિત્રાઇ ભાઇ પુષ્કરને નળસાથે દ્યૂત રમવાને ભંભેર્યો. દ્યૂતમાં નળ સર્વસ્વ હાર્યો. ત્યારે એણે પોતાનાં કુંવર કુંવરીને ભીમક પાસે મોકલાવી દીધાં. જારે પુષ્કરે કહ્યું કે દમયંતીની હોડ કરી દ્યૂત રમ ત્યારે નળે તે સાંભળ્યાં કીધું. પછી પુષ્કરે તેઓનાં વસ્ત્રાભૂષણ હરીલઇને તેમને કહ્યું કે મારાં નગરમાંથી નિકળો, ને ઢંઢેરો પિટાવ્યો કે જે કોઇ નળસાથે ભાષણ કરશે તેને તાત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી નળદમયંતી એકેકજ વસ્ત્રે નગર બ્હાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં–કોઈ બારણે ઉભું ન રાખે ને કોઇ ભાષણ ન કરે. ચોથે દિવસે એઓએ વનમાં પ્રવેશ કર્યો, તો ત્યાં એક પુષ્ટ બગ નજરે પડયો. રાજા તેને પકડવા જેમ જેમ પુઠે દોડે તેમ તેમ તે દૂર જતો જાય તેથી નળે પોતાનું પેહેરેલું વસ્ત્ર કહાડી તેના ઉપર નાખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો ને રાજા નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં ઉડતાં નળને કહ્યું કે હું પુષ્કરની તરફનો છઉં, ને તારૂં વસ્ત્ર લઇ જાઉં છઊં. નળ ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો એવામાં કળી મચ્છ રૂપે એક પાસેનાં તળાવની બ્હાર પડયો. એને જોતાંજ નળે તેને મારયો ને દમયંતીના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી ને મચ્છના મ્હોમાં આંગળી ઘાલી દુર્ગન્ધિ કહાડવા જાય છે એવે આંગળીમાંથી અમૃતસ્ત્રાવ થયો ને મચ્છ સજીવન થઇ તળાવમાં જતો રહ્યો. દમયંતીએ બ્હીલે મ્હોડે બનેલી વાત નળને કહી પણ એણે તે ન માન્યું ને એજ ખાઇ ગઇ એમ જાણી તેનો ઘણો તિરસ્કાર કર્યો. પછી દમયંતીએ પોતાનાં વસ્ત્રનો એક છેડો નળને પ્હેરવા કહાડી

આવ્યો ને સૂર્યાસ્ત થયો એટલે બંને એક વૃક્ષ નીચે સુતાં. દમયંતી ભર નિદ્રામાં પડી હતી તેનાં સામું નળે જોયું તો તેની પૂર્વસ્થિતિનો વિચાર તેને આવ્યો ને એથી તે ઘણું દુઃખ કરવા લાગ્યો. એણે વિચાર્યું કે એને છોડી હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં કળી પાળીરૂપે નીચે પડયો ને નળે અર્ધ વસ્ત્ર કાપી દમયંતીથી છુટો થઇ ચાલવા માંડયું.

દમયંતીએ જ્યારે જાગીને જોયું તો નળ અર્ધ વસ્ત્ર કાપી જતો રહેલો ને એથી તે મૂર્છા ખાઇ પડી—પછી કેટલીક વારે સાવધ થઇ નળને પોકારતી તે વનમાં ભટકવા લાગી. મારગમાં એક અજગર મ્હોડું વકાશી પડયો હતો તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે ગળવા માંડયો. દમયંતીએ ચીસ પાડી નળને પોકાર કર્યો તે એક પારધીએ સાંભળ્યો ને એણે આવી અજગરને મારી દમયંતીને મુક્ત કરી. એ પારધી એનું રૂપ જોઇ કામાતુર થયો ને આલિંગન કરવા જતો હતો તે વેળા દમયંતીએ તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું ત્યારે તેને શાપ દઇ બાળી ભસ્મ કર્યો. દમયંતી ઉત્તર પંથે જવા લાગી તો માર્ગમાં એક મહાતાપસને દીઠા ને એને તેણે નળ સંબંધી જ્યારે પુછ્યું ત્યારે તાપસે કહ્યું કે તને તારા સ્વામિનો મેળાપ હવે વેહેલો થશે. આગળ ચાલતાં દમયંતીને નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા. તેઓના સંઘમાં તે રાતે રહી. એવું બન્યું કે ત્યાં વનના હાથીઓનું ટોળું પાણી પીવા આવ્યું તેઓએ સંહાર કરવા માંડયો એટલે સહુ ન્હાસવા લાગ્યા. દમયંતી ન્હાસતી એક વનમાં આવી ને સવાર થઇ એટલે કેટલાક સોદાગરોની પાછળ તેણે ચૈદ્યવંશની પુરીમાં આવીને નગ્રમાં પ્રવેશ કર્યો. અહીંના રાજા સુબાહુની

માએ તે દીઠું ને પછી દમયંતીને પાસે બોલાવી તું કોણ છે એવું પુછ્યું. દમયંતીએ પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજમાતાએ કહ્યું કે તું અહીં રેહે. દમયંતી બોલી કે હું કોઇનું ઉચ્છિષ્ટ ભોજન ન કરૂં, પાદ પ્રક્ષાલન ન કરૂં ને કોઇ સાથે ભાષણ ન કરૂં એવું હોય ને મારા પતિની ખોળ કરાવો તો રહું. રાજમાતાએ તે કબૂલ કર્યું ને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી દમયંતી સુનંદા નામની રાજકન્યા સાથે અહીં રહી.

દમયંતીને છોડી નળ ચાલતો થયો હતો તેણે પ્રથમ તો વનમાં ભયંકર દાવાનળ બળતો દીઠો ને કોઈની ચીસ સાંભળી. પછી તેણે જઇ જોયું તો ત્યાં એક મોટો નાગ બળતો હતો. નાગે નળને કહ્યું કે મારૂં નામ કર્કોટક છે ને હું નારદના શાપથી અહીંઆં બળ્યાં કરૂં છું; પણ નારદે મને ઉસાપ આપ્યો છે કે નળ રાજા તને છોડવશે માટે મને મુક્ત કર. પછી નળે તેને ઉંચકી ખાંધ ઉપર નાખ્યો ને નીચે મુકવા જાય છે એટલામાં તેણે નળને હાથે ડંખ દીધો. એની વિષજ્વાળથી નળ કાળો ને કરૂપ થઇ ગયો. કર્કોટકે નળને કહ્યું કે તારૂં રૂપ છુપાવવા મેં ડંખ દીધે છે ને પછી એક વસ્ત્ર આપી કહ્યું કે તારી અવધ પુરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પેહેરજે—તારૂં રૂપ પૂર્વવત્ થશે ને દમયંતી તથા રાજ્ય પાછાં મળશે. પછી નળ અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો ને બાહુક નામ ધારણ કરી કહ્યું કે હું નળનો સારથી છઊં ને અશ્વમંત્ર જાણું છઉં. પછી ઋતુપર્ણે એને સર્વ સારથીયોનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. અહીં એ નિત્ય રાતે દમયંતીને સંભારી વિલાપ કરે. બિજા સારથીઓએ એમ કરવાનું કારણ પુછવાથી નળે કહ્યું કે કોઇ ભેદબુદ્ધિ માણસ

પોતાની રત્ન જેવી સ્ત્રીનો વનમાં ત્યાગ કરી જતો રહ્યો ને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતી હું સહજ કરી દેખાડું છઉં.

દમયંતીના પિતાએ દેશોદેશે નળદમયંતીને શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાં સુદેવે ચૈદ્યવસુપુરીમાં આવી દમયંતીને ઓળખી. દમયંતીએ પણ તેને ઓળખ્યો ને પછી એ રડી પડી. સુનંદાએ વિસ્મિત થઇ સુદેવને દમયંતી વિષે પુછ્યું ત્યારે તેણે કહ્યું કે એ તારિ મસિયાણુ બ્હેન દમયંતી છે. પછી સહુએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો ને દમયંતી સર્વનો ઉપકાર માની સુદેવ જોડે પોતાના પિતાને ઘેર ગઇ. અહીંથી દમયંતીએ નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાંથી પર્ણાદ નામનો વિપ્ર સમાચાર લાવ્યો કે તમારી વાત સાંભળી માત્ર એક અયોધ્યાનો રાજ સારથી નામે બાહુક ઘણો શોક કરવા લાગ્યો. પછી દમયંતીયે સુદેવને ઋતુપર્ણ પાસ મોકલ્યો ને કહેવડાવ્યું કે દમયંતી ફરીથી સ્વયંવર કરે છે ને કાલે પ્રાતઃકાળે મુહૂર્ત છે માટે જે રાજા વ્હેલો આવશે તે વરમાળ પેહેરશે. રાજાએ બાહુકને બોલાવી તે વર્તમાન કહ્યું. બાહુક બોલ્યો કે સૂર્યોદય પ્હેલાં પહોંચાડીશ. પછી બાહુકે મરતક જેવા અશ્વ જોડી રથ તૈયાર કર્યો. ઋતુપર્ણે તે જોઇ પુષ્ટ અશ્વ જોડવાનું કહ્યું. બાહુક કહે કે હાથી મોટો હોય છે ને સિંહ નાનો હોય છે માટે શું હાથી સિંહ કરતાં બળવાન છે? પછી બાહુકે અશ્વના કાનમાં મંત્ર મુક્યો કે તે પવન વેગે ઉડયા. મારગમાં રાજાનું વસ્ત્ર પડી ગયું ત્યારે તેણે બાહુકને રથ ઉભો રાખી તે લાવવાનું કહ્યું:–બાહુકે કહ્યું કે તે વસ્ત્ર હવે દશ યોજન દુર રહ્યું છે. એવામાં ત્યાં એક ગ્રમા(?) પ્રેવ્ય(?) જોઇ રાજાએ ગણિત કરી તેનાં

પાંતરાં ને ફળ કેટલાં છે તે કહી આપ્યું. પછી ઋતુપર્ણની ઇચ્છાથી બાહુકે તેને અશ્વમંત્ર આપ્યો ને પોતે તેની પાસે ગણિત વિદ્યા લીધી. એ વિદ્યાના બળથી નળના અંગમાંથી કળી નિકળી મૂર્તિમંત ઉભો રહ્યો ને કહ્યું કે મેં તારો બહુ છળ કર્યો છે માટે તારી કથા સાંભળશે તેને હું નહીં પીડું. પછી કળીયે બ્હેડાંના વૃક્ષમાં પ્રવેશ કરયો. બાહુકે રથ હાંકયો ને વિદર્ભ જઇ પહોંચ્યા. દમયંતી આદિએ રથની ગતિ જોઇ જાણ્યું કે તે નળજ છે. ઋતુપર્ણે ત્યાં સુનકાર જેવું દીઠું પણ ભીમકે તેનું ઘણું સન્માન કર્યું. નળબાહુક અશ્વશાળામાં ઉતરયો. અહીં દમયંતીએ તેની પરીક્ષા કરવા કેશિની નામની દૂતી મોકલી ને એણે બાહુકને નળના સમાચાર જાણતા હો તો કહો એમ પુછ્યું. બાહુકે ઉત્તર દીધો કે તે કાયા કરૂપ કરી કોણ જાણે કયાં ગુપ્ત રહ્યો હશે. એ ઉત્તર દમયંતીએ જાણ્યો એટલે દાસીને કહ્યું કે એને કંઇ અંન ઉદક આપશો નહીં ને આ બાળકોને લઇ ત્યાં બેસી એની ચિકિત્સા જોયાં કરો. દાસી બંને બાળકોને લઇ ત્યાં ગઈ ને બાહુકે તેઓને દીઠાં એટલે તેની આંખમાં આંસુ આવ્યાં ને પછી તેણે બાળકોને છાતી સાથે સારી પેઠે ચાંપ્યાં. બાહુકે દાસીને કહ્યું કે મારાં બાળકો મને સાંભરવાથી મેં એમ કર્યું. જ્યારે બાહુકે કોરા કુંભને મંત્રવડે જળથી ભર્યો ને ઘાસને ફુંકી અગ્નિ પ્રગટ કરયો ત્યારે દમયંતીને નિશ્ચય થયો કે તેજ નળ છે. ભીમકે એ સર્વ જાણ્યું ને પછી બાહુકને સભામાં બોલાવ્યો. ત્યાં એ પોતાના લગ્ન સમારંભનું સ્થાન જોઇ ઘણો ખેદ પામ્યો ને નીચું ઘાલી બેઠો. એવામાં આકાશવાણી થઇ કે, હે નળરાજા! હવે તારૂં રૂપ પ્રગટ કર. પછી બાહુકે નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પ્હેર્યું કે

તે પૂર્વ રૂપ થઇ રહ્યો. દમયંતી આદિ સર્વ પ્રસંન થયાં ને ઘણાં દાન ધર્મ કર્યાં. પછી નળરાજા અપાર સૈન્ય લઇ દમયંતી સહિત પોતાના દેશમાં આવ્યો ને પુષ્કરને બોલાવી કહ્યું કે મારી સાથે દ્યૂત રમ કે યુદ્ધ કર. નળે દ્યૂત રમી સર્વ રાજ પાછું જીતી લીધું ને પુષ્કરની દયા જાણી તેને એક ગામ આપ્યું. પછી નળરાજા સ્વસ્થપણે ધર્મરાજ કરી કેટ. લેક કાળે દમયંતી સહિત સ્વર્ગે ગયો. ૨ રામને સહાય કર. નારો એક વાનર-વિશ્વકર્માનો પુત્ર. એને હાથે પથ્થર તરતા તેથી રામે તેની પાસે સમુદ્રમાં પથ્થર મુકાવ્યા હતા.

**નલકૂબર (નળકૂબર),** કુબેર ભંડારીનો પુત્ર. એકવાર એ ને એનો ભાઇ મણિગ્રીવ પોતાની સ્ત્રીયો સાથે નગ્ન થઇ જમના નદિમાં જળક્રીડા કરતા હતા એવામાં નારદ આવ્યા તેને જોઇ સ્ત્રીયોએ લજવાઇ નીચું જોયું ને પેલાઓએ ઉન્મ. ત્તપણે નારદને નમસ્કાર ન કર્યા માટે નારદે તેઓને શાપ દીધો કે તમે બે યમલાર્જુનના વૃક્ષ થઇને અહીંજ પડો. પછી તેઓએ કાલાવાલા કર્યા ત્યારે ઉસાપ આપ્યો કે કૃષ્ણાવતારમાં કૃષ્ણ તમારો ઉદ્ધાર કરશે. એ પ્રમાણે કૃષ્ણે એ ઝાડોમાં ઉખળ ભેરવી ઉખેડી નાખ્યાં હતાં ને તેમાંથી એ બે પુરૂષ પાછા નિકળ્યા હતા. એઓ કૃષ્ણની સ્તુતિ કરીને પછી પોતાને સ્વસ્થાને ગયા હતા.

**નાગ,** એ કશ્યપની કદ્રુ સ્ત્રીથી ઉત્પન્ન થયલા છે. એઓને પૂર્વજન્મનું જ્ઞાન હોયછે. એઓ ઇચ્છામાં આવે તે રૂપ ધારણ કરી શકેછે. નાગકન્યા ઘણી સુંદર કેહેવાય છે.

**નાગપાશ,** વરુણનું આયુધ.

**નાગેશ,** બાર જ્યોતિર્લિંગમાંનું એક-દારૂક વનમાં.

**નાભિ,** ઋષભદેવના પિતા. પોતાને ઘેર ઋષભદેવ અવતર્યા તેથી તે પોતાને કૃતાર્થ સમજતા હતા ને જ્યારે ઋષભદેવ

યોગ્ય વયના થયા ત્યારે તેને રાજ્ય સોંપી પોતે સ્ત્રી સહિત બદ્રિકેદારમાં તપ કરવા ગયા હતા.

નારદ, બ્રહ્માના પુત્ર. (જમણા હાથના અંગુઠામાંથી ઉત્પન્ન થયલા). એ સ્વયંભૂ મનુ જે બ્રહ્માના એક અવતાર છે તેના પણ પુત્ર છે—બ્રહ્માએ ૧૦ પ્રજાપતિ ઉત્પન્ન કર્યા તેમાં નારદ પણ ખરા; પણ એણે પ્રજોત્પત્તિનું કામ માથે લીધું નથી. એ, પ્રથમ પદ્મકલ્પમાં ને પછી વરાહકલ્પમાં હતા. એણે એક સમે સરસ્વતિ કિનારે વ્યાસ બેઠા હતા તેને ચાર શ્લોક (જે કે નારાયણે બ્રહ્માને ને બ્રહ્માએ નારદને કહેલા તે) આપી કહ્યું હતું કે એ ઉપરથી ભગવતલીલાની કાંઇ કથા બનાવો (જે ઉપરથી વ્યાસે ભાગવત કર્યું) ને પછી એણે વ્યાસને પોતાના પૂર્વ જન્મની વાત કહી હતી તે આ રીતેઃ-હું પૂર્વ જન્મે એક બ્રાહ્મણની દાસીનો પુત્ર હતો. તે બ્રાહ્મણને ત્યાં ચાતુર માસમાં સંત સાધુઓ આવી મુકામ કરતા હતા. એક વાર તેઓ જવા નિકળ્યા ને મેં તેઓની સાથે જવાનું કહ્યું ત્યારે તેઓએ કૃપા કરી મને બાર અક્ષરના મંત્રનો ઉપદેશ કર્યો. હું નિત્ય તે મંત્રનો જપ કરી સાધુઓની આજ્ઞા પ્રમાણે કૃષ્ણ, બળરામ, પ્રદ્યુમ્ન, ને અનિરુદ્ધ એઓનાં ચરણારવિંદનું ધ્યાન ધરવા લાગ્યો. એના પ્રતાપથી મને જ્ઞાન થયું ને પછી મને વનમાં જઇ તપ કરવાની ઇચ્છા થઇ. પણ મારી મા મને ક્ષણ આઘો કરે નહીં. ઇશ્વરેચ્છાથી તેને સાપ કરડ્યો ને તે મરણ પામી. એથી હું ઘણો પ્રસન્ન થયો ને પછી મારી પાંચ વરસની વયે ઘોરવનમાં જઇ મેં પરમેશ્વરનાં સ્વરૂપનું ધ્યાન ધર્યું જેથી મને ચતુર્ભુજ કૃષ્ણમૂર્તિએ ક્ષણવાર દર્શન આપ્યું ને પછી આકાશવાણી થઇ કે તું ચિંતા તજી મારા ભજનમાં લીન રેહે—તારા મનમાં વધારે પ્રીતિ થવાને મેં એકવાર

દર્શન આપ્યું ને હવે બિજા જન્મમાં ફરીથી મારૂં દર્શન પામીશ, ને તું મારા નિજ ભકતોમાં રહીશ ને તને પૂર્વ જન્મનું જ્ઞાન રેહેશે. વળી એક વીણા આપી જે વગાડી હું પરમેશ્વરનાં ભજનમાં લીન થઇ વિચારતો કે મારૂં આ તન ક્યારે છુટે કે ફરી દર્શન પામું. એવી ઇચ્છા કરતાં કરતાં મેં પોતાનું તન છોડયું ને પછી ઇશ્વર, કૃપાથીબ્રહ્માનો પુત્ર થયો ને મને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું. હવે મને ધારૂં તે વેળા પરમેશ્વરનું દર્શન થાય છે ને ધારૂં ત્યાં હું જઇ શકું છઊં. નારદ દેવર્ષિમાં મુખ્ય છે. એ ખુલતા બદામી રંગને વર્ણેછે. મસ્તકે જટાભાર (કોઇ કહેછે કે એના કેશ ઉંચાજ રહેછે) ને ખાંધે વીણા રાખેછે ને કપાળે ઉભું ટીલું કરેછે-એ યમુ. નાની પાસે એક મઠમાં રેહેતા, ને એને ૬૦ હજાર અંગુષ્ટ પ્રમાણ બ્રાહ્મણો શિષ્ય હતા. એણે ધર્મશાસ્ત્ર ઉપર એક (સ્મૃતિ), તીર્થસ્થળ ઉપર એક, અને ગાયન ઉપર એક, એમ ગ્રંથો કર્યાછે. એ, ધર્મ-બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં સમર્થ વક્તા છે, તેમ ગાયનમાં પણ એક્કા કહેવાયછે. એ સદૈવ ત્રિલોકમાં અહીં તહીં ફરયાંજ કરેછે ને પોતાનાં ધ્યાન તથા ગાયનના આનંદમાં મગ્ન રેહછે. દેવતાઓને પરસ્પર અથવા ઋષિ-રાજાને સંદેશો પ્હોંચાડવો હોયછે તો તે નારદ પ્હોંચાડે છે. એ, બે જણને લડાવવામાં બહુ આનંદ માને છે ને એ ઉપરથી જે માણસ બે જણને લડાવી મારે છે તે નારદજી કેહેવાય છે. એણે પ્રસંગે મનના તુરંગથી ને પ્રસંગે સદુદ્દેશે પ્રપંચ રચ્યા છે, પણ એના પ્રપંચ કૃષ્ણના જેવા ગૂઢ ને ભારી નથી પણ સાહજિક ને હાસ્ય ઉપજાવતા છે. એના પ્રસંગો પુરાણમાં ઠેકાણે ઠેકાણે છે ને એનાં નામનું એક પુરાણ પણ છે.

**નારાયણ,** સગુણબ્રહ્મ-આદિદેવ જેના ત્રણગુણ, બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ ત્રણ દેવસ્વરૂપે પ્રસિદ્ધ છે. સર્વ સૃષ્ટિ જળમય

થઇ રેહે છે તે વેળા નારાયણ શેષનાગ ઉપર શયન કરે છે ને લક્ષ્મી પગ ચાંપે છે. જ્યારે જગત ઉત્પન્ન કરવાની તેની ઇચ્છા થાય છે ત્યારે તેનાં નાભિકમળમાંથી બ્રહ્મા નિકળે છે. જ્યારે પૃથ્વીપર અધર્મનો ભાર વધે છે ત્યારે દેવતાઓ ક્ષીરસમુદ્ર જેમાં નારાયણ બિરાજે છે તેને તીરે ઉભા રહી સ્તુતિ કરે છે એટલે આકાશવાણિથી તેઓને ઉત્તર મળે છે.

૨ નરનારાયણ,

**નિકુંભ,** કુંભકર્ણનો પુત્ર.

**નિધિ,** કુબેરના ભંડાર. એ નવ કેહેવાય છે. **પદ્મ, મહાપદ્મ, શંખ, મકર** (મગર), **કચ્છપ** (કાચબો), **મુકુંદ, કુંદ, નીલ,** ને **ખર્વ.** એમાંના કેટલાએક કિંમતી મણિ છે. એ નિધિયો સજીવારોપણે, કુબેરની સેવામાં રેહે છે.

**નિશુંભ, શુંભનિશુંભ**ની કથા જોવી.

**નિષધ,** નળ રાજાનો દેશ.

**નીલ (નીળ),** રામને સહાય કરનારા પાંચ વાંનરમાંનો એક–અગ્નિપુત્ર. ૨ એક નિધિ.

**નીલકંઠ,** શિવ.

**નૃસિંહ,** વિષ્ણુના દશમાંનો ચોથો અવતાર. માણસનો આકાર પણ મ્હો ને હાથના પંજા ને ચામડી ને વાળ એ સહુ સિંહના જેવાં એવું એક ભયંકર રૂપ. એ અવતારે પ્રલ્હાદની વ્હારે આવી તેના પિતા હિરણ્યકશિપુ દૈત્યને માર્યો હતો.

**નૈઋત,** દક્ષિણ ને પશ્ચિમ એની વચમાંનો પ્રદેશ.

**નૈઋતિ,** નૈઋત કોણનો અધિષ્ઠાતા એક અસુર છે.

**નૈમિષારણ્ય,** એ અરણ્ય અયોધ્યામાં છે ને તેમાં ગોમતી નદી વેહે છે. એ ઠેકાણે ૮૮ હજાર ઋષિયોએ સુતપુરાણી પાસેથી અરાઢ પુરાણ સાંભળ્યાં હતાં.

**પંચબાણ,** કામદેવ. એને પાંચ બાણ છે માટે. (કામની કથા જોવી).

દર્શન આપ્યું ને હવે બિજા જન્મમાં ફરીથી મારૂં દર્શન પામીશ, ને તું મારા નિજ ભક્તોમાં રહીશ ને તને પૂર્વ જન્મનું જ્ઞાન રેહેશે. વળી એક વીણા આપી જે વગાડી હું પરમેશ્વરનાં ભજનમાં લીન થઇ વિચારતો કે મારૂં આ તન ક્યારે છુટે કે ફરી દર્શન પામું. એવી ઇચ્છા કરતાં કરતાં મેં પોતાનું તન છોડયું ને પછી ઇશ્વર, કૃપાથીબ્રહ્માનો પુત્ર થયો ને મને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું. હવે મને ધારૂં તે વેળા પરમેશ્વરનું દર્શન થાય છે ને ધારૂં ત્યાં હું જઇ શકું છઊં. નારદ દેવર્ષિમાં મુખ્ય છે. એ ખુલતા બદામી રંગને વર્ણેછે. મસ્તકે જટાભાર (કોઇ કહેછે કે એના કેશ ઉંચાજ રહેછે) ને ખાંધે વીણા રાખેછે ને કપાળે ઉભું ટીલું કરેછે-એ યમુનાની પાસે એક મઠમાં રેહેતા, ને એને ૬૦ હજાર અંગુષ્ટ પ્રમાણ બ્રાહ્મણો શિષ્ય હતા. એણે ધર્મશાસ્ત્ર ઉપર એક (સ્મૃતિ), તીર્થસ્થળ ઉપર એક, અને ગાયન ઉપર એક, એમ ગ્રંથો કર્યાછે. એ, ધર્મ-બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં સમર્થ વક્તા છે, તેમ ગાયનમાં પણ એક્કા કહેવાયછે. એ સદૈવ ત્રિલોકમાં અહીં તહીં ફરયાંજ કરેછે ને પોતાનાં ધ્યાન તથા ગાયનના આનંદમાં મગ્ન રેહછે. દેવતાઓને પરસ્પર અથવા ઋષિ-રાજાને સંદેશો પ્હોંચાડવો હોયછે તો તે નારદ પ્હોંચાડે છે. એ, બે જણને લડાવવામાં બહુ આનંદ માને છે ને એ ઉપરથી જે માણસ બે જણને લડાવી મારે છે તે નારદજી કેહેવાય છે. એણે પ્રસંગે મનના તુરંગથી ને પ્રસંગે સદુદ્દેશે પ્રપંચ રચ્યા છે, પણ એના પ્રપંચ કૃષ્ણના જેવા ગૂઢ ને ભારી નથી પણ સાહજિક ને હાસ્ય ઉપજાવના છે. એના પ્રસંગો પુરાણમાં ઠેકાણે ઠેકાણે છે ને એનાં નામનું એક પુરાણ પણ છે.

**નારાયણ,** સગુણબ્રહ્મ-આદિદેવ જેના ત્રણગુણ, બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એ ત્રણ દેવસ્વરૂપે પ્રસિદ્ધ છે. સર્વ સૃષ્ટિ જળમય

થઇ રેહુ છે તે વેળા નારાયણ શેષનાગ ઉપર શયન કરે છે ને લક્ષ્મી પગ ચાંપે છે. જ્યારે જગત ઉત્પન્ન કરવાની તેની ઇચ્છા થાય છે ત્યારે તેનાં નાભિકમળમાંથી બ્રહ્મા નિકળે છે. જ્યારે પૃથ્વીપર અધર્મનો ભાર વધે છે ત્યારે દેવતાઓ ક્ષીરસમુદ્ર જેમાં નારાયણ બિરાજે છે તેને તીરે ઉભા રહી સ્તુતિ કરે છે એટલે આકાશવાણિથી તેઓને ઉત્તર મળે છે. ૨ નરનારાયણ,

**નિકુંભ,** કુંભકર્ણનો પુત્ર.

**નિધિ,** કુબેરના ભંડાર. એ નવ કેહેવાય છે. **પદ્મ, મહાપદ્મ, શંખ, મકર** (મગર), **કચ્છપ** (કાચબો), **મુકુંદ, કુંદ, નીલ,** ને **ખર્વ.** એમાંના કેટલાએક કિમતી મણિ છે. એ નિધિયો સહવારોપણે, કુબેરની સેવામાં રેહે છે.

**નિશુંભ, શુંભનિશુંભ**ની કથા જોવી.

**નિષધ,** નળ રાજાનો દેશ.

**નીલ (નીળ),** રામને સહાય કરનારા પાંચ વાંનરમાંનો એક–અગ્નિપુત્ર. ૩ એક નિધિ.

**નીલકંઠ,** શિવ.

**નૃસિંહ,** વિષ્ણુના દશમાંનો ચોથો અવતાર. માણસનો આકાર પણ મ્હો ને હાથના પંજા ને ચામડી ને વાળ એ સહુ સિંહના જેવાં એવું એક ભયંકર રૂપ. એ અવતારે પ્રલ્હાદની વ્હારે આવી તેના પિતા હિરણ્યકશિપુ દૈત્યને માર્યો હતો.

**નૈરૂત,** દક્ષિણ ને પશ્ચિમ એની વચમાંનો પ્રદેશ.

**નૈરૂતિ,** નૈરૂત કોણનો અધિષ્ટાતા એક અસુર છે.

**નૈમિષારણ્ય,** એ અરણ્ય અયોધ્યામાં છે ને તેમાં ગોમતી નદી વેહે છે. એ ઠેકાણે ૮૮ હજાર ઋષિયોએ સુતપુરાણી પાસેથી અરાઢ પુરાણ સાંભળ્યાં હતાં.

**પંચબાણ,** કામદેવ. એને પાંચ બાણ છે માટે. (**કામની** કથા જોવી).

**પંચવટી,** નાશકની પાસે સ્થળ છે. અહીં રામે વનવાસ કર્યો ત્યારે કેટલાક દિવસ મુકામ કરયો હતો ને અહીંથી રાવણ સીતાને હરી ગયો હતો.

**પંચાનન,** શિવ.

**પંચાલ(ળ),** દ્રુપદ રાજાનો દેશ–ઉત્તર હિંદુસ્તાનમાં. (પંજાબ હશે).

**પંડુ,** પાંડુ.

**પતંજલી,** અંગિરાના પુત્ર. એ ઇલાવૃતમાં રેહેતા. એની સ્ત્રીનું નામ લોલુપા. એ સુમેરૂ પર્વતની ઉત્તરે વડની ગુફામાં બેઠી હતી ત્યાંથી એને પતંજલિ લઇ આવી પરણ્યા હતા. એ વૃદ્ધ યોગી હતા. એણે યોગશાસ્ત્ર ઉપર ગ્રંથ કર્યો છે જે પાતંજલ કેહેવાય છે. એણે પાણિનીનાં વ્યાકરણ ઉપર મહાભાષ્ય કર્યું છે, તેમ એક વૈદકનો ગ્રંથ પણ લખ્યો છે.

**પદ્મ,** ચતુર્ભુજ વિષ્ણુના એક હાથમાં જે કમળનું ફુલ હોય છે તે. ૨ કુબેરના નવ નિધિમાંનો એક.

**પદ્મનાભ,** વિષ્ણુ.

**પદ્મા,** લક્ષ્મી.

**પરશુરામ,** જમદગ્નિના પુત્ર. એ ત્રેતાયુગના પ્રારંભમ જન્મ્યા હતા. એ વિષ્ણુના દશ અવતારમાંના છઠ્ઠા ને ચોવીસમાંના ઓગણીસમાં છે. જેમ વિષ્ણુએ રામચંદ્ર ને કૃષ્ણ નામે સાક્ષાત અવતાર ધારણ કર્યા તેમ પરશુરામ નોતા. (જમદગ્નિની કથા જોવી). એને શિવે કૈલાસ ઉપર ભણાવ્યા હતા ને પછી જ્યારે ક્ષત્રિઓએ ઋષિઓને ત્રાસ દેવા માંડયો ત્યારે વિષ્ણુએ પોતાનો અંશ એનામાં મુકયો હતો. જ્યારે સહસ્ત્રાર્જુન જમદગ્નિ પાસેથી કામધેનુ છીનવી લઇ ગયો ત્યારે પિતાની આજ્ઞાથી પરશુરામ સહસ્ત્રાર્જુનની નગરીમાં જઇ તેને ને તેના ૯૦૦ પુત્રોને મારી કામદુધા લઇ

આવ્યા પછી પિતાના કહ્યાથી ચક્રવર્તી રાજાની હત્યાનો દોષ નિવારણ કરવા તીર્થ યાત્રા કરી આવ્યા. એક સમે એની મા રેણુકા ગંગામાં પાણી લેવા ગયલી તે ત્યાં ચિત્ર-કેતુ નામે ગંધર્વ પોતાની સ્ત્રીયો સાથે જળક્રીડા કરતો હતો તે જોવાને થોડીવાર ઉભી રહી. એને ઘેર આવતાં વાર થઇ તેથી જમદગ્નિએ પોતાની સ્ત્રીનું મન પરપુરૂષનું સુંદરપણું જોવામાં ગુંથાયુ છે એવું જ્ઞાનથી જાણી ક્રોધમાં પોતાના ત્રણ પુત્રોને આજ્ઞા આપી કે રેણુકાને હમણાને હમણા મારી નાખો. જ્યારે તેઓએ કહ્યું કે માને મારતાં હમારો હાથ કેમ ઉપડે? ત્યારે જમદગ્નિએ ત્રણ ભાઇઓ સહિત રેણુકાને મારવાની પરશુરામને આજ્ઞા કરી. પરશુરામે વિચાર્યું કે ન મારૂં તો પિતા શાપ દે, પણ જો મારીશ તો એનાંમાં જીવતાં કરવાની શક્તિ છે માટે મારવાં એ વધારે સારૂં છે. પછી પોતે તેમ કર્યું ને પિતાએ પ્રસન્ન થઇ વર માગવાનું કહ્યાથી પરશુરામે ચારે જીવતાં થાય એવું માગ્યું. જમદગ્નિએ ચારેને જીવતાં કર્યાં. પરશુરામ એ હત્યાનો દોષ નિવારણ કરવા પોતાના ત્રણ ભાઇયોને લઇ ફરી યાત્રા કરવા નિકળેલા. એવામાં સહસ્ત્રાર્જુનના સો પુત્ર જે પરશુરામના હાથમાંથી છટકી ગયા હતા તેઓએ પિતાનું વેર લેવાનો વિચાર કરી જમદગ્નિ હોમ કરતા હતા ત્યાં જઈ તેને મારી નાખ્યા. રેણુકા વિલાપ કરવા લાગી ને તેણે એકવીસવાર પોતાની છાતી કુટી પરશુરામને સંભાર્યા. પરશુરામે જ્ઞાનથી જોયું તો પિતાનું મરણ થયલું. પછી એ માપાસે આવ્યા ને પ્રતિજ્ઞા કરી કે મારી માને ક્ષત્રીના ત્રાસથી એકવીસવાર છાતી કુટવી પડી માટે હું એકવીસવાર ક્ષત્રીઓને મારી મારા પિતાનું વેર લઇશ. પછી એણે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરી બ્રાહ્મણોને તેનું દાન કરી,

પરશુ–ફરસી નામનું આયુધ હતું એને મહાદેવે એક ત્ર્યંબક નામનું ધનુષ આપ્યું હતું ને કહ્યું હતું કે એ ભાગશે ત્યારે તારૂં તેજ જશે ને રામાવતાર થશે. જ્યારે તે ધનુષ ત્રેતાયુગને અંતે જનકના જમાઇ રામચંદ્રે ભાગ્યું ત્યારે પરશુરામ નારદના ઉસ્કેર્યાથી યુદ્ધ કરવા ગયા પણ પોતાનું બાણ રામને ન લાગવાથી એણે જાણ્યું કે હવે મારો અવતાર પૂર્ણ થયો. પછી બન્ને જણા ભેટયા તેમાં રામે પરશુરામનું અંશી તેજ હરણ કર્યું ને કહ્યું કે મારૂં બાણ પાછું ફરશે નહીં માટે કંઇ ઉપાય બતાવો. પરશુરામે કહ્યું કે મારા મૃત્યુમાર્ગમાં મારો એટલે હું અમર રહી તમારૂં સ્મરણ કરતો રહું–રામે તેમ કર્યું ને પછી પરશુરામ તપ કરવા જતા રહ્યા. પરશુરામ ભીષ્મ ને દ્રોણ એઓના ગુરૂ હતા. કાશીરાજની કન્યા અમ્બાનું ભીષ્મે ગ્રહણ નોતું કર્યું ત્યારે એ પરશુરામની સ્તુતિ કરી એને હસ્તિનાપુર લઇ આવી ને અહીં એણે અમ્બા સાથે લગ્ન કરવા વિષે ભીષ્મને બહુ સમજાવ્યા પણ એણે ન માન્યું ત્યારે પરશુરામે જુદ્ધ માગ્યું હતું ને પછી ગુરુ શિષ્યે યુદ્ધ કર્યું હતું તેમાં પરશુરામ હાર્યા હતા. પરશુરામ ચિરંજીવી છે ને મન્દ્રાચળઉપર તપ કરે છે.

**પરાશર,** વશિષ્ઠના પુત્ર શક્તિ ને એના પુત્ર પરાશર. એની માનું નામ ઇલા. પરાશરે મત્સ્યગન્ધા (માછીની પાળેલી કન્યા) સાથે હોડીમાં સંબંધ કરયો હતો તેથી વ્યાસ ઉત્પન્ન થયા હતા. એ શ્રીશૈલ પર્વત ઉપર રેહેતા ને એને પંદર હજાર શિષ્ય હતા. એણે એક સ્મૃતિ કરી છે. એ મોટા જ્યોતિષી પણ હતા.

**પરીક્ષિત,** હસ્તિનાપુરના રાજા–અર્જુનના પુત્ર અભિમન્યુ ને એના પુત્ર. એનો જન્મ કળજુગના પ્રારંભમાં થયો. એ

જ્યારે ગર્ભમાં હતા ત્યારે અશ્વત્થામાએ એનો નાશ કરવા ઉત્તરાના પેટમાં બ્રહ્માસ્ત્ર મુક્યું હતું પણ કૃષ્ણે સુદર્શન ચક્રેવતી તેને વાર્યું હતું ને પોતે ઉત્તરાના ઉદરમાં પ્રવેશ કરી પરીક્ષિતને દર્શન આપ્યું હતું. પૂરે માસે જન્મ્યા પછી પરીક્ષિત પોતાની આસપાસ જોવા લાગ્યા–એવા હેતુથી કે મને પેટમાં દર્શન આપ્યું હતું તે અહીયાં છે કે નહીં. એ જોષીયોના જાણ્યામાં આવ્યું તેથી એનું નામ પરીક્ષિત પાડ્યું. જ્યારે યુધિષ્ટિરાદિ પાંડવો હસ્તિનાપુરનું રાજ્ય પરીક્ષિતને સોંપી હિમાળે ગળવા ગયા ત્યારે એ ધર્મથી રાજ્ય ચલાવવા લાગ્યા. એક દિવસે એ મૃગયાને ગયલા ત્યાં એક ગાય ને એક બળદ એ બેને માહો માહીં વાત કરતાં દીઠાં તે સાંભળવા એ એક ઝાડને ઓથે ઉભા રહ્યા. તેઓની વાતથી રાજાના જાણવામાં આવ્યું કે બળદ તે ધર્મનું રૂપ છે ને આ ગાય પૃથ્વિનું રૂપ છે ને એ પોતાનાં ઉપર અધર્મ થવાથી નિર્બળ થઇ ગઇ છે. પેલાં બે વાત કરતાં હતાં તેઓની તરફ એક શૂદ્ર, રાજાને વેશે રથ ઉપર બેસી સૈન્ય સહિત હાથમાં એક સોટો લઇને ધસ્યો આવ્યો. તેને જોઇ ગાય ને બળદ થર થર કંપવા લાગ્યાં. પરીક્ષિત જે ઝાડને ઓથે ઉભા હતા તેણે બાણ ચ્હડાવી પેલા શૂદ્રને કહ્યું કે આ ગરીબ ગાય બળદ ઉપર જુલમ છોડી દે નિકર હું તને મારી નાખું છઉં. પેલો શૂદ્ર તો બ્હીકથી ઉભો થઇ રહ્યો. રાજાએ બળદને કહ્યું કે હું તારૂં રક્ષણ કરીશ ને તું નિર્ભયપણે મને કહે કે આ તારા ત્રણ પગ કોણે ભાંગી નાખ્યા? બળદે રાજાને કહ્યું કે મહારાજ હું જેનું નામ દઇશ તેથી તમે પણ સંકોચ પામશો ને શાસ્ત્રમાં પણ એનું નામ દેવાની મના છે માટે તમારી બુદ્ધિથી વિચારી જુઓ એટલે જાણશો. પછી રાજાએ

સંકેતથી બ્રહ્મસભામાંથી ઉભો થયો ને સહુ વિસ્મય પામ્યા. અર્જુને ધનુષ્યની પ્રદક્ષિણા કરી પ્રત્યંચા ચડાવી ને પેહેલેજ બાણે મચ્છ વિંધ્યો; અને દ્રૌપદીયે વરમાળ ઘાલી. રાજાઓનું અપમાન થયું તેથી એઓ દ્રુપદને મારવા ઉભા થયા. ભીમે તેને કહ્યું કે લગાર ગભરાશો નહિ ને પછી એક મોટાં વૃક્ષથી સહુને મારવા માંડયા. અર્જુન પણ કૌરવાદિ રાજાના બાણને પોતાનાં બાણથી ઉત્તર આપવા લાગ્યો ને એ રીતે જુદ્ધ ચાલ્યું તેમાં બે ભાઇયોએ સહુને નસાડયા. દ્રુપદને પણ વિચાર પડેલો તેથી તેણે ધૃષ્ટદ્યુમ્નને પાંડવ સંબંધી વર્તમાન જાણવાને મોકલ્યો. એણે ને પુરોહિતે આવી જ્યારે કહ્યું કે તે બ્રાહ્મણ તો પાંડવ છે ત્યારે તે બહુજ પ્રસંન થયો ને પછી કૃષ્ણ તથા વ્યાસના કેહેવાથી દ્રુપદે મહોત્સવ કરી દ્રૌપદી પાંચેને પરણાવી. પછી પાંડવો પ્રગટરૂપે પાંચાળમાં રહ્યા છે એવામાં ધૃતરાષ્ટ્રના મોકલેલા વિદુર તેઓને તેડવા આવ્યા. એણે ધર્મને કહ્યું કે દુર્યોધનનું ફાવ્યું નહીં તેથી તેણે ધૃતરાષ્ટ્રની આજ્ઞા માની છે ને કાકાએ તમને ઇંદ્રપ્રસ્થમાં નવું રાજ સ્થાપવાને તેડયા છે. હસ્તિનાપુરમાં પાંડવોનો ધૃતરાષ્ટ્રે મોટો આદરસત્કાર કર્યો ને કૌરવોએ પણ બ્હારનો સારો વિવેક દાખવ્યો. પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી પાંડવો ઇંદ્રપ્રસ્થમાં ગયા ને યુધિષ્ઠિરે રાજપદ ધારણ કર્યું. અહીં નારદના કેહેવાથી પાંચોએ દ્રૌપદીને માટે બે મહિના ને બાર દિવસના વારા

માં ધર્મદ્રૌપદીનાં એકાંતમાં જવાયું

વરસ વનવાસ જઇ આવ્યો

એણે કૃષ્ણની સાથે જઇ

યક્ષ સાથે યુદ્ધ કરી

પ્યું. અર્જુનની

**પશુપતાકા**, શિવનું બાણ.
**પશુપતિ**, શિવ.
**પાકશાસન**, ઇંદ્ર. (રાક્ષસોનો નાશ કરનાર).
**પાંચજન્ય**, વિષ્ણુ–કૃષ્ણનો શંખ–ચૌદ રત્નમાંનું એક.
**પાંચાલ(ળ)**, પંચાળ.
**પાંચાલી(ળી)**, દ્રૌપદી–પંચાળ દેશની માટે.
**પાટલીપુત્ર**, પટણા–બહાર પ્રાંતની રાજધાની.
**પાણિનિ**, વ્યાકરણ શાસ્ત્રના કર્તા–મુનિ.
**પાંડવ**, પાંડુના પાંચ પુત્ર–યુધિષ્ઠિર અથવા ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ. એઓની ઉત્પત્તિ વિષે (પાંડુ તથા કુંતીની કથા જોવી.) પાંડુનાં મરણ પછી પાંડવો પોતાના કાકા ધૃતરાષ્ટ્ર તથા પિતામહ ભીષ્મની સંભાળમાં ઉછર્યા. એ બે વૃદ્ધે પાંડવ કૌરવને સાથે જનોઇ દીધાં ને પછી ભણાવવાને કૃપાચાર્યને સોંપ્યા. પિત્રાઇયો સાથે રમે તેમાં પાંડવો વધારે ચંચળ દેખાતા. એકવાર રમતમાં ભીમે દુર્યોધનને બહુ માર્યો હતો તેથી એણે ને શકુનિયે તેને મારી નાખવાનો વિચાર કીધો, કે એ મરે તો પછી ચારનો કંઇ ભાર નથી. પછી જળક્રીડાને બહાને દુર્યોધન ભીમને ગંગા તીરે લઇ ગયો ને ત્યાં સહુએ ભોજન કર્યું તેમાં ભીમને વિષના મોદિક ખવાડ્યા. રાત્રે ભીમ જેને પ્રમાણ કોટડીમાં એકાંત સુવાડ્યો હતો તેને દુર્યોધન કર્ણ શકુનિ દુઃશાસન એ ચારે જણે કચડીને એક શીલા સાથે બાંધ્યો ને ગંગામાં નાખી દીધો. પછી એનું વિષ ઉતર્યું હતું ને વાસુકીયે આદરસત્કાર કર્યો હતો. પછી પાંડવ કૌરવે દ્રોણ પાસે અસ્ત્રશસ્ત્રનો અભ્યાસ કર્યો ને પરીક્ષા આપી તેમાં પાંડવ બહાર પડતા દેખાયા. જ્યારે દ્રોણે અર્જુન પાસે ગુરુદક્ષણામાં દ્રુપદને બાંધી

કૃષ્ણનું ધ્યાન ધર્યું એટલે જ્ઞાનથી જાણ્યું કે આ શૂદ્ર છે તે કળજુગ છે ને એણે આ ધર્મરૂપ બળદના તપ ક્ષમા ને દયા રૂપી ત્રણ પગ અહંકાર, પરસ્ત્રીગમન ને મદ્યપાને કરીને ભાંગી નાખ્યા છે, ને આ પૃથ્વિરૂપ ગાયના ઉપર એણે અધર્મ ચલાવ્યો તેથી તે નબળી પડી ગઇ છે. રાજાએ કળજુગને ખડ્ગથી મારવા માડયો. કળીએ કરગરી કહ્યું કે મહારાજ બ્રહ્માનું કરેલું મિથ્યા થનાર નથી ને મારામાં બધા અવગુણ છે પણ ત્રણે યુગ કરતાં એક ગુણ મોટો છે તે એ કે તેઓનાં રાજમાં હજારો વર્ષ લગી તપ કરે ત્યારે જનની ઇચ્છા પૂર્ણ થતી ને મારા રાજમાં કોઇ એક ક્ષણે નારાયણનું સ્મરણ કરશે કે તેની ઇચ્છા પૂર્ણ થશે. પછી રાજા પ્રસન્ન થયો ને કળીને આજ્ઞા કરી કે જ્યાં જુગું રમાતું હોય, જ્યાં મદિરા વેચાતી પીવાતી હોય, જ્યાં વેશ્યા રેહેતી હોય ને જ્યાં જીવહિંસા થતી હોય ત્યાં તારો વાસ કર. કળીએ કહ્યું કે એટલામાં મારા પરિવારનો સમાસ નહીં થાય ત્યારે રાજાએ કહ્યું કે સુવર્ણમાં ને કંજુસ માણસ જે દાન ધર્મ ન કરતો હોય તેનામાં પણ રેહેજે. કળીએ વિચાર્યું કે હમણાં તો જવું પણ રાજાનું મન ધર્મ ઉપરથી ઉઠે તેવો અવસર સાધવો. પછી રાજાને નમન કરી કળી જતો રહ્યો ને રાજાના કહ્યા પ્રમાણે તેણે પાંચ જગોએ પોતાનો વાસ કર્યો. એક દિવસ રાજા મૃગયાને વનમાં ગયા ત્યાં એઓએ કેટલાંક હરણને માર્યાં પણ એક ઘાયલ થયલાં હરણની પાછળ દોડતાં મધ્યાહ્ન થયા એટલે રાજાને પાણીની બહુ તરસ લાગી ને ખોળ કરત [illegible] ટી નજરે પડી તેથી તેણે ત્યાં જઇ [illegible] તા તેને કહ્યું કે હું અભિમન્યુને [illegible] રસથી

પીડાઉં છઉં માટે મને દયા કરીને પાણી પાઓ. ઋષિએ રાજાને કંઈ ઉત્તર ન આપ્યો. એ વેળા રાજાએ જીવહિંસા કરેલી તે કારણથી કળીએ તેનામાં પ્રવેશ કર્યો ને રાજાએ ક્રોધમાં એક મુવેલો સર્પ ભિંડી ઋષિની કોટે ઘાલ્યો. મંદિરે જઇ પોતાનો મુગટ ઉતાર્યો એટલે રાજાને જ્ઞાન આવ્યું કે સુવર્ણમાં કળજુગ છે ને મેં સુવર્ણમુગટ પેહેર્યો તેથી જીવહિંસા કરી ને ઋષિના ગળામાં મુવેલો સર્પ ઘાલ્યો; હવે હું સમજ્યો કે કળીએ ખરેખરૂં પોતાનું વેર લીધું. ભિંડી ઋષિની કોટમાં સર્પ હતો તે બિજા ઋષિ પુત્રોએ દીઠો તેથી તેઓએ કૌશિક નદીને તીરે એ ઋષિના પુત્ર શૃંગીઋષિ રમતા હતા તેને સર્વ વાત કહી. શૃંગીએ સાંભળતાંવારને શાપ દીધો કે આજથી સાતમે દિવસે મારા પિતાની કોટમાં સર્પ ઘાલનારને તક્ષક નાગ કરડશે ને તે મરણ પામશે. પછી તે પિતા પાસે આવ્યા ને તેની કોટેથી સર્પ કહાડી તે મરણ પામ્યા એમ જાણી રુદન કરવા માંડ્યું. ગોંઘાટથી ભિંડી ઋષિ જાગૃત થયા. શૃંગીએ બનેલી વાત પિતા આગળ કરી ત્યારે ઋષિએ પોતાના પુત્રને પરીક્ષિત જેવા ધર્મી રાજાને શાપ દીધો માટે ઘણો ઠપકો આપ્યો ને રાજાને પોતાના શિષ્યો જોડે કહાવ્યું કે મારાથી પાણી ન પવાયું તેથી ઘણો પસ્તાઉં છઉં ને તમને મારા નાદાન છોકરાએ આજથી સાતમે દિવસે તક્ષક નાગ કરડવાથી મરણ થવાનો શાપ દીધો છે એથી હું ઘણો ખેદ પામ્યો છઉં; માટે તમારે દાન ધર્માદિ મુક્તિનું સાધન કરવું હોય તે કરવું. પરીક્ષિતે એ શિષ્યો જોડે ઋષિને નમસ્કાર કહાવી કેહેવડાવ્યું કે મારો અપરાધ ક્ષમા કરજો. પછી રાજાએ બ્રાહ્મણોને દાન કર્યાં ને પોતાના પુત્ર જનમેજયને રાજ્ય સ્વા-

કૃષ્ણનું ધ્યાન ધર્યું એટલે જ્ઞાનથી જાણ્યું કે આ શૂદ્ર છે તે કળજુગ છે ને એણે આ ધર્મરૂપ બળદના તપ ક્ષમા ને દયા રૂપી ત્રણ પગ અહંકાર, પરસ્ત્રીગમન ને મદ્યપાને કરીને ભાંગી નાખ્યા છે, ને આ પૃથ્વિરૂપ ગાયના ઉપર એણે અધર્મ ચલાવ્યો તેથી તે નબળી પડી ગઇ છે. રાજાએ કળજુગને ખડ્ગથી મારવા માડયો. કળીએ કરગરી કહ્યું કે મહારાજ બ્રહ્માનું કરેલું મિથ્યા થનાર નથી ને મારામાં બધા અવગુણ છે પણ ત્રણે યુગ કરતાં એક ગુણ મોટો છે તે એ કે તેઓનાં રાજમાં હજારો વર્ષ લગી તપ કરે ત્યારે જનની ઇચ્છા પૂર્ણ થતી ને મારા રાજમાં કોઇ એક ક્ષણે નારાયણનું સ્મરણ કરશે કે તેની ઇચ્છા પૂર્ણ થશે. પછી રાજા પ્રસન્ન થયો ને કળીને આજ્ઞા કરી કે જ્યાં જુવું રમાતું હોય, જ્યાં મદિરા વેચાતી પીવાતી હોય, જ્યાં વેશ્યા રેહેતી હોય ને જ્યાં જીવહિંસા થતી હોય ત્યાં તારો વાસ કર. કળીએ કહ્યું કે એટલામાં મારા પરિવારનો સમાસ નહીં થાય ત્યારે રાજાએ કહ્યું કે સુવર્ણમાં ને કંજુસ માણસ જે દાન ધર્મ ન કરતો હોય તેનામાં પણ રેહેજે. કળીએ વિચાર્યું કે હમણાં તો જવું પણ રાજાનું મન ધર્મ ઉપરથી ઉઠે તેવો અવસર સાધવો. પછી રાજાને નમન કરી કળી જતો રહ્યો ને રાજાના કહ્યા પ્રમાણે તેણે પાંચ જગોએ પોતાનો વાસ કર્યો. એક દિવસ રાજા મૃગયાને વનમાં ગયા ત્યાં એઓએ કેટલાંક હરણને માર્યાં પણ એક ઘાયલ થયલાં હરણની પાછળ દોડતાં મધ્યાહ્ન થયા એટલે રાજાને પાણીની બહુ તરસ લાગી ને ખોળ કરતાં શિંડી ઋષિની પર્ણકુટી નજરે પડી તેથી તેણે ત્યાં જઇ ઋષિ ધ્યાનમાં બેઠા હતા તેને કહ્યું કે હું અભિમન્યુનો પુત્ર પરીક્ષિત રાજા બહુ તરસથી

પીડાઉં છઉં માટે મને દયા કરીને પાણી પાઓ. ઋષિએ રાજાને કંઈ ઉત્તર ન આપ્યો. એ વેળા રાજાએ જીવહિંસા કરેલી તે કારણથી કળીએ તેનામાં પ્રવેશ કર્યો ને રાજાએ ક્રોધમાં એક મુવેલો સર્પ લિંડી ઋષિની કોટે ઘાલ્યો. મંદિરે જઇ પોતાનો મુગટ ઉતાર્યો એટલે રાજાને જ્ઞાન આવ્યું કે સુવર્ણમાં કળજુગ છે ને મેં સુવર્ણમુગટ પેહેર્યો તેથી જીવહિંસા કરી ને ઋષિના ગળામાં મુવેલો સર્પ ઘાલ્યો; હવે હું સમજ્યો કે કળીએ ખરેખરૂં પોતાનું વેર લીધું. લિંડી ઋષિની કોટમાં સર્પ હતો તે બિજા ઋષિ પુત્રોએ દીઠો તેથી તેઓએ કૌશિક નદીને તીરે એ ઋષિના પુત્ર શૃંગીઋષિ રમતા હતા તેને સર્વ વાત કહી.શૃંગીએ સાંભળતાંવારને શાપ દીધો કે આજથી સાતમે દિવસે મારા પિતાની કોટમાં સર્પ ઘાલનારને તક્ષક નાગ કરડશે ને તે મરણ પામશે. પછી તે પિતા પાસે આવ્યા ને તેની કોટેથી સર્પ ક્હાડી તે મરણ પામ્યા એમ જાણી રુદન કરવા માંડ્યું. ગોંધાટથી લિંડી ઋષિ જાગૃત થયા. શૃંગીએ બનેલી વાત પિતા આગળ કરી ત્યારે ઋષિએ પોતાના પુત્રને પરીક્ષિત જેવા ધર્મી રાજાને શાપ દીધો માટે ઘણો ઠપકો આપ્યો ને રાજાને પોતાના શિષ્યો જોડે કહાવ્યું કે મારાથી પાણી ન પવાયું તેથી ઘણો પસ્તાઉં છઉં ને તમને મારા નાદાન છોકરાએ આજથી સાતમે દિવસે તક્ષક નાગ કરડવાથી મરણ થવાનો શાપ દીધો છે એથી હું ઘણો ખેદ પામ્યો છઉં; માટે તમારે દાન ધર્માદિ મુક્તિનું સાધન કરવું હોય તે કરવું. પરીક્ષિતે એ શિષ્યો જોડે ઋષિને નમસ્કાર કહાવી કેહેવડાવ્યું કે મારો અપરાધ ક્ષમા કરજો. પછી રાજાએ બ્રાહ્મણોને દાન કર્યાં ને પોતાના પુત્ર જનમેજયને રાજ્ય સ્થા-

ધીન કર્યું ને પોતે વસ્ત્ર સણગાર ઉતારી લંગોટી મારી હરદ્વાર જઇ ગંગાને તટે બેઠા. રાજાને શાપ થયાની ને તેના ગંગા કિનારે ગયાની વાત સાંભળી મોટ મોટા ઋષિઓ હરદ્વાર આવ્યા. એઓને રાજાએ પગે લાગી પ્રશ્ન કર્યો કે મારી મુક્તિ થાય એવો ઉપાય દેખાડો. કેટલાકે દાન યજ્ઞાદિક કરવાનું કહ્યું પણ રાજાની નજરમાં ન આવ્યું. એવામાં નારદ શુકદેવજીને તેડી ત્યાં આવી પોંહોચ્યા ને સર્વ ઋષિયે તેમને ઘણું માન આપ્યું. રાજાએ પણ શુકની પુજા કરી ચરણોદક પીધું. પછી શુકદેવે એને સાત દિવસમાં ભાગવત સંભળાવ્યું ને સમય ઉપર નારાયણનું ધ્યાન ધરવાની આજ્ઞા આપી. પરીક્ષિત આંખ મીચી ધ્યાનમાં છે એવામાં તક્ષક નાગ ( જે ફુલમાં કીડારૂપે ભરાઇને બેઠો હતો તે) બ્રાહ્મણો રાજાને સારૂ ફુલ લઇ ગયા તેમાં ત્યાં ગયો ને પરીક્ષિતને કરડયો જેથી રાજા ભસ્મ થયા ને મુક્તિ પામ્યા.

**પર્વત,** ઋષિ-નારદનો મામો. એ બે મિત્ર પણ હતા. એક સમે એ બે સૃંજય રાજાને ત્યાં જઇ પ્હોંચ્યા. અહીં પર્વત તેની કન્યાનું રૂપ જોઈ લલચાયો પણ બોલતાં સંકોચાયો. એ જાણી નારદે રાજાને કહ્યું કે મને તમારી કન્યા પરણાવો. રાજાએ કન્યા પરણાવી પણ એ વાત પર્વતે જ્યારે જાણી ત્યારે એણે નારદને શાપ દીધો ને નારદે પાછો તેને શાપ દીધો જેથી બંધેનાં મુખ વાનર જેવાં થયાં હતાં.

**પવન,** વાયુ.

**પવનરેખા,** ઉગ્રસેનની સ્ત્રી. એ સાહેલીઓ સાથે વનવિહાર કરતી હતી, એટલામાં એક ઝાડીમાં તેઓથી જુદી પડી જઇ ભુલી પડી. અહીં દ્રુમલિક નામે રાક્ષસે ઉગ્રસેનનું રૂપ ધરી તેના ઉપર બળાત્કાર કર્યો હતો ને એથી જે ગર્ભ રહ્યો તેનો કંસ અવતર્યો હતો.

**પશુપતાકા,** શિવનું બાણ.
**પશુપતિ,** શિવ.
**પાકશાસન,** ઇંદ્ર. (રાક્ષસોનો નાશ કરનાર).
**પાંચજન્ય,** વિષ્ણુ-કૃષ્ણનો શંખ-ચૌદ રત્નમાંનું એક.
**પાંચાલ(ળ),** પંચાળ.
**પાંચાલી(ળી),** દ્રૌપદી-પંચાળ દેશની માટે.
**પાટલીપુત્ર,** પટણા-બહાર પ્રાંતની રાજધાની.
**પાણિનિ,** વ્યાકરણ શાસ્ત્રના કર્તા-મુનિ.
**પાંડવ,** પાંડુના પાંચ પુત્ર-યુધિષ્ઠિર અથવા ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ. એઓની ઉત્પત્તિ વિષે (પાંડુ તથા કુંતીની કથા જોવી.) પાંડુનાં મરણ પછી પાંડવો પોતાના કાકા ધૃતરાષ્ટ્ર તથા પિતામહ ભીષ્મની સંભાળમાં ઉછર્યા. એ બે વૃદ્ધે પાંડવ કૌરવને સાથે જનોઇ દીધાં ને પછી ભણાવવાને કૃપાચાર્યને સોંપ્યા. પિત્રાઇઓ સાથે રમે તેમાં પાંડવો વધારે ચંચળ દેખાતા. એકવાર રમતમાં ભીમે દુર્યોધનને બહુ માર્યો હતો તેથી એણે ને શકુનિયે તેને મારી નાખવાનો વિચાર કીધો, કે એ મરે તો પછી ચારના કંઇ ભાર નથી. પછી જળક્રીડાને બહાને દુર્યોધન ભીમને ગંગા તીરે લઇ ગયો ને ત્યાં સહુએ ભોજન કર્યું તેમાં ભીમને વિષના મોદિક ખવાડ્યા. રાત્રે ભીમ જેને પ્રમાણ કોટડીમાં એકાંત સુવાડ્યો હતો તેને દુર્યોધન કર્ણ શકુનિ દુઃશાસન એ ચારે જણે કચડીને એક શીલા સાથે બાંધ્યો ને ગંગામાં નાખી દીધો. પછી એનું વિષ ઉતર્યું હતું ને વાસુકીયે આદરસત્કાર કર્યો હતો. પછી પાંડવ કૌરવે દ્રોણ પાસે અસ્ત્રશસ્ત્રનો અભ્યાસ કર્યો ને પરીક્ષા આપી તેમાં પાંડવ બહાર પડતા દેખાયા. જ્યારે દ્રોણે અર્જુન પાસે ગુરુદક્ષિણામાં દ્રુપદને બાંધી

આણવાનું માગ્યું ત્યારે અર્જુને તે રાજા સાથે યુદ્ધ કરી તેને બાંધી આણ્યો હતો. કૌરવો પાંડવ આગળ ઝાંખા પડેથી બળીજતા તેથી તેઓએ પ્રધાનને હાથમાં લઇ ધૃતરાષ્ટ્રના કાન ભંભેર્યા ને એણે પાંડવોને બોલાવી કહ્યું કે તમે ને કુંતિ, થોડા દિવસ વારણાવતમાં જઇ રહો—ત્યાં પણ આપણું જ રાજ છે. પછી પાંડવો વારણાવતમાં (જુના પ્રયાગમાં) દુર્યોધને જે લાક્ષાગૃહ બંધાવી મુકયું હતું ત્યાં જઇ રહ્યા. પાંડવ વારણાવત જવા નિકળ્યા તે વેળા વિદુરે ધર્મને બર્બર નામની સંકેત ભાષામાં જણાવ્યું હતું કે દુર્યોધન લાક્ષાગૃહને બાળી મુકાવવાનો છે માટે સાવધ રેહેજો ને મેં તમારેમાટે એક છુપી સણંગ ખોદાવી રાખી છે તેમાંથી નિકળી જજો. વારણાવતમાં પાંડવ નિત્ય દિવસે મૃગયા રમે ને રાત્રે હરિકીર્તન કરે. એક દિવસે પાંડવોએ બ્રાહ્મણોને જમાડયા હતા ને એક સ્ત્રી તથા તેના પાંચ પુત્ર અભ્યાગત થઇ આવ્યા હતા તેપણ ત્યાં જમીને એક ઓરડામાં સુતા હતા. એ પ્રસંગનો લાભ લઇ ભીમ જે રાતે જાગતો સુતો હતો. તેણે મા તથા ભાઇયોને સણંગમાં મોકલી દઇ પોતે ઘર સળગાવી પુરોચન યવન જે પાંડવોને બાળી મુકવાનો હતો તેને બાળી પોતે તરત સણંગમાં પેઠો ને દ્વાર બંધ કરી દીધું—એ રીતે લાક્ષાગૃહ બળી ગયું ને તેમાં પુરોચન તથા પેલાં ૬ અભ્યાગત બળી મુઆં. ભીમે ચાર ભાઇ તથા માતાને ખાંધપર બેસાડી દક્ષિણ દિશાનો પંથ લીધો ને ભાગીરથીને તીરે આવ્યો. અહીં નૌકા કે મનુષ્ય કોઇ મળે નહીં. થોડી વારમાં વિદુરનો મોકલેલો માછી હોડી લઇને આવ્યો ને એણે ૬ જણને નદી પાર ઉતાર્યાં. વનમાં હેડંબ રાક્ષસે પાંડવ ઉપર દોડ કરી પણ ભીમે

તેને માર્યો ને તેની બેન હેડંબા સાથે લગન કર્યાં. અહીં ઘટોત્કચ ઉત્પન્ન થયો. એ હેડંબ વનમાં એક વર્ષ રહી તેઓએ આગળ ચાલી એકચક્રા નગર આવ્યું ત્યાં એક બ્રાહ્મણને ઘેર ઉતારો રાખ્યો ને અહીં તેઓ ભિક્ષા માગી આવી જેમ તેમ નિર્વાહ કરતા. જ્યારે બકરાક્ષસને ભોગ આપવાનો તે બ્રાહ્મણના ઘરનો વારો આવ્યો ત્યારે તે પોતાના ઘરના પુરૂષોમાંથી કોણ જાય તે વિષે કુંતીને વિચાર પુછ્યો, ત્યારે કુંતીએ તેને કહ્યું કે તારી વતીનો મારો બીજો પુત્ર જશે, તું ચીંતા ન કર. પછી ભીમે અરણ્યમાં જઇ બકરાક્ષસ સાથે યુદ્ધ કરી તેને માર્યો ને નગરના રાજાએ ભીમ બ્રાહ્મણનું બહુ સન્માન કર્યું. થોડા દિવસ પછી પાંડવો તે નગર છોડી આગળ ચાલ્યા. વાટમાં તેઓને ચિત્રરથ ગંધર્વે અટકાવ્યા. અર્જુને પોતાના હાથમાંની મસાલ અગ્નેયસ્ત્ર મંત્ર ભણી તેના ઉપર ફેંકી એટલે તેણે ને તેના પરિવારે બળવા માંડયું. પછી ગંધર્વ નમ્યો ને પાંડવોનો મિત્ર થઇ રહ્યો. આગળ ચાલતાં વેદવ્યાસ મળ્યા તેણે પાંડવોને સ્વયંવરમાં જઈ કાર્ય સાધવાનું કહ્યું. પાંડવો બ્રાહ્મણને વેષે હતા તેથી તેઓ સ્વયંવરમાં ક્ષત્રીમંડળમાં નહિ પણ બ્રહ્મમંડળમાં બેઠા હતા. સભા ભરાઈ એટલે દ્રૌપદી આવી ને ધૃષ્ટદ્યુમ્નની પાસે બેઠી. એ મોટે સ્વરે બોલ્યો કે જે કોઇ આ ધનુષ્યથી આ ચક્ર ભેદીને આ મચ્છનું નયન વિંધશે તેને દ્રૌપદી પ્રાપ્ત થશે. રાજાઓ તો સડક થઇ ગયા. કર્ણે ધનુષ્ય ઉઠાવ્યું તે જોઇ દ્રૌપદી બોલી કે કદાપી એ વિંધશે તોપણ સૂતપુત્ર છે, માટે હું સર્વથા તેની સાથે પરણનાર નથી.–એ વચનથી કર્ણ જંખવાઇ પોતાને આસને બેઠો. પછી અર્જુન જે વલ્કલવેષ્ટિત ને જટાધારી હતો તે કૃષ્ણના

સંકેતથી બ્રહ્મસભામાંથી ઉભો થયો ને સહુ વિસ્મય પામ્યા. અર્જુને ધનુષ્યની પ્રદક્ષિણા કરી પ્રત્યંચા ચડાવી ને પેહેલેજ બાણે મચ્છ વિંધ્યો; અને દ્રૌપદીયે વરમાળ ઘાલી. રાજાઓનું અપમાન થયું તેથી એઓ દ્રુપદને મારવા ઉભા થયા. ભીમે તેને કહ્યું કે લગાર ગભરાશો નહિ ને પછી એક મોટાં વૃક્ષથી સહુને મારવા માંડયા. અર્જુન પણ કૌરવાદિ રાજાના બાણને પોતાનાં બાણથી ઉત્તર આપવા લાગ્યો ને એ રીતે જુદ્ધ ચાલ્યું તેમાં બે ભાઇયોએ સહુને નસાડયા. દ્રુપદને પણ વિચાર પડેલો તેથી તેણે ધૃષ્ટદ્યુમ્નને પાંડવ સંબંધી વર્તમાન જાણવાને મોકલ્યો. એણે ને પુરોહિતે આવી જ્યારે કહ્યું કે તે બ્રાહ્મણ તો પાંડવ છે ત્યારે તે બહુજ પ્રસંન થયો ને પછી કૃષ્ણ તથા વ્યાસના કેહેવાથી દ્રુપદે મહોત્સવ કરી દ્રૌપદી પાંચેને પરણાવી. પછી પાંડવો પ્રગટરૂપે પાંચાળમાં રહ્યા છે એવામાં ધૃતરાષ્ટ્રના મોકલેલા વિદુર તેઓને તેડવા આવ્યા. એણે ધર્મને કહ્યું કે દુર્યોધનનું ફાવ્યું નહીં તેથી તેણે ધૃતરાષ્ટ્રની આજ્ઞા માની છે ને કાકાએ તમને ઇંદ્રપ્રસ્થમાં નવું રાજ સ્થાપવાને તેડયા છે. હસ્તિનાપુરમાં પાંડવોનો ધૃતરાષ્ટ્રે મોટો આદરસત્કાર કર્યો ને કૌરવોએ પણ બ્હારનો સારો વિવેક દાખવ્યો. પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી પાંડવો ઇંદ્રપ્રસ્થમાં ગયા ને યુધિષ્ઠિરે રાજપદ ધારણ કર્યું. અહીં નારદના કેહેવાથી પાંડવોએ દ્રૌપદીને માટે બે મહિના ને બાર દિવસના વારા બાંધ્યા. અર્જુનથી ભૂલમાં ધર્મદ્રૌપદીનાં એકાંતમાં જવાયું તેથી તે પ્રતિજ્ઞાપૂર્વક બાર વરસ વનવાસ જઇ આવ્યો ને સુભદ્રા હરિ લાવ્યો. વળી એણે કૃષ્ણની સાથે જઇ ઇંદ્રના મોકલેલા દૈત્ય ગંધર્વ રાક્ષસ યક્ષ સાથે યુદ્ધ કરી અગ્નિને ખાંડવવન ભક્ષ કરવા આપ્યું. ( અર્જુનની કથા જોવી ).

કૃષ્ણના કહ્યાથી શીલ્પશાસ્ત્રી મયાસુરે એક અનુપમ સભામંડપ ધર્મને ભેટ કીધું. એ જોવાને ઋષિ રાજા એકઠા થયા. નારદ આવ્યા તેને ધર્મે સિંહાસને બેસાડી પુજ્યા ને તેણે રાજનીતિ તથા ધર્મજ્ઞાનનું જે વ્યાખ્યાન કર્યું તે ધર્માદિકે સાંભળ્યું. કેટલાક દિવસ પછી નારદે પાછાં આવી ધર્મને કહ્યું કે તમારા પિતા પાંડુએ તમને કહેવડાવ્યું છે કે રાજસૂયજ્ઞ કરશો તો હું હરિશ્ચંદ્રની પેરે ઇંદ્રની પાસે બેસીશ. એ ઉપરથી ધર્મે તે યજ્ઞ કરવાનો વિચાર કર્યો ને કૃષ્ણને તેડાવ્યા. પછી કૃષ્ણ, અર્જુન ને ભીમ સ્નાતકને વેષે જરાસંધને ત્યાં ગયા ને ભીમે તેની સાથે યુદ્ધ કરી તેને માર્યો ને તેના કેદ કરેલા રાજાઓને છોડવી એઓને યજ્ઞમાં આવવાનું કહ્યું. પછી અર્જુન ઉત્તર દિશાના રાજાઓને જીતી પુષ્કળ દ્રવ્ય તથા સામગ્રી લઇ આવ્યો; તેમ ભીમ પૂર્વદિશાથી, સહદેવ દક્ષિણ દિશાથી ને નકુળ પશ્ચિમ દિશાથી દ્રવ્ય લઇ આવ્યા. પછી ધર્મે અનેક રાજાઓને તેડી, અસંખ્ય બ્રાહ્મણોને ભોજન કરાવી, દક્ષણા આપી, ત્રણ વર્ષ યજ્ઞ સમાપ્ત કર્યો. યજ્ઞને અંતે રાજાઓને વિદાય કરતી વેળા ધર્મે પ્રથમ કૃષ્ણનું પુજન કર્યું તે ઉપરથી શિશુપાળ ક્રોધે ભરાયો ને એણે કૃષ્ણને ગાળો દેવા માંડી. કૃષ્ણે ૯૯ તો સાંખી પણ જ્યારે સોમી સાંભળી ત્યારે તેણે સુદર્શન ચક્રે તેનું શિર ઉડાવ્યું. પછી સર્વ રાજાઓ ભેટ લઇ વિદાય થયા પણ કૌરવો મયનું રચેલું સભામંડપ જોવા રહ્યા. એ મંડપ જોતાં દુર્યોધને કાચ હતા ત્યાં પાણી કહ્યું ને પાણી હતું ત્યાં તે ભૂમિ કહી ચાલ્યો તેથી તેનાં વસ્ત્ર પલળ્યાં. એ મૂર્ખાઇ ઉપર દ્રૌપદીએ હાસ્ય કર્યું ને એથી દુર્યોધન છેકજ લજ્જિત થયો. પછી નકુળ સહદેવ તેનો હાથ ઝાલી આગળ સંધું દેખાડે

છે એટલે ભીમ બોલી ઉઠયો કે ધાર્તરાષ્ટ્ર (અંધપુત્ર) આમ ચાલે. એ મેણાંથી દુર્યોધનને બહુ લાગ્યું પણ તે સહન કરી વિવેકથી ધર્મની આજ્ઞા લઇ ધર્મની આપેલી ભેટ સાથે પાછો હસ્તિનાપુર ગયો. અહીં આવી એણે શકુનીના વિચારથી ધર્મને દ્યૂત રમાડવાનો વિચાર કર્યો, ને પછી શકુનીએ ધૃતરાષ્ટ્રને સમજાવ્યો, ને એણે એક મહોત્સવને બાને પાંડવને હસ્તિનાપુર તેડાવ્યા. પાંડવો કુંતા દ્રૌપદી સાથે હસ્તિનાપુર આવ્યા. એક દિવસ સભા ભરાઇને બેઠી છે, એવામાં શકુની બોલ્યો કે કંઈ દ્યૂત રમીયે ને ધર્મરાજ એમાં કુશળ છે માટે કંઇ હોડ કરીને રમીયે. પછી રમ્યા તેમાં ધર્મ શકુનીના કપટથી હારવા માંડયું ને સમૃદ્ધિ ખોવા માંડી. તે એટલે લગી કે અંતે તેને હોડમાં દ્રૌપદીને પણ આપી દેવી પડી. દુઃશાસન દ્રૌપદીને ચોટલો સાહી સભામાં લાવ્યો ત્યારે ભીષ્મ દ્રોણ વિદુરાદિયે નીચું જોયું પણ દુર્જન કૌરવ બહુ હરખાયા. કર્ણે દ્રૌપદીને કહ્યું કે દુર્યોધનના અંકપર બેસ ને પાંડવની આશા મુકી રાજવિલાસ ભોગવ. એ વેળા ભીમે ગદા ફેરવી પણ ધર્મના આગ્રહથી તેણે પોતાનો ક્રોધ સમાવ્યો. દુઃશાસને તેનાં વસ્ત્ર ઉતારવા માંડયાં પણ જેમ જેમ તે વસ્ત્ર ઉતારે તેમ તેમ નવું વસ્ત્ર દેખાતું જાય—અંતે તેણે શાપના ભયથી વસ્ત્ર ઉતારવાં બંધ રાખ્યાં. પછી ધૃતરાષ્ટ્રે પાંડવ દ્રૌપદીને પાસે બોલાવ્યાં ને કહ્યું કે દુષ્ટ દુર્યોધને તમને બહુ દુઃખ દીધું છે તે કંઇ મનમાં ન આણશો—ઓ ધર્મ હું ચક્ષુહીન છઊં તું મારી સંભાળ લેજે—દ્રૌપદીને કહ્યું કે કંઇ વર માગ ત્યારે એણે માગ્યું કે પાંડવ છતાયા પણ દાસ ન કેહેવાય ને શસ્ત્ર વનાના ન રેહે. પછી ધૃતરાષ્ટ્રે પ્રસન્ન થઇ પાંડવનું હારેલું સર્વ પાછું અપાવ્યું. થોડા દિવસ

પછી દુર્યોધન શકુનીયે ધર્મને ફરીથી દ્યૂત રમવાનું કહ્યું ને બાર વરસ વનવાસ તથા એક વરસ ગુપ્ત રેહેવાની હોડ કરી. ધર્મ હાર્યા ને પ્રતિજ્ઞાપૂર્વક પાંડવ તથા દ્રૌપદી વનવાસ કરવા નિકળ્યાં. એ વનવાસમાં તેઓની સાથે હજારો ઋષિ પણ હતા.

પાંડવોએ બાર વરસ વનમાં કહાડયાં તેમાં આ પ્રમાણે જાણવા જોગ પ્રસંગો છે. ધર્મે સૂર્યની તપશ્ચર્યા કરી ને એણે એક અક્ષયપાત્ર આપ્યું જેવડે સેંકડો જનને ષડરસ ભોજન મળતું. દુર્યોધનના કેહેવાથી દુર્વાસા પાંડવને શાપ દેવાને આવ્યા હતા, પણ અક્ષયપાત્રથી તે સંતોખાયા હતા, ને ઉલટો તેણે દુર્યોધનને શાપ દીધો હતો. વ્યાસે આવી કહ્યું તેઉપરથી અર્જુને તીર્થાટન કરી શિવ સાથે યુદ્ધ કરી એની પાસથી વર પ્રાપ્ત કર્યો હતો ને પછી ઇન્દ્રના બોલાવ્યા ઉપરથી તે સ્વર્ગમાં જઇ ત્યાં પાંચ વર્ષ રહ્યો હતો ને નાના પ્રકારની અસ્ત્રશસ્ત્ર વિદ્યા તેણે પ્રાપ્ત કરી હતી ઇ૦. (અર્જુનની કથા જોવી.) ભીમે કિર્મીર ને જટાસુર એ રાક્ષસોને માર્યા. પાંચ વર્ષ માત્ર અર્જુન ભાઇયોથી જુદો હતો પણ બીજા ચાર ભાઇયો સાથેજ હતા. પાંડવો સર્વ ઋષિના સંગાતમાં તીર્થાટન કરતા ને તીર્થમહિમાનાં આખ્યાનો સાંભળતા—એઓએ રામ—નળ—હરિશ્ચન્દ્ર—અષ્ટાવક્ર—યાજ્ઞવલ્કય—સાવિત્રી આદિકનાં ચરિત્રો સાંભળ્યાં. એઓ પાછા અદ્વૈત વનમાં આવીને રહ્યા હતા એવામાં દુર્યોધનને ગંધર્વ લઇ ગયો છે એ વાત એઓએ સાંભળીને પછી તેને છોડવી આણ્યો હતો. (અર્જુનની કથા જોવી.) એક દિવસ પાંડવો મૃગયા ગયા હતા ને દ્રૌપદી આશ્રમ-

માં એકલી હતી. એવું બન્યું કે જયદ્રથ જે તે વાટે જતો હતો તેણે દ્રૌપદીને રથમાં બેસાડી લઇ જવા માંડી, પણ એ વાતની પાંડવોને જાણ થયેથી અર્જુન ભીમ તેની પછવાડે દોડયા ને તેના સેનને મારી ભીમે તેને ધર્મ પાસે બાંધી આણ્યો, પણ પછી એણે તેને શિખામણ દઇ પોતાને દેશ જવા દીધો. એક દિવસે એક ઋષિ પાંડવને કેહેવા આવ્યો કે મારાં અરણીપાત્ર એક મૃગ લઇ ગયો છે માટે મને તે અપાવો. એ ઉપરથી તે નિકળ્યા પણ મૃગ હાથ ન લાગ્યો ને ધર્મને તૃષા લાગી. પછી નકુળ એક સરોવર આગળ ગયો તો ત્યાં વૃક્ષ ઉપરથી એક યક્ષ બોલ્યો કે મારા પ્રશ્નના ઉત્તર દીધા વગર પાણી લઇશ તો તું મરીશ. નકુળે તે ન માન્યું ને તે મરણ પામ્યો. સહદેવ, અર્જુન ને ભીમની પણ તેજ દશા થઈ. પછી ધર્મે તે યક્ષના પ્રશ્નના ઉત્તર દીધા ને તે યક્ષે (યમે) પોતાના પુત્ર ધર્મના ઉપર પ્રસન્ન થઇ મરણ પામેલા ચારે ભાઇઓને જીવતા કર્યા, પેલા બ્રાહ્મણનાં અરણીપાત્ર પાછાં આપ્યાં ને જય થાશે એવો વર આપ્યો. પછી પાંડવોને દ્યૂતની હોડ પ્રમાણે તેરમે વરસે ગુપ્ત રેહેવાનું હતું તેથી તેઓએ સહુ ઋષિમંડળીને વિદાય કરીને પોતે દ્રૌપદીસહિત વેષ બદલી એકલા વનમાં ચાલતા થયા.

અદ્વૈત વન છોડી આગળ ચાલતાં પાંડવોએ વિરાટ રાજાને [illegible] ામ રાખી ગુપ્ત રેહેવાનો વિચાર કર્યો [illegible] નગરી ભણી વળ્યા. નગરની બાહાર સ્મશ[illegible] તે ઉપર તેઓએ પોતા[illegible] ખાં કરી લઇ-

કાવ્યાં ને પછી એકેક જણે નગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ યુધિષ્ઠિરે કાખમાં અક્ષ–પાસાનું પોટલું રાખી વિરાટને જઇ આશીર્વાદ દીધો ને કહ્યું કે હું પાંડવને ત્યાં હતો પણ તેઓ વનવાસ ગયા ત્યારે હું નિરાશ્રિત હોવાથી અહીયાં આવ્યો છઉં; અક્ષવિદ્યામાં કુશળ છઉં ને મારૂં નામ કંક છે. પછી વિરાટે તેને રાખ્યા. થોડીવાર પછી ભીમ **બલ્લવ** રસોઇયાને વેષે, પછી અર્જુન **બૃહન્નટા** (સ્ત્રીયોને નૃત્ય ગીત શિખવનાર હિજડાને વેષે), પછી દ્રૌપદી **સૈરન્ધ્રી** દાસીને વેષે, સહદેવ **તન્તિપાલ** (ગાય ભેંસ ઢોરનો પરીક્ષક થઇને), અને નકુળ ગ્રન્થિક ( અશ્વપરીક્ષક થઇને), એમ એક પછી એક વિરાટને મળ્યા ને પાંડવોને ત્યાં હમે હતાં એવું કહ્યું ને વિરાટે સહુને પોતાને ત્યાં રાખ્યાં. ચાર મહિના ગયા પછી ભીમે એક જીમૂત નામનો મલ્લ જેણે વિરાટના હજાર મલ્લને જીત્યા હતા તેને માર્યો અને અગિયારમે મહિને કીચકોને માર્યા. જીમૂત તથા કીચકનાં મરણથી કૌરવને સંદેહ ઉપજ્યો કે પાંડવો વિરાટને ત્યાં હશે ને એ નક્કી કરવાને દુર્યોધને તેની ગાયોનું હરણ કરાવ્યું કે જેથી પાંડવ છતા પડે, ને છતા પડે તો ફરીથી તેઓને બાર વરસ વનવાસ કરવો પડે. પણ એ વિચાર કરવામાં તેઓ ભુલ્યા હતા કેમકે વનવાસનો અવધિ આવી રહ્યો છતાં તેઓની ગણતરીમાં ઘણા દિવસ બાકી છે એવું આવ્યું હતું. એ ગોગ્રહના પ્રસંગમાં ચાર ભાઇયોયે દક્ષિણ દિશાનાં સૈન્યને માર્યું ને વિરાટ જેને સુશર્મા પકડી લઇ જતો હતો તેને ભીમે છોડાવ્યો. ઉત્તર દિશાએ અર્જુન—બૃહન્નટાએ

માં એકલી હતી. એવું બન્યું કે જયદ્રથ જે તે વાટે જતો હતો તેણે દ્રૌપદીને રથમાં બેસાડી લઇ જવા માંડી, પણ એ વાતની પાંડવોને જાણ થયેથી અર્જુન ભીમ તેની પછવાડે દોડયા ને તેના સેનને મારી ભીમે તેને ધર્મ પાસે બાંધી આણ્યો, પણ પછી એણે તેને શિખામણ દઇ પોતાને દેશ જવા દીધો. એક દિવસે એક ઋષિ પાંડવને કેહેવા આવ્યો કે મારાં અરણીપાત્ર એક મૃગ લઇ ગયો છે માટે મને તે અપાવો. એ ઉપરથી તે નિકળ્યા પણ મૃગ હાથ ન લાગ્યો ને ધર્મને તૃષા લાગી. પછી નકુળ એક સરોવર આગળ ગયો તો ત્યાં વૃક્ષ ઉપરથી એક યક્ષ બોલ્યો કે મારા પ્રશ્નના ઉત્તર દીધાં વગર પાણી લઇશ તો તું મરીશ. નકુળે તે ન માન્યું ને તે મરણ પામ્યો. સહદેવ, અર્જુન ને ભીમની પણ તેજ દશા થઈ. પછી ધર્મે તે યક્ષના પ્રશ્નના ઉત્તર દીધા ને તે યક્ષે (યમે) પોતાના પુત્ર ધર્મના ઉપર પ્રસન્ન થઇ મરણ પામેલા ચારે ભાઇયોને જીવતા કર્યા, પેલા બ્રાહ્મણનાં અરણીપાત્ર પાછાં આપ્યાં ને જય થાશે એવો વર આપ્યો. પછી પાંડવોને દ્યૂતની હોડ પ્રમાણે તેરમે વરસે ગુપ્ત રેહેવાનું હતું તેથી તેઓએ સહુ ઋષિમંડળીને વિદાય કરીને પોતે દ્રૌપદીસહિત વેષ બદલી એકલા વનમાં ચાલતા થયા.

અદ્વૈત વન છોડી આગળ ચાલતાં પાંડવોએ વિરાટ રાજાને ત્યાં જુદાં નામ રાખી ગુપ્ત રેહેવાનો વિચાર કર્યો ને તેઓ તેની નગરી ભણી વળ્યા. નગરની બાહાર સ્મશાનમાં દૂર એક શમીનું ઝાડ હતું તે ઉપર તેઓએ પોતાનાં શસ્ત્ર વસ્ત્રેવતી વિંટાળી શબસરખાં કરી લટ-

કાવ્યાં ને પછી એકેક જણે નગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ યુધિષ્ઠિરે કાખમાં અક્ષ—પાસાનું પોટલું રાખી વિરાટને જઇ આશીર્વાદ દીધો ને કહ્યું કે હું પાંડવને ત્યાં હતો પણ તેઓ વનવાસ ગયા ત્યારે હું નિરાશ્રિત હોવાથી અહીંયાં આવ્યો છઉં; અક્ષવિદ્યામાં કુશળ છઉં ને મારૂં નામ કંક છે. પછી વિરાટે તેને રાખ્યા. થોડીવાર પછી ભીમ **બલ્લવ** રસોઇયાને વેષે, પછી અર્જુન **બૃહન્નટા** (સ્ત્રીયોને નૃત્ય ગીત શિખવનાર હિજડાને વેષે), પછી દ્રૌપદી **સૈરન્ધ્રી** દાસીને વેષે, સહદેવ **તન્તિપાલ** (ગાય ભેંસ ઢોર નો પરીક્ષક થઇને), અને નકુળ **ગ્રન્થિક** (અશ્વપરીક્ષક થઇને), એમ એક પછી એક વિરાટને મળ્યા ને પાંડવોને ત્યાં હમે હતાં એવું કહ્યું ને વિરાટે સહુને પોતાને ત્યાં રાખ્યાં. ચાર મહિના ગયા પછી ભીમે એક જીમૂત નામનો મલ્લ જેણે વિરાટના હજાર મલ્લને જીત્યા હતા તેને માર્યો અને અગિયારમે મહિને કીચકોને માર્યા. જીમૂત તથા કીચકનાં મરણથી કૌરવને સંદેહ ઉપજ્યો કે પાંડવો વિરાટને ત્યાં હશે ને એ નક્કી કરવાને દુર્યોધને તેની ગાયોનું હરણ કરાવ્યું કે જેથી પાંડવ છતા પડે, ને છતા પડે તો ફરીથી તેઓને બાર વરસ વનવાસ કરવો પડે. પણ એ વિચાર કરવામાં તેઓ ભૂલ્યા હતા કેમકે વનવાસનો અવધિ આવી રહ્યો છતાં તેઓની ગણતરીમાં ઘણા દિવસ બાકી છે એવું આવ્યું હતું. એ ગોગ્રહના પ્રસંગમાં ચાર ભાઇયોયે દક્ષિણ દિશાનાં સૈન્યને માર્યું ને વિરાટ જેને સુશર્મા પકડી લઇ જતો હતો તેને ભીમે છોડાવ્યો. ઉત્તર દિશાએ અર્જુન—બૃહન્નટાએ

વિરાટપુત્ર ઉત્તરના સારથી થઇ જુદ્ધ કરી દુર્યોધના-દિ કૌરવોને હરાવી નસાડયા. (અર્જુનની કથા જોવી). પછી પાંડવો છતા પડયા ને વિરાટે ક્ષમા માગી. તેઓ-ની ઊંચા પ્રકારની સરભરા કરી; તેમ સ્નેહ વધારવાને પોતાની ઉત્તરા કુંવરી અભિમન્યુને પરણાવી.

પાંડવોએ વિચાર્યું કે આપણે આપણી પ્રતિજ્ઞા તો પુરી કરી છે પણ પિત્રાઇયો આપણને આપણું રાજ આપવાના નથી. પછી તેઓએ દ્રુપદ રાજા, વિરાટ રાજા અને કૃષ્ણ બળરામ જે દ્વારકાથી આવ્યા હતા તેમની સાથે વિચાર કર્યો ને કૃષ્ણે દ્રુપદના ગોરને કૌરવને ત્યાં મોકલ્યો. ધૃતરાષ્ટ્રે પાંડવ-ને કહાવ્યું કે આવો ને આ પાંચ નગરનું રાજ કરો. એ વાત પાંડવો માનવાને રાજી હતા પણ કૌરવે તે પણ આપવાની ના કહાવી. પછી કૃષ્ણે જાતે હસ્તિ-નાપુર જઇ દુર્યોધનને ઘણું સમજાવ્યો તોપણ તે તેણે માન્યું નહીં ને અંતે યુદ્ધ કરવું પ્રાપ્ત થયું.

પાંડવો સાત અક્ષૌહિણી સૈન્ય સાથે કૌરવનાં ૧૧ અક્ષૌહિણી સૈન્યસામાં કુરુક્ષેત્ર—પાણીપતનાં મેદાનમાં મળ્યા. અડાર દિવસ જુદ્ધ ચાલ્યું તેમાં પાંચે ભા-ઇયોએ પોતાનાં વિધવિધ પરાક્રમ દેખાડયાં. જુદ્ધનો પરિણામ આ થયો કે કૌરવપક્ષમાં માત્ર ત્રણજ જીવતા રહ્યા બાકી સર્વ સૈન્ય નાશ પામ્યું. પાંડવ પક્ષમાં બે હજાર રથી, સાતસેં હાથી, પાંચહજાર સ્વાર અને છહજાર પાયદળ એટલું સૈન્ય જીવતું રહ્યું. જો કે ભીષ્મે જુદ્ધને આરંભે કેટલીક નીતિ પાળવા વિષે ભાષણ કર્યું હતું તોપણ કૌરવે ઘણે પ્રસંગે ને પાંડવે કૃષ્ણના કહ્યાથી થોડે પ્રસંગે નીતિથી ઉલટું કર્મ કર્યું હતું.

ભીમે દુર્યોધનને પાડ્યો ત્યાર પછી પાંડવ પોતાનાં સૈન્યથી થોડેક દૂર કૃષ્ણ સાથે રાત્રે એકાંત કરતા હતા એવામાં દ્રોણપુત્ર અશ્વત્થામાએ આવી દ્રૌપદીના પાંચે પુત્રનો તથા સર્વ સૈન્યનો સંહાર કરી નાખ્યો.

એ વર્તમાનથી દ્રૌપદી સુભદ્રાએ ઘણું કલ્પાત માંડ્યું ને કૃષ્ણ તથા પાંડવો સમાધાન કરવાને બહુ મથે પણ દ્રૌપદી માને નહીં. એણે કહ્યું કે અશ્વત્થામાનું શિર લાવો તોજ હું ઝંપું. પછી અર્જુને જઇ અશ્વત્થામાનાં માથાંનો મણી કાપી આણી દ્રૌપદીને આપ્યો ને કૃષ્ણે તેનું મન મનાવ્યું.

પછી પાંડવો પોતાના મુવેલા સંબંધીયોની ઉત્તરક્રિયા કરીને ગંગા તીરે એક માસ રહ્યા. અહીં મોટ મોટા ઋષિઓએ મળી ધર્મને શોક મુકવા વિષે અનેક નીતિ સમજાવી, પણ ધર્મે કહ્યું કે હવે મારે રાજ્ય નથી જોઇતું, હું તો વનમાં જાઉં છઉં; પછી વ્યાસે કહ્યું કે તું ભીષ્મ પાસે જા ને તે તારો સંશય નિવારણ કરશે.

થોડા દિવસ થયા કે યુધિષ્ઠિરાદિ પાંડવ ને કૃષ્ણ જ્યાં શરપંજરમાં ભીષ્મ પડ્યા હતા ત્યાં ગયા. કૃષ્ણે કહ્યું કે આ યુધિષ્ટિર પોતાના મનમાં પોતાને અન્યાયી સમજે છે માટે પાસે આવતાં સંકોચાય છે માટે એને બોલાવો. ભીષ્મે યુધિષ્ઠિરને પાસે બેસાડ્યા ને વ્યાસ નારદાદિની સમક્ષ રાજધર્મ, આપદ્ધર્મ, દાનધર્મ, મોક્ષધર્મ સંભળાવ્યા. ઉત્તરાયન થયું કે ભીષ્મે પ્રાણ મુક્યો ને યુધિષ્ઠિરે અગ્નિ સંસ્કાર કર્યો. પછી કૃષ્ણે ધર્મને કહ્યું કે સર્વ રાજા ને સર્વ લોકની ઇચ્છા છે કે તમારેજ રાજ્યે બેસવું માટે ચાલો.

ધર્મ રથે ચડયા–ભીમ સારથી થયો, અર્જુને છત્ર ધર્યું અને નકુળ સહદેવે ચંમર ઉરાડી. એ રીતે યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર તથા સર્વ મંડળસહિત ગંગાતીરેથી વાજતે ગાજતે નગરમાં આવ્યા ને મોટા ઠાઠની શોભામાં, ને પ્રજાના હર્ષકલ્લોલમાં તે હસ્તિનાપુરનાં સિંહાસન ઉપર બેઠા.

પાંડવે અશ્વમેધ કરી કીર્તિ ને પુણ્ય સંપાદન કર્યાં. થોડાં વરસ પછી ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી ભીમના તિરસ્કારથી વનમાં ગયાં ને કુન્તી પણ સાથે ગયાં; વળી કૃષ્ણ પણ સ્વધામ પ્હોંચ્યા. એ બનાવોથી યુધિષ્ઠિરનો હૈયાશોક વધ્યો, ને એણે રાજ્ય છોડી સંસાર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પછી થોડેક દહાડે પાંડવો પરીક્ષિતને રાજ્યાસને બેસાડી ત્યાગીને વેષે નિકળ્યા. ઘણા દેશ ખુંદ્યા. પછી એઓ હિમાળે આવ્યા. અહીં પ્રથમ દ્રૌપદી, પછી સહદેવ, પછી નકુળ, પછી અર્જુન, ને પછી ભીમ એમ અનુક્રમે થોડી થોડી વારે પડયાં. માત્ર યુધિષ્ઠિર ને તેની પછવાડે આવેલો એક કુતરો એ બે ન પડયા. યુધિષ્ઠિરને માટે વિમાન આવ્યું પણ એણે કહ્યું કે કુતરો પ્હેલો બેસે તો હું બેસું, એટલે યમે કુતરાનું સ્વરૂપ મુકી દઇ પોતાને રૂપે થઇ દર્શન આપ્યાં ને યુધિષ્ઠિરને સ્વર્ગ દેખાડ્યું. સ્વર્ગમાં યુધિષ્ઠિરે પોતાના દુર્યોધનાદિ પિત્રાઇયોને દિઠા પણ પોતાના ભાઇઓને ને દ્રૌપદીને ન દીઠાં. યમ રાજાએ કહ્યું કે તે તો બીજી ગતિને પામ્યાં છે. યુધિષ્ઠિરે કહ્યું કે જ્યાં તે હોય ત્યાં મને લઇ જાઓ. પછી યમે દૂત સાથે તેને ત્યાં મોકલ્યા. અહીં યુધિષ્ઠિરે પોતાના ભાઇયો નરકમાં પડેલા છે

એવું દીઠું ને પછી એઓની સાથે રહેવાનું કહ્યું; પણ એ વેળા ઇંદ્રે જે માયા કરી હતી તે જતી રહી. એ યુધિષ્ઠિરની છેલ્લી પરીક્ષા કે યુધિષ્ઠિર પોતાના ભાઇઓ ઉપર કેટલું હેત રાખે છે તે જોવાને. પછી યુધિષ્ઠિર સ્વર્ગની ગંગામાં નાહ્યા એટલે દિવ્યદેહ થઇને પોતાની ગતિને પામ્યા.

**પાંડુ**, વિચિત્રવીર્યની વિધવા સ્ત્રી અંબાલિકાનો વ્યાસથી થયલો પુત્ર–ધૃતરાષ્ટ્રનો સાવકો ભાઇ–પાંડવનો પિતા. અંધત્વપણાંને લીધે ધતરાષ્ટ્ર રાજ્યપદને યોગ્ય નહીં તેથી ભીષ્મે પાંડુને ગાદીએ બેસાડયા હતા. ભીષ્મે જ્યારે અશ્વમેધ આરંભ્યો ત્યારે પાંડુ છપન દેશના રાજાઓને જીતી દિગ્વિજય કરી આવ્યા. પાંડુએ ધૃતરાષ્ટ્રને હાથે શતયાગ કરાવ્યો. કેટલાક કાળ પછી પાંડુ, કુંતી તથા માદ્રી બંને સ્ત્રીયોને લઇ હિમગિરિની પછવાડેનાં વનમાં ક્રીડા કરવા ગયા હતા–અહીં એને ધૃતરાષ્ટ્ર સર્વ વસ્તુ પુરી પાડતા. પાંડુને મૃગયાનો બહુ શોખ હતો. એક સમે એણે મૃગયા ખેલતાં કોઇ તાપસ તાપસી મૃગ મૃગીને રૂપે મૈથુન કરતાં હતાં તેને બાણ માર્યું એટલે તેઓ પોતાને નિજરૂપે થયાં ને મરતી વેળા તાપસે પાંડુને શાપ દીધો કે તું સ્ત્રીનો સંગ કરતાંજ મરણ પામીશ. પાંડુ ઉદાસીમાં આશ્રમે આવ્યા ને બંને સ્ત્રીયોને બનેલી વાત કહી બોલ્યા કે તમે ઘેર જઇ વિદુર ને ભીષ્મની સેવામાં રેહેજો ને હું વનમાં તપ કરી દેહ પાડીશ. પેલીઓએ કહ્યું કે હમે સ્ત્રીભાવ છોડી તમારી સેવામાં રહીશું. પછી ત્રણેએ વસ્ત્રાભૂષણ કહાડી બ્રાહ્મણોને આપી દીધાં ને અંગે ભસ્મ ચોળી. પાંડુએ પોતાની સેનાને

હસ્તિનાપુર વિદાય કરી ધૃતરાષ્ટ્રને સર્વ સમાચાર કહાવ્યા ને કહાવ્યું કે હમે તો હવે અહીંજ કાળગમન કરીશું. પછી ત્રણે જણા નાગેશગિરિ ઓળંગી ચિત્રરથ વન જે કાળકૂટ પર્વત ઉપર હતું ત્યાં ગયાં ને ત્યાંથી પછી તેઓએ હિમાચળ ઉપર વાસ કર્યો. પાંડુએ સુદ્યુમ્ન સરોવર જોયું ને સ્વર્ગને અડકેલો શતશૃંગ પર્વત જોયો. અહીં ઘણા ઋષિઓ મળ્યા હતા તેઓના સતસંગમાં પાંડુરાજા હોમયાગાદિ કરી કાળક્રમણ કરે. તપોબળે કરી ઋષિઓ સ્વર્ગમાર્ગમાં ચાલ્યા ત્યારે પાંડુએ પણ તેઓની પાછળ ધીમેધીમે ચાલવા માડયું. ઋષિઓએ કહ્યું કે તને પુત્ર નથી ને એ સ્ત્રીયો સહિત તું કેમ આવીશ. એ સાંભળી પાંડુને ખેદ થયો ને એણે કુન્તીને કહ્યું કે તું કોઇ મોટા ઋષિને પ્રાર્થીને સંતાન ઉત્પન્ન કર. કુન્તીએ કહ્યું કે હું બાળક હતી ત્યારે દુર્વાસાએ મને પાંચ મંત્ર આપ્યા છે તેમાં સૂર્યનો મંત્ર આરાધેથી મને કુમારી અવસ્થામાં પુત્ર થયો છે તે રાધાને ઘેર ઉછરે છે ને બાકીના ચાર મંત્ર છે તે તમારી આજ્ઞા હોય તો તેથી હું પુત્ર ઉત્પન્ન કરૂં. પાંડુએ તેમ કરવાની આજ્ઞા આપી. ધર્મ ભીમ ને અર્જુન થયા પછી પાંડુએ કુન્તીને કહ્યું કે તેં મને બહુ સંતોષ પમાડયો છે પણ હવે એક મંત્ર તારી બેન માદ્રિને આપ કે તેને પણ સંતોષ થાય. પછી કુન્તીએ તેમ કર્યું ને માદ્રિને અશ્વિનીકુમારથી સહદેવ ને નકુળ બે પુત્ર થયા. એક સમે કુન્તી પાંચ પુત્રોને તેડી બીજા વનમાં ગઇ હતી ને પાંડુ તથા માદ્રી શતશૃંગ પર્વત ઉપરનાં વનમાં હતાં. એ સમે વસંત કાળ હતો તેથી સર્વ વન પ્રેમમય થઇ રહ્યું હતું. એ જોઇ પાંડુને કામ વ્યાપ્યો ને એણે માદ્રીના અંગનો

સ્પર્શ કર્યો: માદ્રીએ ઘણા આગ્રહથી સમજાવ્યા પણ એણે તેનું ન માન્યું-ને અંતે એ મરણ પામ્યા. માદ્રીએ રૂદન કરવા માડયું એવામાં કુન્તી આવી તેને માદ્રીયે બનેલી વાત કહી. કુન્તીએ માદ્રીને એ વાતનો ઠપકો દીધો ને પછી કહ્યું કે તું આ પુત્રોની સંભાળ લેજે હું સહગમન કરૂં છઊં. માદ્રીએ કહ્યું કે મારે લીધે એનું મરણ થયું છે માટે હુંજ અગ્નિપ્રવેશ કરીશ. એમ બોલતાં માદ્રી મરણ પામી. ઋષિઓએ બંને પ્રેતને પાલખીમાં ઘાલી હસ્તિનાપુર ગંગા કિનારે આણ્યાં ને કુન્તી પણ પાંચ પુત્રો સહિત ત્યાં આવી. ભીષ્મ તે સર્વ ઋષિઓને પગે પડયા ને ઋષિઓએ ઊંચે સ્વરે કહ્યું કે પાંડુને મરણ પામ્યાને આજે સાત દિવસ થયા છે ને જે વડીલ હોય તેણે આ પાંચે પાંડવનું પાલણ કરવું. પછી સર્વ ઋષિઓ ચાલતા થયા ને પાંડુની ઉત્તરક્રિયા કરી ભીષ્માદિ ઘેર આવ્યા.

**પાતાલ(ળ),** પૃથ્વિની નીચેનો પ્રદેશ. એનો અધિષ્ટાતા અનંત છે. એમાં નાગ રહે છે. પાતાળ સાત છે-અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ, ને પાતાલ.

**પારિજાત,** સ્વર્ગનું એક વૃક્ષ-ચૌદ રત્નમાંનું એક. નારદે પારિજાતનું ફુલ કૃષ્ણને આપેલું તે કૃષ્ણે રુકમણીને આપ્યું ને એ ઉપરથી સત્યભામા રીસાયાં હતાં પણ પછી કૃષ્ણે એ ઝાડ જે ઈંદ્રના નંદન બાગમાં હતું તે ત્યાંથી ઈંદ્રની ઇચ્છા ઉપરાંત લઇ આવીને સત્યભામાને પોતાને આંગણે રોપવાને આપ્યું હતું.

**પાર્થ,** અર્જુન-(પૃથાનો પુત્ર.)

**પાર્વતી,** આદિમાયા-શકિત. ૨ શિવની સ્ત્રી-એ પૂર્વે અવતારે દક્ષ પ્રજાપતિની શ્રીદેવીથી થયલી સતી નામની

પુત્રી હતી ને શિવને પરણી હતી. બીજે અવતારે તે હિમાચળ પર્વત ને તેની સ્ત્રી મેનાની પુત્રી અને શિવની સ્ત્રી છે. એને ત્રણ સંતાન-ગણપતિ, કાર્તિકસ્વામી ને ઉષા. એનાં કાળી, ચંડી, ભવાની, દુર્ગા ૯૦ નામ છે.

**પાશ,** વરુણનું આયુધ.

**પિંગલ(ળ),** પાતાળનો એક નાગ. એ મુનિયે છંદશાસ્ત્ર રચ્યું છે.

**પિંગલા(ળા),** વેશ્યા. એ જનક રાજાની નગરીમાં રેહેતી. એને એક દિવસ કોઇ પુરૂષ ન મળ્યો તેથી એ ઉદાસ થઇ ગઇ ને પછી એને પોતાનો ધંધો મુકી દઇ હરિની ભક્તિ કરવાનું સહજ જ્ઞાન થયું હતું. એ દત્તાત્રેયે માનેલા ચોવીસ ગુરૂમાંની એક હતી.

**પિનાક,** શિવનું ધનુષ. ૨ શિવનું ત્રિશૂળ.

**પિશાચ,** થોડોક દેવનો ને ઘણોક ભૂતનો ગુણ રાખનાર વિક્રાળ પ્રાણી-એ કુબેરની નિધિને સાચવે છે.

**પીતાંબર,** વિષ્ણુ-કૃષ્ણ.

**પુંડરીક,** એ રાજા કાશીમાં રહેતો હતો. એ લાકડાના બે હાથ ચોંટાડી ચતુર્ભુજ સ્વરૂપે શંખ, ચક્ર, ગદા, પદ્મ ચારે હાથમાં રાખી પોતાની પ્રજા પાસે પોતાને કૃષ્ણનો અવતાર કહેવડાવતો, ને પોતાની પુજા કરાવતો. એકવાર એણે કૃષ્ણને દ્વારિકામાં એક બ્રાહ્મણ જોડે કહાવ્યું કે હું સાચો કૃષ્ણ છઊં ને તું વેષધારી છે માટે તારો વેષ છોડીદે નીકર યુદ્ધકરવા આવ. પછી જ્યારે કૃષ્ણ કાશીમાં યુદ્ધ કરવા ગયા ત્યારે એ મોટું સૈન્ય લઇ લાકડાના ગરૂડ ઉપર બેસી ચતુર્ભુજરૂપે મોટા ઠાઠથી સામો આવ્યો. કૃષ્ણે એનું સર્વ સૈન્ય સંહાર્યું ને પછી પ્રથમ એના લાકડાના બે હાથ

છુટા પાડી મારી નાખ્યો. એને મિથ્યાવાસુદેવ પણ કહે છે. ૨ એક દિગ્ગજ–અગ્નિકોણનો હાથી.

**પુંડરીકાક્ષ,** વિષ્ણુ–કૃષ્ણ.

**પુણ્યશ્લોક,** કૃષ્ણ. ૨ યુધિષ્ઠિર ૩ નળ ૪ જનક.

**પુનર્વસુ,** વિષ્ણુ. ૨ શિવ. ૩ સાતમું નક્ષત્ર.

**પુરન્દર,** ઈન્દ્ર.

**પુરાણ,** એમાં સૃષ્ટિની ઉત્પત્તિ, નાશ ને પુનરુત્પત્તિ સંબંધી–સુર, અસુર, શૂરવીર, ભક્ત, જ્ઞાની સંબંધી–મનુષ્યો તથા તેના વંશજો એઓના ઇતિહાસ સંબંધી વિષય હોય છે. પુરાણ ૧૮ છે : બ્રહ્મ–પદ્મ–બ્રહ્માંડ–અગ્નિ–વિષ્ણુ–ગરુડ–બ્રહ્મવૈવર્ત–શિવ–લિંગ–નારદીય–સ્કન્દ–મારકંડેય–ભવિષ્યત–મત્સ્ય–કૂર્મ–વરાહ–વામન ને ભાગવત–(દેવી).

**પુરુષોત્તમ,** વિષ્ણુ.

**પુરુ,** ચંદ્રવંશી યયાતિ રાજાના શર્મિષ્ઠાથી થયલા ત્રણ પુત્રમાંનો સહુથી ન્હાનો–યદુનો સાવકો ભાઇ. એણે પોતાનું જોબન પિતાને આપી પોતે તેની વૃદ્ધાવસ્થા લીધી હતી. (યયાતીની કથા જોવી).

**પુરુજિત,** પાંડવ પક્ષનો એક મહારથી જોદ્ધો.

**પુરૂરવા,** ચંદ્રવંશી બીજો રાજા-બુદ્ધનો પુત્ર. એ ઘણો પ્રતાપી હતો. એણે ઘણા યજ્ઞો કર્યા હતા ને ઘણાક દૈત્યોને સંહાર્યા હતા તેથી એની કીર્તિ ઇંદ્રની સભામાં ગવાતી હતી. એણે કેશી દૈત્યને મારી ઉર્વશીને તેની પાસથી છોડવી આણી હતી. પછવાડેથી પુરૂરવાએ ઉર્વશી સાથે સંબંધ કર્યો હતો. (ઉર્વશીની કથા જોવી). એને ઉર્વશીથી ૭ પુત્ર થયા હતા, જેણે ચંદ્રવંશની શાખા વધારી છે.

**પુલસ્ત્ય**, દશ પ્રજાપતિમાંના એક-રાવણ તથા કુબેરના પિતામહ. એ કેદારેશ્વર આગળ જોગાભ્યાસ કરતા. એણે એક સ્મૃતિનો, એક જ્યોતિષનો ને એક વ્રત સંબંધી, એમ ગ્રંથો લખ્યા છે.

**પુલોમજા**, પુલોમ ઋષિની પુત્રી. એને ઇન્દ્ર હરી લાવ્યો હતો ને એના પિતાને શાપના ભયથી મારી નાખ્યો હતો.

**પુષ્કર**, અજમેર પ્રાંતમાં જાત્રાનું સ્થળ છે. એ સરોવર છે. ૨ સાત દ્વીપમાંનો એક. ૩ નળરાજાનો પિત્રાઇ ભાઇ.

**પુષ્પક**, કુબેરનું વિમાન-બ્રહ્માએ આપ્યું હતું.

**પુષ્પદન્ત**, સ્વર્ગનો એક ગન્ધર્વ-વિદ્યાધરમાં મુખ્ય-શિવનો ગણ. એણે શિવનું સ્તોત્ર રચ્યું છે.

**પુષ્પધન્વા**, કામદેવ.

**પૂતના**, એક રાક્ષસી. એ કંસની તરફથી થાનને વિષ લગાડી કૃષ્ણને ધવાડવા ગઇ હતી, પણ કૃષ્ણે ધાવતાં ધાવતાં તેનો પ્રાણ હરણ કર્યો હતો.

**પૂર્વાભાદ્રપદા**, ૨૭ માંનું એક નક્ષત્ર-(એ બે તારા છે.)

**પૂર્વાષાઢા**, વીસમું નક્ષત્ર-(એ બે તારા છે.)

**પૃથા**, કુન્તિ.

**પૃથુ**, વેણુ-વેન રાજાનો પુત્ર. એ વિષ્ણુના ચોવીશ અવતારમાંનો નવમો છે. ઋષિઓએ વેન મરણ પામ્યા પછી તેના જમણા ભુજનું મથન કરી પૃથુને ઉત્પન્ન કર્યા ને ડાબા હાથમાંથી અરુચિ નામે કન્યા ઉત્પન્ન કરી. એની જોડે પૃથુનું લગ્ન કરાવ્યું. પૃથુ ઉત્પન્ન થયા કે ઋષિઓએ કુબેર પાસે નવું રત્નજડિત સિંહાસન અણાવી તેને રાજ્યાભિષેક કર્યો. એ વેળા સર્વ દે-

વોએ પૃથુને પોતપોતાની અકેકી અમુલ્ય વસ્તુ ભેટ કરી ને એના ગુણ ગાયા. એણે સો યજ્ઞ કરી પોતાના અધર્મી પિતાનો ઉદ્ધાર કર્યો ને ગૌરૂપી પૃથ્વિને દોહી વનસ્પતિ આદિકને બ્હાર કહાડયાં. એણે પાક વધારવાને સર્વ પાહાડોને ઉત્તરાખંડમાં મુકી આવીને મોટાં નગરો વસાવ્યાં. પૃથુને અરુચિથી થયલા પાંચ પુત્રો હતા. ઘણા દિવસ એણે સાતો દ્વીપમાં ધર્મરાજ કર્યું ને પછી એ પોતાના પુત્ર વિજિતાશ્વને રાજ્ય સોંપી સ્ત્રીસહિત વનમાં જઇ તપ ધ્યાનમાં મુક્ત થયા.

**પૃથ્વિ,** એને બ્રહ્માએ નારાયણના નાભિકમળના પાતરાંથી ઉત્પન્ન કરી. એ એક હજાર વરસ પાણીમાં અસ્થિર હતી, પણ પછી બ્રહ્માની વિનંતિ ઉપરથી નારાયણે એને સ્થિર કરી. જ્યારે વેન રાજાએ હોમયાગાદિ બંધ કરાવી અધર્મ ચલાવ્યો ત્યારે (વરુણ અગ્નિ આદિ દેવોને વનસ્પતિ આદિનો ભાગ મળતો બંધ થયો માટે) પૃથ્વિએ વનસ્પતિ આદિકને પોતાનાં ઉદરમાં છુપાવી રાખ્યાં હતાં. વેનના પુત્ર પૃથુ રાજાએ એ વાત જાણી પૃથ્વીને મારવા માડી ત્યારે એ ગૌરૂપે શરણ થઇ ને એણે પછી દુધરૂપે વનસ્પતિ આદિ સર્વ કહાડી આપ્યું. પૃથ્વિએ સ્ત્રી રૂપે બ્રહ્માદિ દેવોનું તપ કરી એક અતિ બળવાન પુત્ર માગ્યો હતો ને દેવોએ તે આપ્યો હતો, જે નરકાસુરને નામે પ્રસિદ્ધ છે.

**પૌલોમી,** ઇંદ્રાણી.

**પ્રચેતા,** પૃથુના પુત્ર વિજિતાશ્વના પૌત્ર, એ દશ છે. એઓનાં રૂપ રંગ ધર્મ કર્મ સરખાં હોવાથી એઓના પિતા પ્રાચીનબર્હિષે તે દશે પુત્રનું પ્રચેતા નામ પાડયું. એઓએ તપ કરી મહાદેવને પ્રસંન કર્યા હતા,

ને તેઓની સાથે કેટલીક જ્ઞાન ચર્ચા કરી હતી. પછી મહાદેવના ઉપદેશથી પ્રચેતાઓ સમુદ્રકિનારે ઇશ્વરનું તપ કરવા ગયા. એક સમે નારદે સમુદ્રકિનારે જઇ પ્રચેતાઓને કહ્યું કે તમારો પિતા રાજ્ય છોડી વનમાં જતો રહ્યો છે ને તમારૂં નગર શત્રુએ સ્વાધીન કર્યું છે. એ સાંભળી પ્રચેતાઓ ક્રોધે ભરાયા ને આંખ ઉઘાડી એટલે અગ્નિજ્વાળાથી વન બળવા લાગ્યું. એ જોઇ ચંદ્રે નિમ્લોચા નામે (મેનકા ને વિશ્વામિત્રથી થયલી) કન્યાને ત્યાં લઇ જઇ પ્રચેતાઓને પરણાવી. એ કન્યાના સામું પ્રચેતાઓએ આંખ ઉઘાડી જોયું એટલે તેને ગર્ભ રહ્યો ને તેથી દક્ષ નામે પુત્ર થયો, જેને પ્રચેતાઓએ પોતાના પિતાનું નગર સંભાળીલેવાની ને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી.

**પ્રજાપતિ,** સગુણ બ્રહ્મનાં મનોર્થ રૂપ પુરુષ ને શક્તિ રૂપ પ્રકૃતિ એથકી **વીરજ** ઉત્પન્ન થયા, **વીરજ**થી પ્હેલા મનુ અથવા સ્વયંભૂ-બ્રહ્મા ઉત્પન્ન થયા ને એણે દશ પ્રજાપતિ એટલે સૃષ્ટિ વધારવાના કામમાં સહાય કરનારા મુખ્ય પુરુષો ઉત્પન્ન કર્યા-એનાં નામ, મરીચી, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પલ્વ, ક્રૃતુ, દક્ષ, વશિષ્ટ, ભૃગુ અને નારદ, ૨ બ્રહ્મા. ૩ વિશ્વકર્મા.

**પ્રતિવિન્ધ્ય,** દ્રૌપદીનો યુધિષ્ઠિરથી થયલો પુત્ર. એ માટાં યુદ્ધમાં લડવામાં હતો. એ -- રાત્રિ સંહારમાં પડયો હતો.

રાજાને કહ્યું કે મારી સાથે લગ્ન કર, ત્યારે એણે કહ્યું કે મારે એકપત્નીવ્રત છે માટે નહીં પરણું; તું મારા પુત્રની વહુ થજે. પછી ગંગા અંતરધાન થઇ ગઇ. પ્રતીપને દેવાપિ, બાહ્લિક ને શન્તનુ એ ત્રણ પુત્ર થયા તેમાં શન્તનુ ગંગા જોડે પરણ્યા હતા.

**પ્રદ્યુમ્ન,** કૃષ્ણનો રુક્મિણિથી થયલો પુત્ર—એ કામનો અવતાર છે. એનો જન્મ થયો ત્યારે નારદે શંબરાસુર દૈત્યરાજાને કહ્યું કે તારા શત્રુ કામદેવે કૃષ્ણને ઘેર જન્મ લીધો છે ને તે બારમે વર્ષે તને મારશે. શંબરે વાયુરૂપે કૃષ્ણને ઘેર જઇને ૧૮ દિવસના પ્રદ્યુમ્નને ઊંચકી સમુદ્રમાં નાખી દીધો. અહીં એને એક મોટી માછલીએ ગળ્યો ને તે માછલી એક માછીને હાથ લાગી, ને માછીએ શંબરને તે નવાઇ દાખલ ભેટ કરી. એને ચીરી તો તે માંહેથી પુત્ર નિકળ્યો તેને શંબરના કહ્યાથી કામની સ્ત્રી રતિ જે શિવની આજ્ઞાથી શંબરને ત્યાં માયાવતી નામ ધારણ કરી ડોસીરૂપે પાકશાળાની ઉપરી થઇ રહી હતી તેણે ઉછેર્યો. એની બાર વરસની વય થઇ એટલામાં રતિએ એને ધનુર્વિદ્યા ભણાવી ને પોતા સંબંધી બનેલી વાત કહી. પછી રતિની સ્હલાથી પ્રદ્યુમ્ને શંબરની સાથે યુદ્ધ કરી તેને માર્યો. રતિ પાછી બાર વરસની થઇ ગઇ ને પછી બન્ને જણા દ્વારકામાં કૃષ્ણને ઘેર ગયાં. અહીં નારદે તેઓને ઓળખાવ્યાં ને કૃષ્ણે વિધિએ બન્નેને પરણાવ્યાં. પ્રદ્યુમ્નને રતિથી અનિરુદ્ધ નામનો પુત્ર થયો. કોઇ કહે છે કે નારદે રતિને મંત્ર આપ્યો હતો તેથી તે પોતાની ઇચ્છા પ્રમાણે વેળાએ વેળાએ શંબરને ત્યાં પુત્રને અદૃશ્ય કરી શકતી-ને કામધેનુ

ને તેઓની સાથે કેટલીક જ્ઞાન ચર્ચા કરી હતી. પછી મહાદેવના ઉપદેશથી પ્રચેતાઓ સમુદ્રકિનારે ઇશ્વરનું તપ કરવા ગયા. એક સમે નારદે સમુદ્રકિનારે જઇ પ્રચેતાઓને કહ્યું કે તમારો પિતા રાજ્ય છોડી વનમાં જતો રહ્યો છે ને તમારૂં નગર શત્રુએ સ્વાધીન કર્યું છે. એ સાંભળી પ્રચેતાઓ ક્રોધે ભરાયા ને આંખ ઉઘાડી એટલે અગ્નિજ્વાળાથી વન બળવા લાગ્યું. એ જોઇ ચંદ્રે નિમ્લોચા નામે (મેનકા ને વિશ્વામિત્રથી થયલી) કન્યાને ત્યાં લઇ જઇ પ્રચેતાઓને પરણાવી. એ કન્યાના સામું પ્રચેતાઓએ આંખ ઉઘાડી જોયું એટલે તેને ગર્ભ રહ્યો ને તેથી દક્ષ નામે પુત્ર થયો, જેને પ્રચેતાઓએ પોતાના પિતાનું નગર સંભાળી લેવાની ને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી.

**પ્રજાપતિ,** સગુણ બ્રહ્મનાં મનોર્થ રૂપ પુરુષ ને શક્તિ રૂપ પ્રકૃતિ એથકી **વીરજ** ઉત્પન્ન થયા, **વીરજ**થી પ્હેલા મનુ અથવા સ્વયંભૂ—બ્રહ્મા ઉત્પન્ન થયા ને એણે દશ પ્રજાપતિ એટલે સૃષ્ટિ વધારવાના કામમાં સહાય કરનારા મુખ્ય પુરુષો ઉત્પન્ન કર્યા—એનાં નામ, મરીચી, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પલ્વ, ક્રતુ, દક્ષ, વશિષ્ઠ, ભૃગુ અને નારદ, ૨ બ્રહ્મા. ૩ વિશ્વકર્મા.

**પ્રતિવિન્ધ્ય,** દ્રૌપદીનો યુધિષ્ઠિરથી થયલો પુત્ર. એ માટાં યુદ્ધમાં લડવામાં હતો. એ અશ્વત્થામાના રાત્રિ સંહારમાં પડયો હતો.

**પ્રતીપ,** હસ્તિનાપુરનો રાજા—શન્તનુનો પિતા. એ એક દિવસ મૃગયાને અર્થે નિકળેલો તે શ્રમથી ભાગીરથીને તીરે બેઠો હતો, એવામાં ગંગામાંથી મૂર્તિમંત ગંગા નિકળી ને પ્રતીપને જમણે ખોળે બેઠી. ગંગાએ

શન્તને કહ્યું કે મારી સાથે લગ્ન કર, ત્યારે એણે કહ્યું કે મારે એકપત્નીવ્રત છે માટે નહીં પરણું; તું મારા પુત્રની વહુ થજે. પછી ગંગા અંતરધાન થઇ ગઇ. પ્રતીપને દેવાપિ, બાહિલક ને શન્તનુ એ ત્રણ પુત્ર થયા તેમાં શન્તનુ ગંગા જોડે પરણ્યા હતા.

**પ્રદ્યુમ્ન**, કૃષ્ણનો રુક્મિણિથી થયલો પુત્ર—એ કામનો અવતાર છે. એનો જન્મ થયો ત્યારે નારદે શંબરાસુર દૈત્યરાજાને કહ્યું કે તારા શત્રુ કામદેવે કૃષ્ણને ઘેર જન્મ લીધો છે ને તે બારમે વર્ષે તને મારશે. શંબરે વાયુરૂપે કૃષ્ણને ઘેર જઇને ૧૮ દિવસના પ્રદ્યુમ્નને ઊંચકી સમુદ્રમાં નાખી દીધો. અહીં એને એક મોટી માછલીએ ગળ્યો ને તે માછલી એક માછીને હાથ લાગી, ને માછીએ શંબરને તે નવાઇ દાખલ ભેટ કરી. એને ચીરી તો તે માંહેથી પુત્ર નિકળ્યો તેને શંબરના કહ્યાથી કામની સ્ત્રી રતિ જે શિવની આજ્ઞાથી શંબરને ત્યાં માયાવતી નામ ધારણ કરી ડોસીરૂપે પાકશાળાની ઉપરી થઇ રહી હતી તેણે ઉછેર્યો. એની બાર વરસની વય થઇ એટલામાં રતિએ એને ધનુર્વિદ્યા ભણાવી ને પોતા સંબંધી બનેલી વાત કહી. પછી રતિની સ્હલાથી પ્રદ્યુમ્ને શંબરની સાથે યુદ્ધ કરી તેને માર્યો. રતિ પાછી બાર વરસની થઇ ગઇ ને પછી બન્ને જણા દ્વારકામાં કૃષ્ણને ઘેર ગયાં. અહીં નારદે તેઓને ઓળખાવ્યાં ને કૃષ્ણે વિધિએ બન્નેને પરણાવ્યાં. પ્રદ્યુમ્નને રતિથી અનિરુદ્ધ નામનો પુત્ર થયો. કોઇ કહે છે કે નારદે રતિને મંત્ર આપ્યો હતો તેથી તે પોતાની ઇચ્છા પ્રમાણે વેળાએ વેળાએ શંબરને ત્યાં પુત્રને અદૃસ્ય કરી શકતી-ને કામધેનુ

આવી તે પુત્રનું પોષણ કરતી; અને જ્યારે રતિને ગર્ભ રહ્યો ત્યારે શંબરે એ જાણી તેને દુઃખ દેવા માડયું ને પછી પ્રદ્યુમ્ને શંબરને મારી નાખ્યો.

**પ્રયાગ,** જ્યાં ગંગા જમના ને (અંદરથી) સરસ્વતિનો સંગમ થાય છે તે સ્થળ–હાલનું અલાહબાદ. શંખાસુરની પાસથી બ્રહ્માને ચાર વેદ પાછા મળ્યા ત્યારે તેના ઓચ્છવમાં તેણે પ્રયાગમાં ૧૦ અશ્વમેધ કર્યા હતા. હિમાલય પર્વતમાં દેવપ્રયાગ, કર્ણપ્રયાગ, રુદ્રપ્રયાગ ને નંદપ્રયાગ નામનાં સ્થળો છે.

**પ્રલંબ,** એક રાક્ષસ–એ કંસની તરફથી કૃષ્ણને મારવા વનમાં ગોવાળને રૂપે ગયો હતો. પણ ત્યાં બળરામે તેને મારી નાખ્યો હતો.

**પ્રસેન,** એક જાદવ–સત્રાજિતનો ભાઇ. (સત્રાજિતની કથા જોવી.)

**પ્રહ્લાદ,** દિતિના પુત્ર હિરણ્યકશિપુનો પુત્ર એ જન્મથીજ મોટો વિષ્ણુભક્ત હતો. એ નિત્ય રામનું નામ ગોખ્યાં કરે તેથી કંટાળી એના પિતાએ એને નિશાળે મુકયો, તો ત્યાં પણ એ રામનામ વિના બીજું કંઇ ભણે નહીં ને બીજા છોકરાઓ પણ એની શિખવણીથી રામનામજ ભણે. નિશાળ બગડવાથી મેહેતાજીએ એને પાછો એના પિતાને સોંપ્યો. પિતાએ પોતાના શત્રુ વિષ્ણુનું નામ ન દેવાને એને બહુ સમજાવ્યો, પણ એણે તે માન્યું નહીં, ને વળી એને મારી નાખવાના ઘણા ઉપાય કર્યા તોપણ તે ન મુઓ. અંતે દૈત્યે એને પુછ્યું કે તારો રામ કયાં છે તે દેખાડ? પ્રહ્લાદે કહ્યું કે તે સર્વ ઠેકાણે છે. દૈત્યે કહ્યું કે આ સ્તંભમાં દેખાડે તો હું ખરૂં જાણું.

પ્રહ્લાદે કહ્યું કે હમણા દેખશો. પછી એણે વિષ્ણુની સ્તુતિ કરી એટલે સ્તંભમાં નૃસિંહ રૂપે વિષ્ણુ દેખાયા ને પ્રહ્લાદે નમન કર્યું. નૃસિંહે હિરણ્યકશિપુ જોડે યુદ્ધ કરી નખે વતી ચીરી નાખ્યો ને પ્રહલાદને રાજ્યાસને બેસાડી તે અંતરધાન થયા. પ્રહ્લાદનો પુત્ર વિરોચન ને એનો પુત્ર બળીરાજા.

**ફરસરામ,** પરશુરામ.

**બક,** રાક્ષસ જેને ભીમે માર્યો હતો. ૨ **બકાસુર.**

**બકાસુર (બગાસુર),** એ નામનો કંસનો મોકલેલો રાક્ષસ જે બગલારૂપે કૃષ્ણને પોતાની ચાંચમાં લઇ ઉડ્યો હતો ને જેને કૃષ્ણે અંતરીક્ષેજ માર્યો હતો.

**બદ્રિકેદાર-નાથ,** શ્રીનગર પ્રાંતમાં અલકનંદા નદીનાં પશ્ચિમ તટ ઉપર નગર ને દેહેરૂં છે. એ જાત્રાનું મોટું ધામ છે.

**બભ્રુવાહન,** બભ્રુવાહન.

**બભ્રુવાહન,** અર્જુનનો ચિત્રાંગી ચિત્રાંગદાથી થયલો પુત્ર—મણિપુરનો રાજા. એ રાજ એના વડવા નાગે વારસામાં આપ્યું હતું. એ રાજા ઘણો ધર્માત્મા ને પરાક્રમી હતો. જ્યારે પાંડવે અશ્વમેધનો અશ્વ છોડયો ત્યારે એ મણિપુરમાં જવાથી બભ્રુવાહને તેને બાંધ્યો. એ વાત ચિત્રાંગીએ જાણી એટલે બભ્રુવાહનને પોતાની વાતથી જાણીતો કરી કહ્યું કે એ અશ્વરક્ષક અર્જુન તારો પિતા છે માટે અશ્વ લઇ તેને શરણ જા. માની આજ્ઞાથી એ, અશ્વસહિત અર્જુન પાસે જઇ પગે પડયો ને કહ્યું કે હું તારો પુત્ર ચિત્રાંગીથી થયલો છઊં. અર્જુને તેને લાત મારી દૂર ફેંકી દીધો ને ધિઃકારથી કહ્યું કે તું મારો પુત્ર હોય તો અશ્વ

બાંધ્યા પછી શરણ આવે નહીં, માટે ચિત્રાંગીએ જાર કર્મથી ઉત્પન્ન કર્યો હશે. એ સાંભળી બભ્રુવાહને ક્રોધમાં અર્જુનને મારવાની પ્રતિજ્ઞા કરી તેને કહ્યું કે ધનુષ બાણ લઇ સજ થા. હું તને મારૂં તોજ હું તારો પુત્ર ખરો. પછી બભ્રુવાહને મોટું યુદ્ધ કરી અર્જુનનું શિર ઉડાવ્યું. એ વાત ચિત્રાંગી તથા તેની બેન ઉલુપીએ જાણી એટલે તેઓએ બભ્રુવાહનનો ઘણો તિરસ્કાર કર્યો ને પછી ઉલુપીએ કહ્યું કે મારા પિતા શેષ પાસેથી સંજીવક મણિ આવે તો અર્જુન સજીવન થાય. પછી બભ્રુવાહને પાતાળમાં જઇ શેષનો પ્રધાન નાગ (જે શેષની ઇચ્છા ઉપરાંત થઇ મણિ આપવાની ના કહેતો હતો) તેની જોડે મોટું યુદ્ધ કર્યું. પછી શેષે તેને મણિ સ્વાધિન કર્યો ને બભ્રુવાહને અર્જુન વૃક્ષકેતાદિને જીવતા કર્યા.

**બળદેવ**–ભદ્ર, બળરામ.

**બળરામ,** વસુદેવનો રોહિણીથી થયલો પુત્ર. બાળપણમાં કૃષ્ણનો મોટો ભાઇ–શેષનો અવતાર. એણે કંસની તરફના ધેનુક ને પ્રલંબ એ નામના રાક્ષસોને માર્યા, ને મથુરા ગયા ત્યાં કંસના મુષ્ટિક ને કૂટ એ નામના બે મલ્લોને માર્યા. દ્વારકામાં આવ્યા પછી એ વૃંદાવન જઇ નંદ જસોદાને મળ્યા હતા ને ગોપ ગોપીયોને ધીરજ આપી ગોપીયો જોડે રાસ રમ્યા હતા. એણે દ્વિવિદ નામે વાંદર પોતાના મિત્ર નરકાસુરનું વેર લેવા આવેલો તેની જોડે યુદ્ધ કરી તેને માર્યો. એણે ભીમ દુર્યોધનને ગદા યુદ્ધ શિખવ્યું હતું. જ્યારે કૃષ્ણ પાંડવના જુદ્ધમાં હતા ત્યારે બળરામ તીર્થાટન કરતા. એણે એક બિલ્વાન નામે વાંદર જે ઋષિયોને

ઉપદ્રવ કરતો તેને માર્યો છે. અર્જુને સોભદ્રાનું હરણ કર્યું ત્યારે એને બહુ ક્રોધ ચહડયો હતો ને હળ મૂશળ લઇ યુદ્ધને નિકળ્યા હતા. પણ પછી કૃષ્ણે તેને સમજાવ્યા હતા. કૃષ્ણે રૂક્મણીનું હરણ કર્યું ત્યારે પણ યુદ્ધમાં એણે બહુ પરાક્રમ દેખાડયું હતું. એ નીલાંબર પેહેરતા ને હળમુશળ લીધા વિના કંઇ જતા નહીં. જાદવાસ્થળી થયા પછી એ કૃષ્ણથી કંઇક વેહેલા સ્વધામ પ્હોંચ્યા હતા.

**બલિ,** (બળીરાજા), મહાબળીપુરના (શોણિતપુરના) રાજા—પ્રહ્લાદના પુત્ર વિરોચનના પુત્ર. એ ચિરંજી- વી છે. એ મહાદાનેશ્વર હતા. એનાથી ઇંદ્ર બહુ બિ- હીતો હતો કે રખેને ઇંદ્રાસન લે. અદિતિએ પોતા- ના પુત્રનું રાજ ન જાય માટે વિષ્ણુનું તપ કર્યું ને વિષ્ણુએ બળિને છળવા અદિતિને પેટે વામન અવતાર ધર્યો હતો. બળિએ નવાણું યજ્ઞ કર્યા હતા ને સોમો નર્મદા કિનારે કરતો હતો તે સંપૂર્ણ થયો કે તુરત વામનજીને વેષે વિષ્ણુએ આવી જાચના કરી. બળીએ જ્યારે પ્રસન્ન થઇ માગવાનું કહ્યું ત્યારે વામને પોતાનાં ત્રણ ડગલાં ભરી પૃથ્વિ માગી. બળીએ કંઇ વધારે માગવાનો આગ્રહ કર્યો પણ વામને ક- હ્યું કે બ્રાહ્મણને ઘણો લોભ ન છાજે માટે મારે તો એટલું જ બહુ છે. એ વેળા શુક્રાચાર્ય ગોરે બળીને કહ્યું કે વિષ્ણુ છળવાને આવ્યા છે માટે તું એમ કહે કે પૃથ્વિમાં દેવ બ્રાહ્મણ આદિ પાંચ જણાનો ભાગ છે માટે એ વિના જે જોઇએ તે મારાથી આપી શકાશે. બળીએ ગમે તે થાય પણ તેમ કહેવાની ગો- રને સાફ ના કહી ને પોતાની સ્ત્રી સહીત વામન બ્રા- હ્મણની પુજા કરી હાથમાં સંકલ્પ કરવાને પાણી રેડ-

વા માંડયું. એ વેળા શુક્રાચાર્ય યજમાનની દાઝ જાણી સૂક્ષ્મ રૂપે ઝારીના નાળવામાં ભરાયા તેથી પાણી પડયું નહીં. બળી ઝંખવાઇ ગયો પણ એટલામાં વામને દર્ભની સળી તેમાં ખોશી એટલે શુક્રાચાર્યની એક આંખ કાણી થઇ ને તે વેદનાથી તુરત તે બ્હાર નિકળ્યા. પછી બળીએ વામનના હાથમાં સંકલ્પ કરી ત્રણ પગલાં પૃથ્વીનું પાણી મુકયું એટલે તુરત જ વામને વૈરાટ રૂપ ધારણ કર્યું ને એક પગલું આકાશમાં ને બીજું પાતાળમાં મુકીને બળીને પુછયું કે ત્રીજું કયાં મુકું? બળી સમજી ગયો ને વામનની સ્તુતિ કરી કહ્યું કે મારા મસ્તક ઉપર મુકો. વામને તેમ કર્યું ને બળીને પાતાળમાં ચાંપ્યો. પછી વિષ્ણુએ એને સુતળ લોકનું રાજ્ય આપ્યું ને પોતે તેના દ્વારપાળ થઇ રહ્યા. જ્યારે રાવણ બળી જોડે યુદ્ધ કરવા પાતાળમાં ગયો ત્યારે બળીએ તેની બહુ હાંસી કરી હતી. (રાવણની કથા જોવી).

**બાણાસુર,** બળી રાજાનો સહુથી મોટો પુત્ર–શોણિતપુરનો રાજા. એ મોટો ધર્માત્મા ને દાતા હતો. એણે એક સમે મહાદેવનું તપ કર્યું ને મહાદેવે પ્રસન્ન થઇ એને હજાર હાથ આપ્યા ને કહ્યું કે મારા ગણો તારા નગ્રની રક્ષા કરશે. પછી એ એકે ચક્રે રાજ્ય કરવા લાગ્યો. એને એક વેળા પોતાનાં બળનું અભિમાન આવેથી એણે મહાદેવ પાસે જઇ કહ્યું કે મારા હાથ ચવળે છે માટે કોઇ શત્રુ દાખવો. મહાદેવે કહ્યું કે કૃષ્ણ તારા ભુજનો ભાર ઉતારશે ને પછી શિવે એક ધજા આપી કહ્યું કે એ તારા રાજ મંદિર ઉપર ઉભી કરજે ને એ ભાગે ત્યારે જાણજે કે

શત્રુ ઉત્પન્ન થયો. કેટલાક કાળ પછી બાણને રાણીથી ઉષા નામે પુત્રી થઇ. (કોઇ કેહે છે કે મહાદેવ પાર્વતીએ ઉત્પન્ન કરેલી ઉષા આપી). જ્યારે ઉષા સાત વરસની થઇ ત્યારે બાણે તેને વિદ્યાભ્યાસ કરાવવા શિવપાર્વતિને સોંપી—થોડા કાળમાં ઉષા સર્વ શાસ્ત્ર ભણી ગાયન કળામાં પણ ઘણી પ્રવીણ થઇ. એક સમે શિવપાર્વતિને હાસ્ય વિનોદ કરતાં જોઇ ઉષાને પતિની ઇચ્છા થઇ આવી. એ વાત જાણી પાર્વતિએ ઉષાને બાણને ઘેર વિદાય કરી. અહીં બાણે તેને અનેક સખિઓ સાથે એક મહેલમાં રાખી. ઉષા પરણવા યોગ્ય થઇ ત્યારે બાણે તેના મહેલની આસપાસ કોઇ પુરૂષ પ્રવેશ ન કરે માટે રાક્ષસોની ચોકી મુકી. એક રાતે તે સ્વામીના વિચારમાં સુઇ ગઇ ને પછી સ્વપ્નામાં તેણે એક પુરૂષ સાથે વિનોદ કર્યો ને પછી પતિના ધ્યાનમાં પહોર દહાડો ચઢતાં લગી તે ઉઠી નહીં. એથી સખીઓ ગભરાઇ. પછી કૌભાંડની પુત્રી ચિત્રલેખા ઉષાના મહેલમાં ગઇ ને જોયું તો ઉષાને છપરખાટ ઉપર રડતી દીઠી. ચિત્રલેખાએ ઉષાને ધીરજ આપી કહ્યું કે બ્રહ્માના વરદાનથી શારદા દેવી નિત્ય મારી સાથે રેહે છે તેની કૃપાથી હું દેવોને પણ વશ કરી શકીશ માટે તને શું દુઃખ છે તે કહે. પછી ઉષાએ તેને સ્વપ્નની વાત કહી ત્યારે ચિત્રલેખાએ કહ્યું કે હું ચિત્ર કહાડું તેમાંથી તારો પતિ ઓળખાવજે એટલે જહાં હશે ત્યાંથી હું આણી આપીશ. પછી એણે દેવ ગંધર્વ રાજા આદિનાં ચિત્ર કહાડી બતાવ્યાં પણ જ્યારે અનિરૂદ્ધનું ચિત્ર કહાડયું ત્યારે ઉષા અચેતન થઇ ગઇ. કેટલીક વારે તે સાવધ થઇ

ને પછી ચિત્રલેખાને કહ્યું કે એજ પુરૂષ સ્વપ્નમાં મારૂં મન હરી ગયો છે ને એ નહીં મળે તો મારૂં મરણ થશે. ચિત્રલેખા જે વિધાત્રીનો અવતાર હતી તે પક્ષિણિનું રૂપ ધરી દ્વારકા ગઇ ને ઊંઘતા અનિરૂદ્ધને હીંડોળા સહિત ઉષાના મહેલમાં લઇ આવી. ઉષાએ તેનો ઘણો ઉપકાર માન્યો ને ચિત્રલેખા પોતાને ઘેર ગઇ. એ દિવસથી ઉષાએ મેહલનાં દ્વાર બંધ રાખવા માંડયાં. એક દિવસ બાણાસુર ત્યાં આવી ચહડયો ને શિવની આપેલી ધજા ભાંગી પડેલી જોઇને યુદ્ધનો પ્રસંગ પાસે આવ્યો જાણી ફુલાવા લાગ્યો. એવામાં એક ચોકીદારે બાણને કહ્યું કે કેટલાક દિવસ થયાં રાજ કન્યાના મેહેલમાં કોઇ પુરૂષનો શબ્દ સંભળાય છે. એ સાંભળી બાણાસુરને ક્રોધ ચહડયો ને શસ્ત્ર લઇ ઉષાના મેહલમાં ધસ્યો—જોય છે તો ઉષા ને અનિરૂદ્ધ એક પલંગ ઉપર સુતેલાં. અનિરૂદ્ધને જોઇ બાણને તેની જોડે પુત્રી પરણાવવાનો વિચાર આવ્યો પણ એજ મારો શત્રુ હશે એમ વિચારી ત્યાંથી પાછો ફરયો ને જતી વેળા સેવકોને કહ્યું કે ઊંઘતા શત્રુને મારવો ન જોઇયે માટે તે જાગે એટલે મને જાણ કરજો. પછી બાણાસુરની આજ્ઞાથી દૈત્યોએ ઉષાનો મેહેલ ઘેરી લીધો ને ઉષા ને અનિરૂદ્ધ જાગ્યાં ત્યારે સેવકોએ બાણને જાણ કરી. બાણાસુર મોટું સૈન્ય લઇ અનિરૂદ્ધ જોડે યુદ્ધ કરવા આવ્યો. એ સમે અનિરૂદ્ધે સર્વ દૈત્યનો સંહાર કરયો પણ બાણાસુરે તેને શિવના આપેલા નાગ પાશે બાંધી બંદીખાને નાખ્યો ને ઉષાને અંતઃપુરમાં મોકલી દીધી. એ સમાચાર નારદે દ્વારકા જઇ કૃષ્ણને કહ્યા ને પછી કૃષ્ણ જાદવનું સૈન્ય લઇ

બાણ જોડે યુદ્ધ કરવા આવ્યા. બાણની તરફથી મહાદેવ પણ યુદ્ધ કરવા આવ્યા ને બંને વચ્ચે મોટું યુદ્ધ મચ્યું. છેવટે કૃષ્ણે મોહાસ્ત્ર બાણથી શિવને નિદ્રાવશ કરી સુદર્શનવતી બાણાસુરના ચાર હાથ રાખી બાકીના કાપી નાખ્યા. પછી બ્રહ્માદિ દેવતાઓએ વચમાં પડી શિવ કૃષ્ણ વચ્ચે સલાહ કરાવી અને બાણાસુરે ઉપાને અનિરૂદ્ધ જોડે ધામધુમથી પરણાવી.

બાલાજી, બાળકૃષ્ણ.

બાહુક, એ નામ નળરાજાએ ઋતુપર્ણને ત્યાં રાખ્યું હતું.

બાહ્લિક, હસ્તિનાપુરના પ્રતીપરાજાના વચલા પુત્ર શન્તનુના ભાઇ. એના આજાને પુત્ર નહીં તેથી તેણે બાહિલક દોહિત્રને પુત્ર કરી રાખ્યો હતો. એણે પોતાની ૭૦૦ વર્ષની વય છતાં મહાભારતના જુદ્ધમાં કૌરવ પક્ષે રહી જુદ્ધ કર્યું હતું.

બાળકૃષ્ણ-મુકુન્દ, કૃષ્ણનું બાલ્યાવસ્થાનું સ્વરૂપ.

બુદ્ધ, વિષ્ણુના ચોવીસ અવતારમાંનો તેવીસમો ને દશમાંનો નવમો. એની કથા આમ છે. એક વેળા શુક્રાચાર્યના વિચારથી દૈત્યોએ યજ્ઞ કરવા માડયો ત્યારે દેવોએ વિષ્ણુની પ્રાર્થના કરી કે મહારાજ દૈત્યોનું પ્રબળ વધશે તો તે હમારો નાશ કરશે. પછી વિષ્ણુ સેવડાનું રૂપ ધરી હાથમાં પીછી રાખી નવાં વસ્ત્ર પેહેરી જ્યાં દૈત્યો યજ્ઞ કરતા હતા ત્યાં જઇ બેઠા. દૈત્યોએ પીછી રાખવાનું તથા મેલાં વસ્ત્ર પેહેરવાનું કારણ પુછવાથી બુદ્ધે કહ્યું કે મનુષ્યના બેસવાથી અનેક જીવો ડબાઇ મરે છે માટે પીંછીએ જમીન વાળીને બેસવું જોઇયે ને વસ્ત્ર ધોવાથી પાણીમાંના જીવો મરે છે તેથી તે ન ધોવાં જોઇએ. એ સાંભળી દૈત્યોએ વિચાર્યું કે

ને પછી ચિત્રલેખાને કહ્યું કે એજ પુરુષ સ્વપ્નમાં મારૂં મન હરી ગયો છે ને એ નહીં મળે તો મારૂં મરણ થશે. ચિત્રલેખા જે વિધાત્રીનો અવતાર હતી તે પક્ષિણિનું રૂપ ધરી દ્વારકા ગઇ ને ઊંઘતા અનિરૂદ્ધને હીંડોળા સહિત ઉષાના મહેલમાં લઇ આવી. ઉષાએ તેનો ઘણો ઉપકાર માન્યો ને ચિત્રલેખા પોતાને ઘેર ગઇ. એ દિવસથી ઉષાએ મેહલનાં દ્વાર બંધ રાખવા માંડયાં. એક દિવસ બાણાસુર ત્યાં આવી ચહડયો ને શિવની આપેલી ધજા ભાંગી પડેલી જોઇને યુદ્ધનો પ્રસંગ પાસે આવ્યો જાણી ફુલાવા લાગ્યો. એવામાં એક ચોકીદારે બાણને કહ્યું કે કેટલાક દિવસ થયાં રાજ કન્યાના મેહેલમાં કોઇ પુરૂષનો શબ્દ સંભળાય છે. એ સાંભળી બાણાસુરને ક્રોધ ચહડયો ને શસ્ત્ર લઇ ઉષાના મેહલમાં ધસ્યો–જોય છે તો ઉષા ને અનિરૂદ્ધ એક પલંગ ઉપર સુતેલાં. અનિરૂદ્ધને જોઇ બાણને તેની જોડે પુત્રી પરણાવવાનો વિચાર આવ્યો પણ એજ મારો શત્રુ હશે એમ વિચારી ત્યાંથી પાછો ફર્યો ને જતી વેળા સેવકોને કહ્યું કે ઊંઘતા શત્રુને મારવો ન જોઇયે માટે તે જાગે એટલે મને જાણ કરજો. પછી બાણાસુરની આજ્ઞાથી દૈત્યોએ ઉષાનો મેહેલ ઘેરી લીધો ને ઉષા ને અનિરૂદ્ધ જાગ્યાં ત્યારે સેવકોએ બાણને જાણ કરી. બાણાસુર મોટું સૈન્ય લઇ અનિરૂદ્ધ જોડે યુદ્ધ કરવા આવ્યો. એ સમે અનિરૂદ્ધે સર્વ દૈત્યનો સંહાર કર્યો પણ બાણાસુરે તેને શિવના આપેલા નાગ પાશે બાંધી બંદીખાને નાખ્યો ને ઉષાને અંતઃપુરમાં મોકલી દીધી. એ સમાચાર નારદે દ્વારકા જઇ કૃષ્ણને કહ્યા ને પછી કૃષ્ણ જાદવનું સૈન્ય લઇ

**બ્રહ્મલોક,** જહાં બ્રહ્મા અને ધર્મિ પ્રાણીયો રહે છે તે.

**બ્રહ્મા,** બ્રહ્મની જે ઉત્પત્તિ સ્થિતિ ને લય એ ત્રણ શક્તિ તેમાંની પેહેલી તે બ્રહ્મામાં રહેલી છે. સગુણ બ્રહ્મને રજ તમ ને સત્વ એ ત્રણ ગુણ આપ્યા છે. તેમાં રજોગુણ તે બ્રહ્મા. વળી તત્વજ્ઞાનશાસ્ત્રમાં જડ માયા તે બ્રહ્મા, વિષ્ણુ તે ચૈતન્ય અને કાળ તે શિવ. બ્રહ્મા શેષશાઈ નારાયણનાં નાભિકમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થયા છે. એનું વાહન હંસ છે. એની પુત્રી સરસ્વતિ છે. બ્રહ્માને પાંચ માથાં હતાં પણ રૂદ્રે તેમાંથી એક કાપી નાખ્યું હતું. એ ચાર મહોડેથી નિરંતર ચારે વેદ ભણ્યાં કરે છે.

**બ્રહ્માવર્ત્ત,** દિલ્હીની વાયવ્ય દિશાનો પ્રદેશ-સરસ્વતિને દ્રિશદ્વતિ એ બે નદીયોની વચમાંનો.

**બ્રહ્માણી,** બ્રહ્માની શક્તિ-સ્ત્રીરૂપે.

**ભગદત્ત,** નરકાસુરનો પુત્ર. કૃષ્ણે એના પિતાને મારયા પછી એને રાજ્યાભિષેક કરયો હતો. અણે મહાભારતમાં કૌરવ પક્ષે રહી ભીમ જોડે મોટું યુદ્ધ કરયું હતું.

**ભગિરથ,** સૂર્યવંશી સગરરાજાનો પૌત્ર અંશુમાન ને એના પુત્ર દિલિપનો પુત્ર. એણે વનમાં જઈ ગંગાનું તપ કરી પોતાના પૂર્વજો કપિલ મુનિના ક્રોધાગ્નિથી પાતાળમાં બળી મુઆ હતા તેઓનો ઉદ્ધાર કરવા તેને સ્વર્ગથી નીચે આણ્યાં હતાં. (ગંગાની કથા જોવી).

**ભદ્રકાળી,** પાર્વતિનું એક ભયંકર રૂપ.

**ભદ્રા,** કૃષ્ણની અષ્ટ પટ્ટરાણીમાંની એક.

**ભરત,** ચંદ્રવંશી દુષ્યંત રાજાનો શકુન્તલાથી થયલો પુત્ર. એ ચક્રવર્તિ રાજા હતો. એ ઉપરથી એના રાજ્યનું નામ ભરતવર્ષ અથવા ભરતખંડ પડ્યું છે

યજ્ઞમાં હજારો જીવ મરશે તેનું આપણને પાપ બેસશે માટે યજ્ઞ ન કરવો. પછી દૈત્યોએ યજ્ઞ બંધ કર્યો ને બુદ્ધ અલોપ થયા. ૨ વેદધર્મથી જુદો એક ધર્મ ચલાવનાર. બુદ્ધના અનેક અવતાર થયા છે એમ કહેવાય છે–છેલ્લો ગૌતમ અથવા સાક્યમુનિ. પ્રાણીની હિંસા ન કરવી, જ્ઞાતિભેદ ન પાળવો, જીવ કેટલાએક જન્માંતરે જ્ઞાન પામતો નિર્વાણ પદ પામે છે ઇત્યાદિ સિદ્ધાંતો એ ધર્મના છે. ૩ ચંદ્રનો બૃહસ્પતિની સ્ત્રી તારાથી થયલો પુત્ર. (તારાની કથા જોવી). એણે ઇલા–સુદ્યુમ્ન સાથે લગ્ન કર્યાં હતાં ને એથી તેને પુરૂરવા પુત્ર થયો હતો. (ઇલાની કથા જોવી.)

**બુદ્ધિ**, ગણપતિની એક સ્ત્રી.

**બૃહદશ્વ**, ઋષિ, એણે પાંડવને નળાખ્યાન સંભળાવ્યું હતું.

**બૃહદ્બળ**, કોસલ દેશનો રાજા. એ મોટા જુદ્ધમાં કૌરવ પક્ષનો અતિરથી જોધ્ધો હતો. એને અભિમન્યુએ માર્યો હતો.

**બૃહસ્પતિ**, અંગિરાના પુત્ર–દેવતાઓના ગુરુ. એની માનું નામ શ્રદ્ધા ને સ્ત્રીનું નામ તારા. એ અસ્ત્રશસ્ત્રાદિ સર્વ વિદ્યામાં એકકા ને સભામાં વાચાળ હતા. એણે કેટલીક સ્મૃતિના અને એક બે ચાર્વાક મતના ગ્રંથો કર્યા છે. એને ને શુક્રાચાર્યને પરસ્પર સ્પર્દ્ધા રેહેતી. ૩ એ નામનો એક ગ્રહ. ૨ એ નામનો એક વાર.

**બ્રહ્મ**, જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય કર્તા જે એક નિર્ગુણ સચ્ચિદાનંદ તે.

**બ્રહ્મવૈવર્ત્ત**, અરાડ પુરાણમાનું એક. એમાં સૃષ્ટિનું વર્ણન તથા ગોવિંદના નામથી રાધાકૃષ્ણની મુખ્યત્વે કથા છે.

**બ્રહ્મર્ષિ**, ઋષિપદને પામેલા બ્રાહ્મણ વશિષ્ઠાદિ. એઓ ઘણું કરીને કુરુક્ષેત્ર, મત્સ્યદેશ, પંચાળ–કનોજ અને સુરસેન મથુરામાં રેહેતા.

**બ્રહ્મલોક,** જહાં બ્રહ્મા અને ધર્મિ પ્રાણીયો રહે છે તે.

**બ્રહ્મા,** બ્રહ્મની જે ઉત્પત્તિ સ્થિતિ ને લય એ ત્રણ શકિત તેમાંની પેહેલી તે બ્રહ્મામાં રહેલી છે. સગુણ બ્રહ્મને રજ તમ ને સત્વ એ ત્રણ ગુણ આપ્યા છે. તેમાં રજોગુણ તે બ્રહ્મા. વળી તત્વજ્ઞાનશાસ્ત્રમાં જડ માયા તે બ્રહ્મા, વિષ્ણુ તે ચૈતન્ય અને કાળ તે શિવ. બ્રહ્મા શેષશાઈ નારાયણનાં નાભિકમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થયા છે. એનું વાહન હંસ છે. એની પુત્રી સરસ્વતિ છે. બ્રહ્માને પાંચ માથાં હતાં પણ રૂદ્રે તેમાંથી એક કાપી નાખ્યું હતું. એ ચાર મહોડેથી નિરંતર ચારે વેદ ભણ્યાં કરે છે.

**બ્રહ્માવર્ત્ત,** દિલ્હીની વાયવ્ય દિશાનો પ્રદેશ–સરસ્વતિને દ્રિશદ્વતિ એ બે નદીયોની વચમાંનો.

**બ્રહ્માણી,** બ્રહ્માની શક્તિ-સ્ત્રીરૂપે.

**ભગદત્ત,** નરકાસુરનો પુત્ર. કૃષ્ણે એના પિતાને મારયા પછી એને રાજ્યાભિષેક કરયો હતો. અણે મહાભારતમાં કૌરવ પક્ષે રહી ભીમ જોડે મોટું યુદ્ધ કર્યું હતું.

**ભગિરથ,** સૂર્યવંશી સગરરાજાનો પૌત્ર અંશુમાન ને એના પુત્ર દિલિપનો પુત્ર. એણે વનમાં જઈ ગંગાનું તપ કરી પોતાના પૂર્વજો કપિલ મુનિના ક્રોધાગ્નિથી પાતાળમાં બળી મુઆ હતા તેઓનો ઉદ્ધાર કરવા તેને સ્વર્ગથી નીચે આણ્યાં હતાં. (ગંગાની કથા જોવી).

**ભદ્રકાળી,** પાર્વતિનું એક ભયંકર રૂપ.

**ભદ્રા,** કૃષ્ણની અષ્ટ પટ્ટરાણીમાંની એક.

**ભરત,** ચંદ્રવંશી દુષ્યંત રાજાનો શકુન્તલાથી થયલો પુત્ર. એ ચક્રવર્તિ રાજા હતો. એ ઉપરથી એના રાજ્યનું નામ ભરતવર્ષ અથવા ભરતખંડ પડ્યું છે

એણે એકસોતેતરીસ અશ્વમેધ કર્યા હતા. એની ત્રણ રાણીઓને કુરૂપ સંતાન થવાથી રાજાને તેઓનાં પતિવ્રત ઉપર વ્હેમ આવે માટે તેઓએ તે બાળકોને જન્મતાંજ ગંગામાં ફેંકી દેવડાવ્યાં હતાં. ભરતે કણ્વ ઋષિના વિચારથી સંતાન થવા સારૂ મરૂતીનો યજ્ઞ કર્યો ને મરૂતીએ ભારદ્વાજ નામનો પુત્ર ભરતને આપ્યો જેનું નામ ભરતે વિતથ પાડયું. પછી વૃદ્ધાવસ્થામાં ભરત એને રાજ્ય સોંપી તપ કરવા જતો રહ્યો. ૨ કૈકેયીનો પુત્ર. રામચંદ્રનો સાવકો ભાઇ. એની રામ ઉપર એટલી પ્રીતિ હતી કે જ્યારે તે વનવાસ ગયા ત્યારે એ રાજ્ય ન કરતાં જોગ ધારણ કરી નંદીગ્રામમાં રહ્યો હતો, ને નિત્ય રામની પાવડીની પુજા કરતો. જ્યારે હનુમાન લક્ષ્મણને મુર્છામાંથી ઉઠાડવા ઔષધી સહિત દ્રોણાચળ પર્વત લઇ જતા હતા ત્યારે એણે તેના પગમાં બાણ માર્યું હતું—એમ સમજીને કે કોઇ રાક્ષસ રામને મારવાને પર્વત લઇ જાય છે. એનાં બાણથી હનુમાન એક પગે ખોડા થયો. પછી હનુમાન રામનો ભક્ત છે એ વાત ભરતે જાણી એટલે એ તેની પાસે ગયો ને રામના સમાચાર જાણી લઇ પોતાના બાણ ઉપર બેસાડી હનુમાનને દ્રોણાચળ સહિત સૂર્યોદય થતાં પ્હેલાં લંકાં આગળ પોહોંચાડયો. ૩ એ નામનો મુનિ જેણે નાટક શાસ્ત્ર સંબંધી પ્રથમ ગ્રંથ કર્યો છે.

**ભરતવર્ષ,** ઉત્તર હિંદુસ્તાન.

**ભરથરી,** ભર્તૃહરિ.

**ભર્તૃહરિ,** ઉજ્જૈન નગરીના રાજા–ગર્ધવસેનનો પ્રધાનની પુત્રીથી થયલો પુત્ર ને વિક્રમાદિત્યનો સાવકો ભાઇ.

એ મોટો વિદ્વાન હતો તેમ કવિ પણ હતો. એને એક બ્રાહ્મણે અમૃત ફળ આપ્યું ને કહ્યું કે એ ખાધાથી માણસ અમર થાય છે માટે તમેજ ખાજો. રાજાએ તે લીધું ને વિચાર્યું કે મારી વ્હાલી રાણીને ખવડાવું કે તે અમર ને સદા જોબનવંતી રેહે. પછી રાજાએ ફળ રાણીને આપ્યું. રાણીયે ઉપર પ્રમાણે વિચારી પોતાના યારને આપ્યું. યારે પોતાની રાખેલી વેશ્યાને આપ્યું. એ વેશ્યા દરબારની હતી તેથી એણે જાણ્યું કે રાજા અમર થાય તો સારૂં. પછી તે ફળ પાછું રાજા પાસે આવ્યું ને ઉપલી સર્વ વાતની રાજાને જાણ થઇ એટલે તેને સંસાર ઉપર ધિઃકાર આવ્યો ને રાજા જુવાનીમાંજ વૈરાગ્ય પામી જોગીનો વેષ ધારણ કરી વનમાં તપ કરવા જતો રહ્યો.

**ભવાની,** પાર્વતી–શાન્ત ને આનંદી ભાવમાં.

**ભસ્માસુર,** વૃકાસુરની કથા જોવી.

**ભાગવત,** એ ગ્રંથમાં વિશેષે કૃષ્ણાવતારની લીલા છે.

**ભાગીરથી,** ગંગા.

**ભારત,** ચંદ્રવંશી ભરત રાજાના વંશજ. ૨ એઓ સંબંધી જે કથા તે; મહાભારત.

**ભારદ્વાજ,** ચંદ્રવંશી ભરત રાજાનો પુત્ર. એની કથા આમ છે. બૃહસ્પતિએ પોતાની મમતા નામની ભાભી જોડે બલાત્કારે વ્યભિચાર કર્યો તેથી તેને ગર્ભ રહ્યો ને તેણે પુત્ર પ્રસવ્યો; પણ બૃહસ્પતિના વિનવ્યા છતાં મમતાએ તેનું પોષણ ન કર્યું ને તે પુત્રને ફેંકી દીધો જેની લાવરી પક્ષીએ સંભાળ લીધી. એવામાં ભરતે સંતાન થવા સારૂ મરૂતીનો યજ્ઞ કર્યો તેથી મરૂતીએ એ પુત્ર ભરતને લાવી આપ્યો. એનું

નામ ભરતે વિતથ પાડ્યું ને ભરત પછી એ ગાદીએ બેઠો. ૨ સપ્તઋષિમાંના એક. ૩ દ્રોણ.

**ભાર્ગવ,** ભૃગુના પુત્ર. એ રાક્ષસોને સહાય કરતા માટે શિવ એને ખાઈ ગયા હતા ને એ પાછા મૂત્ર રૂપે બાહાર નિકળી દૈત્યોના ગુરુ થયા હતા. એ હિમાલયની પેલીપાસ કેતુમાલમાં જન્મ્યાહતા; ૨ શુક્ર. ૩ પરશુરામ.

**ભાસ્કરાચાર્ય,** એ નામના જ્યોતિષિ-એ નિઝામના રાજમાંના બેદર નામના પરગણામાં આસરે સાતસે વરસ ઉપર થઇ ગયા. એણે બીજ ગણિત, લીલાવતિ, સિદ્ધાંત શિરોમણિ, એ ગ્રંથો કર્યા છે. એને પુત્ર નહોતો પણ લીલાવતિ નામે પુત્રી હતી. એ પુત્રીનું નામ અમર રાખવાને એણે પુસ્તકનું નામ લીલાવતિ રાખ્યું.

**ભીમ,** પાંચ પાંડવમાંનો બીજો. એ દ્રોણ પાસે ધનુર્વિદ્યા ભણ્યા પછી બળરામ પાસે ગદાયુદ્ધકળા શિખી આવ્યો હતો. એ લાક્ષાગૃહ બાળ્યા પછી હેડંબ રાક્ષસને મારી તેની બેન હેડંબા સાથે પરણ્યો હતો ને એથી એને ઘટોત્કચ પુત્ર થયો હતો. વનમાં બક રાક્ષસને મારી દ્રૌપદીના સ્વયંવરમાં એણે એક મોટા વૃક્ષના પ્રહારે કૌરવને નસાડ્યા હતા. એણે છવીસ દિવસ જરાસન્ધ સાથે ગદાયુદ્ધ કરી તેને માર્યો હતો. કામ્યક વનમાં કિર્મીર રાક્ષસને માર્યો, અને તીર્થાટનના પ્રસંગમાં એણે કુબેરના યક્ષ રાક્ષસો સાથે યુદ્ધ કરી તેના પ્રધાનને મારી કમળફુલ લઇ આવી દ્રૌપદીને આપ્યું હતું. વિરાટને ત્યાં જીમૂત મલ્લને અને કીચકોને માર્યા હતા. મોટા જુદ્ધમાં ભીમે બાણથી ને ગદાથી ને તરવારથી ને લાત મુક્કીથી કૌરવપક્ષના

સંકડો મોટમોટાઓને અને હજારો હાથીઓને સંહાર્યા હતા. દુઃશાસનને ગદાથી પાડી ભીમ તેની છાતી ઉપર ચડયો ને પોતાની ગદાએ વા નાખી સાવધ કરી પૂછ્યું કે દ્રૌપદીનો ચોટલો કીયે હાથે સાહ્યો હતો. જ્યારે દુઃશાસને પોતાનો જમણો હાથ બતાવ્યો ત્યારે તે ભીમે મુળથી ઉખેડી નાખ્યો ને પછી તરવારથી તેની છાતી ચીરીને તેનું રકત નિકળ્યું તે તેણે વખાણી વખાણી પીધું. એ વેળા એ એવો તો ભયાનક દેખાતો કે બંને દળના જોદ્ધાઓ થરથર કાંપ્યા હતા. જુદ્ધને અંતે ભીમે દુર્યોધન સાથે એકલાએકલી ગદાયુદ્ધ કર્યું હતું ને ન ફાવ્યું ત્યારે તેની જાંઘ ઉપર ગદા મારી તેને ફરી ન ઉઠે તેવો કર્યો હતો ને પગેવતી માથું રગડાળ્યું હતું.

એનામાં દશહજાર હાથીનું બળ હતું. તીર્થાટન પ્રસંગમાં એણે ગન્ધમાદન પર્વતભણી જતાં એક વાનર જે પોતાનું પુચ્છડું વાટમાં પસારી બેઠો હતો તેને કહ્યું કે વાનર તારૂં પુચ્છ ઉપાડ. વાનરે કહ્યું કે હું વૃદ્ધ છઉં તુંજ ઉપાડ. ભીમ મથીમથીને થાકયો પણ તે ઉપડયું નહિ. પછી વાત કરતાં એણે જાણ્યું કે તે વાનર તો હનુમાન છે. ભીમે કહ્યું કે લંકા બાળી તે વેળાનું તમારૂં સ્વરૂપ દેખાડો. હનુમાને તે રૂપ ધર્યું કે ભીમ મૂર્છા ખાઇ પડ્યો. નહુષ રાજા જે અજગર થઈ પડ્યો હતો તેણે ભીમની કમરે લપટાઇ પોતાની ફેણ તેનાં મ્હો ઉપર ધરી રાખી હતી પણ પછી યુધિષ્ટિરે આવી તેને છોડાવ્યો હતો. જ્યારે ભીમ યુધિષ્ટિરની આજ્ઞાથી દ્રોણના શકટ વ્યૂહમાં અર્જુનને શોધવા ગયો હતો ત્યારે એણે પોતાનું હતું તે

ટલું પરાક્રમ બતાવ્યું હતું પણ કર્ણે તેને અતીસેં હંફાવ્યો હતો ને તેને ધનુપસ્પર્શ પણ કર્યો હતો. ભીમ અતિ ઉગ્ર સ્વભાવનો હતો તોપણ ધર્માર્જુન કુન્તીની આમન્યા લેશ પણ લોપતો નહીં. જે વેળા દ્રૌપદીનું કૌરવે સભામાં અપમાન કર્યું તે પ્રસંગે તેનું લોહી અતીશય ઉભરાઇ આવ્યું હતું પણ તે સાંખી રહ્યો હતો. એણે કૌરવને—ધૃતરાષ્ટ્રને મેણાં મારવામાં કંઇજ બાકી રાખી નથી ને એનાજ તિરસ્કારથી ધૃતરાષ્ટ્ર ને ગાંધારી વનમાં ચાલ્યાં ગયાં હતાં. બાહુબળ પ્રમાણે તેને ખાવાનો આહાર પણ અતીસેં હતો. એણે વિરાટને ત્યાં બલ્લવ નામ રાખી પાકશાળાનું ઉપરીપણું કર્યું હતું—એ રસોઈ કરવામાં નિપુણ હતો ને એણે પાકશાસ્ત્રનો એક ગ્રંથ પણ રચ્યો છે. (પાંડવોની કથા જોવી).

**ભીમક,** ભીષ્મક.

**ભીમસેન,** ભીમ.

**ભીષ્મ,** શન્તનુના ગંગાથી ઉત્પન્ન થયલા પુત્ર-આઠમાંના એક વસુનો અવતાર. એ જન્મ્યા ત્યારે એને ગંગામાં ન નાખવાવિષે શન્તનુએ પોતાની સ્ત્રી ગંગાને કહ્યું હતું. જ્યારે ગંગાએ એકલાં જવા માંડયું ત્યારે શન્તનુએ કહ્યું કે એને ઉછેરશે કોણ માટે સાથે લઇજાઓ. એઉપરથી ગંગા એને લઇને ગંગામાં સમાયાં. એને ગંગાએ ઉછેરી મોટા કરી બૃહસ્પતિ પાસે ચારો વેદ તથા ધનુર્વેદ ભણાવ્યા. એને ઇંદ્રાદિદેવે પોતાનાં અસ્ત્ર શસ્ત્ર આપ્યાં. પછી એને શુક્ર તથા પરશુરામ પાસે ધનુર્વિદ્યા ભણાવીને એની ચોવીસ વર્ષની વયે ગંગાએ શન્તનુને પાછા સોંપ્યા. જ્યારે સત્યવતીના પિતા (માછીએ) શન્તનુને કહ્યું—

કે મારી સત્યવતી પુત્રીને પુત્ર થાય તેને તમારાં પછી રાજ આપો ને તમારા ભીષ્મને ન આપો તો હું એને તમારી સાથે પરણાવું ત્યારે શન્તનુ મોટા વિચારમાં પડ્યા હતા. એવામાં એક દિવસ ભીષ્મે પોતાના પિતાને પુછ્યું કે કેમ ઉદાસ છો. શન્તનુએ સર્વ વાત કહી ત્યારે ભીષ્મ માછીને ઘેર ગયા ને કહ્યું કે હું એના પુત્રના ઉપર છત્ર ધરીશ. જ્યારે માછી બોલ્યો કે તમારાં સંતાન મારી પુત્રીના પુત્રને ઉઠાડી મુકશે ત્યારે ભીષ્મે પ્રતિજ્ઞા કરી કહ્યું કે હું જન્મસુધી બ્રહ્મચર્યવ્રત પાળીશ. પછી માછીએ સત્યવતી ભીષ્મને સ્વાધીન કરી ને એ તેને પોતાની મા પ્રમાણે ગણી રથમાં બેસાડી શન્તનુપાસે લઇ ગયા; ને શન્તનુએ તેની સાથે લગ્ન કર્યું. ભીષ્મનું નામતો **દેવવ્રત** હતું પણ એ રાજપુત્રે બ્રહ્મચર્ય પાળવા વિષે નીમ લીધો ને રાજ્યઉપરથી હક ઉઠાવ્યો એ જે સ્થાઇ વિસ્મય પમાડે તેવું-ભયંકર કર્મ કર્યું તેથી એ, **ભીષ્મ** કહેવાયા. જ્યારે શન્તનુ મરણ પામ્યા ત્યારે ભીષ્મે પોતાના સાવકા ભાઇ ચિત્રાંગદને અને એનાં મરણ પછી વિચિત્રવીર્યને રાજ્યે બેસાડયો. પછી એનું લગ્ન કરવાને ભીષ્મ મોટી ચિંતામાં પડ્યા હતા. એવામાં એમણે સાભળ્યું કે કાશીરાજાની ત્રણ પુત્રીનો સ્વયંવર થાયછે. ભીષ્મ ત્યાં ગયા ને ત્યાંથી એકસો આઠ કુળના રાજાઓને જીતીને ત્રણેને ઉપાડી હસ્તિનાપુર લઇ આવ્યા. અહી લગ્ન સમારંભ થાય છે એટલે કાશીરાજની પુત્રી અંબાએ કહ્યું કે હું મારાં મનથી શાલ્વને વરીછઊં. એઉપરથી ભીષ્મે તેને રથમાં બેસાડી શાલ્વ પાસે મોકલી. શાલ્વે જ્યારે કહ્યું કે હું હવે તારી સાથે લગ્ન નહીં કરૂં ત્યારે અંબા પા-

છી હસ્તિનાપુર આવી. અંબિકા ને અંબાલિકા તો વિચિત્રવીર્ય સાથે પરણી ચુકી હતી. અંબાએ ભીષ્મને કહ્યું કે શાલ્વ ના કેહે છે માટે તુંજ મારી સાથે પરણ. ભીષ્મે કહ્યું કે મારે તો સર્વ સ્ત્રીયો મા બેન પ્રમાણે છે. એ અપમાન ન સહન થયેથી અંબાએ બદ્રિકાશ્રમ જઇ મોટું તપ કરી પરશુરામને પ્રસન્ન કર્યા ને કહ્યું કે તમારો શિષ્ય સ્વછંદી થયો છે માટે તેને સમજાવો. પછી પરશુરામ અંબાને તેડી હસ્તિનાપુર આવ્યા. ભીષ્મે સામાં જઇ સાષ્ટાંગ નમસ્કાર કર્યા ને નગરમાં આણીને પૂજન કર્યું. પરશુરામે કહ્યું કે આ અંબા સાથે લગ્ન કર અથવા મારી સાથે જુદ્ધ કર. ભીષ્મે કહ્યું કે મેં તો સર્વ સ્ત્રીને મા બેન ગણી છે માટે શીરીતે પરણું ને આજ્ઞા હોય તો યુદ્ધ કરૂં. પરશુરામે કહ્યું કે ત્યારે જુદ્ધ આપ. પછી ભીષ્મે સત્તાવિસ દાહાડા જુદ્ધ કર્યું ને પરશુરામને જીત્યા. જ્યારે ભાર્ગવ મૂર્છાગત થતા ત્યારે ભીષ્મ પોતાના રથમાંથી ઉતરી તેની આસનાવાસના કરતા. છેલ્લીવારે ભાર્ગવે ભીષ્મને છાતી સરસા ડાબ્યા ને કહ્યું કે મારી વિદ્યા તને પૂરેપૂરી પ્રાપ્ત થઇ છે; અંબાને કહ્યું કે મારો નિયમ તો હવે પૂર્ણ થયો માટે તું પિતાને ઘેર જા. પછી પરશુરામ પોતાને સ્થાનકે ગયા. વિચિત્રવીર્ય મરણ પામ્યા. પછી સત્યવતીએ ભીષ્મને કહ્યું કે રાજગાદી નિર્વંશ જશે માટે તું લગ્ન કર; પણ ભીષ્મે ના કહી. પછી સત્યવતીના કેહેવાથી ભીષ્મે વ્યાસને તેડાવ્યા ને એણે વિચિત્રવીર્યની બે વિધવા સ્ત્રીયો તથા એક દાસી સાથે સંબંધ કરીને ધૃતરાષ્ટ્ર, પાંડુ ને વિદુર એ ત્રણ ઉત્પન્ન કર્યા. એ ત્રણેને ભીષ્મે ઉછેરી મોટા કર્યા ને પરણાવ્યા. પાંડુ રાજા કેહેવાતા પણ સઘળો કારભાર ભીષ્મ

કરતા. પાંડુના મરણ પછી ભીષ્મે પાંડવ કૌરવને કૃપાચાર્ય પાસે ભણાવ્યા. દ્રોણ દારિદ્રથી પીડિત થયેથી હસ્તિનાપુર આવ્યા, તેને ભીષ્મે વિનયપૂર્વક રાજ્યાશ્રય આપી પાંડવ કૌરવ તથા બીજા રાજપુત્રોના ગુરૂ કરી થાપ્યા. પાંડવ કૌરવ વચ્ચે જે દ્વેશ ઉભો થયો ને ચાલ્યાં કીધો તેના સર્વ પ્રસંગોમાં ભીષ્મપિતામહ કૌરવને બહુ સમજાવતા પણ ધૃતરાષ્ટ્રને માઠું લાગે તેને લીધે ને સહુ સહુનાં કર્મ તે તે ભોગવશે એ જ્ઞાને ઉદ્ધત કૌરવના દુરાચાર તેઓ સાંખ્યા કરતા. મોટાં યુદ્ધમાં ભીષ્મ જોકે પાંડવનો જય ઇચ્છતા હતા તોપણ કૌરવ પક્ષમાં રહ્યા હતા. સઘળા કૌરવ દળના સેનાધિપતિ દાખલ ભીષ્મે ૧૦ દિવસ અદ્ભુત જુદ્ધ કર્યું હતું. એના રથાશ્વ ધોળા હતા ને એના ધ્વજ ઉપર પાંચ પાંખાનું તાડ હતું. એણે જુદ્ધને આરંભે કેટલીક નીતિ પાળવા વિષે ભાપણ કર્યું હતું. કૃષ્ણે જુદ્ધમાં શસ્ત્ર ન ધરવા વિષે પ્રતિજ્ઞા લીધી હતી પણ તીજે દિવસે ભીષ્મે એવાં તો બાણ માર્યાં હતાં કે એને વારવા સારૂ કૃષ્ણને પરોણો લેવો પડ્યો હતો; નવમે દિવસે પણ અર્જુનને મૂર્છા આવી ત્યારે કૃષ્ણે રથચક્ર હાથમાં લઇ તે ઉપર બાણ ઝીલ્યાં હતાં. એ વેળા ભીષ્મ બોલ્યા હતા કે મારી પ્રતિજ્ઞા તો મેં પૂર્ણ કરી છે. હવે મને મારો કે મારો મોક્ષ થાય. શિખંડી ઉપરાઉપરી ભીષ્મને બાણ મારતો પણ ભીષ્મ તેના સામું જોતા જ નહીં (શિખંડી-અંબા સ્ત્રી હતી માટે). પછી શિખંડીનાં નિમિત બાણથી પણ ખરેખરાં અર્જુનનાં તિવ્ર બાણથી ભીષ્મ ધરણીપર પડ્યા, (કારતક વદ આઠમે), ને ઉત્તરાયન થતાં સુધી બાણ સજ્જા ઉપર જ રહ્યા.

જ્યારે પાંડવો પોતાનાં મુવેલાં સંબંધીયોની ઉત્તરક્રિયા કર્યા પછી ભીષ્મનાં દર્શનને ગયા હતા ત્યારે એણે (ભીષ્મે) વ્યાસ નારદાદિ ઋષિયો જે બાણ શૈયાને વિંટલાઇ બેઠા હતા તેના સમક્ષ યુધિષ્ઠિરને રાજધર્મ, મોક્ષધર્મ આદિ ધર્મોવિષે વ્યાખ્યાન કર્યું હતું. પછી ઉત્તરાયન થતે ભીષ્મે પોતાનો દેહ મૂકી પોતાની પૂર્વગતિને પામ્યા હતા.

કૌરવ સભામાં દ્રૌપદીયે ભીષ્મને પ્રશ્ન કર્યા હતા ને એણે ગત કરી જઇ ઉત્તર વાળ્યા નોતા. એ એક પ્રસંગ સિવાયે બીજે કોઇ પણ પ્રસંગે એણે પોતાની ઉજળી સુઘડતા મુકી નથી. તેમ સંસાર સંબંધી વિષયમાં માત્ર સ્ત્રી સંબંધી જ એને પોતાના બ્રહ્મચર્ય વ્રતને લીધે અનુભવ જ્ઞાન નોતું–એ સિવાયે તે સર્વ વિષયમાં કુશળ હતા. એણે કોઇ દિવસ યુદ્ધમાં પીઠ દેખાડી નથી ને કોઇ પણ પ્રસંગે નીતિનું ઉલ્લંઘન કર્યું નથી. અસ્ત્રશસ્ત્રવિદ્યામાં અર્જુન કરતાં વિશેષ ઉજ્વળ યશસ્વી કહિયે તો ચાલે ને બ્રહ્મ વિદ્યામાં તો એ ઋષિ જેવા જ હતા.

**ભીષ્મક,** વિદર્ભ દેશનો રાજા–દમયન્તીનો પિતા. ૨ એજ દેશનો રાજા–રુક્મિણીનો પિતા.

**ભુરિશ્રવા,** સોમદત્તનો પુત્ર–કૌરવ પક્ષનો જોદ્ધો. એને સાત્યકીયે માર્યો હતો.

**ભૂત,** શિવના ગણવર્ગમાંનો એક ગણવર્ગ.

**ભૃગુ,** દશ પ્રજાપતિમાંના એક–બ્રહ્માના પુત્ર. એ મહર્ષિમાં મુખ્ય છે. એ બ્રહ્મલોકમાં જન્મ્યા હતા. એક વાર ભૃગુને દેવતાઓની સભામાં પ્રશ્ન થયો કે સર્વ દેવોમાં મોટું કોણ? ત્યારે એણે ઉત્તર દીધો કે હું

વિચાર કરીને કહીશ. પછી ઋષિ પ્રથમ બ્રહ્મા પાસે ગયા ને તેને દંડવત ન કરતાં બેઠા. બ્રહ્માએ ક્રોધ ચ્હડાવી શાપ દેવાનું કર્યું પણ પોતાનો પુત્ર જાણી તે સહન કરી ગયા. પછી એ શિવ પાસે ગયા. આસનથી ઉઠી શિવ સામાં ભેટવા જાય છે એટલે ભૃગુએ કહ્યું મસાણવાસી મને અડશો નહીં. એ સાંભળી શિવ ત્રિશૂળ લઇ ઉઠયા ને ભૃગુ નાઠા. પછી વિષ્ણુ પાસે ગયા ને તેને નિદ્રાવશ જોઇ તેને ખીજવવાને ભૃગુએ એક લાત મારી. વિષ્ણુએ જાગૃત થઇ નમસ્કાર કરી ઋષિના પગ ચાંપવા માંડ્યા. એમ કહીને કે મને લાત મારવાથી તમારા પગ દુઃખતા હશે. પછી ભૃગુ ઋષિ પાછા દેવ સભામાં આવ્યા ને ઉપલી વાત કહી કહ્યું કે સર્વ કરતાં વિષ્ણુ મોટા. બીજે અવતારે ભૃગુ વરુણના પુત્ર હતા ને આર્યાવર્તમાં જન્મ્યા હતા. એને ધાતા વિધાતા ને ભાર્ગવ એ ત્રણ પુત્ર હતા. એણે અયોધ્યાના રાજા સગરને સાઠ પુત્ર આપ્યા હતા. ૨ શિવ. ૩ શુક્ર. ૪ જમદગ્નિ, એ ભૃગુના પુત્રના પુત્ર હતા.

**ભૈરવ,** શિવનું એક ઉતરતી પંક્તિનું રૂપ. એ આઠ કેહેવાય છે. હસિતાંગ, રૂરૂ, ચન્ડ, ક્રોધ, ઉન્મત્ત, કપટી, ભીષણ, સંહાર. ૨ એ નામનો રાગ.

**ભોજ,** ધારા નગરીનો રાજા. એ પોતે વિદ્વાન ને વિદ્વાનોને આશ્રય આપવામાં અતિ ઉદાર હતો. બતરીસ પુતળીના સિંહાસન સંબંધી ભોજની કથા પ્રસિદ્ધ છે. વિક્રમના વંશમાં એક સિંધુલ નામે રાજાને ઘડપણમાં ભોજ નામે પુત્ર થયો. એ પાંચ વરસનો હતો ત્યારે એના બાપે મરતી વેળા પોતાનાં ભાઇ મુંજને ગાદી આપી ભોજને સોંપ્યો. મુંજે ભોજને પાઠશા-

બામાં મુક્યો. ભોજની તીવ્રબુદ્ધિ જોઇ મુંજે જાણ્યું કે એ મોટો થશે એટલે મારૂં રાજ છીનવી લેશે. પછી ભોજને મારી નાખવાનો વિચાર કરી મુંજે પોતાના મિત્ર વત્સરાજને કહ્યું કે આજ રાત્રે ભોજને વનમાં લઇ જઇ એનું માથું કાપી મારી પાસે લાવો. વત્સરાજે મુંજને એમ ન કરવાને બહુ સમજાવ્યો પણ એણે ન માન્યું. અંતે વત્સરાજ ખિન્ન થઇ રાજાની આજ્ઞા માથે ચડાવી શાળામાંથી બ્હારોબ્હાર ભોજને રથમાં બેસાડી વનમાં લઇ ગયા. અહીં વત્સરાજે ભોજને સઘળી વાત કહી ને નાગી તરવાર ઉગામી. ભોજે કહ્યું કે એમાં તમારો કંઇ વાંક નથી માટે તમારે એ વાતનું દુઃખ ન ધરતાં રાજાની આજ્ઞા પ્રમાણે કરવું, પરંતુ આ મારો એક પત્ર કાકાને આપવો. ભોજે પત્ર લખી આપ્યો ને પછી વત્સરાજને કહ્યું કે હવે વાર ન લગાડો. બાળક ભોજની આવી ધીરજ જોઇને વત્સરાજના હાથમાંથી તરવાર પડી ગઇ ને તેની આંખમાંથી આંસુ વેહેવા માંડ્યાં. પછી એણે ભોજને ન માર્યા ને પોતાને ઘેર લઇ જઇ છુપા રાખ્યા.

**ભૌમાસુર**—નરકાસુર.

**મકર**, દશમી રાશી.

**મકરધ્વજ**, કામદેવ. ૨ હનુમાનનો પુત્ર. જ્યારે હનુમાન લંકા બાળ્યા પછી પુછડું હોલવવાને સમુદ્ર કિનારે ગયલા તે વેળા તેણે પોતાનો પરસેવો જે હાથે વતી લોહી નાખ્યો તે સમુદ્રમાં એક મગરી મોડું વકાસી બેઠી હતી તેનાં મોડાંમાં પડ્યો ને તેને એથી મકરધ્વજ અવતર્યો. એ અહિરાવણની તરફથી પાતાળની રખેવાળી કરતો.

**મગધ,** બહાર પ્રાંતનો દક્ષિણ ભાગ.

**મઘવા,** ઈન્દ્ર.

**મંગળ,** નવગ્રહમાંનો એક. એનો રંગ રાતો છે. એને લાલ પગ તથા સપેત શરીર અને મેંઢાનું વાહન છે. એના હાથમાં ધોળું તથા લીલું કમળ ને એક ડંકુકો છે. એ પૃથ્વિનો પુત્ર કહેવાય છે. ૨ સાત વારમાંનો એક.

**મચ્છગંધા,** સત્યવતી.

**મચ્છાવતાર,** મત્સ્યાવતાર.

**મણિકર્ણિકા,** કાશીમાં ગંગાનો એક ઓવારો-ઘાટ છે.

**મણિગ્રીવ,** કુબેરનો પુત્ર ને નળકૂબરનો ભાઇ.

**મત્સ્યદેશ,** વિરાટનું રાજ-હાલનું દિનાજપુર.

**મત્સ્યગંધા,** સત્યવતી.

**મત્સ્યાવતાર,** વિષ્ણુના દશ અવતારમાંનો પેહેલો-એ સાતમા મનુ સત્યવ્રત રાજાને પ્રલયની લીલા દાખવવાને અને હયગ્રીવ જે બ્રહ્માના વેદ ચોરી ગયો હતો તેને મારી વેદ પાછા લાવવાને લીધો હતો.

**મથુરા,** ઉગ્રસેનની રાજધાની-કૃષ્ણની જન્મ ભૂમી.

**મદન,** કામદેવ.

**મદ્ર,** એ નામનો દેશ. હાલનું ભુતાન-બુટાન. ૨ એ નામનો રાજા-પાંડુનો સસરો.

**મધુકૈટભ,** એ દૈત્યો શેષશાયીના કાનના મેલમાંથી ઉત્પન્ન થઇ, બ્રહ્મા જે નાભિ કમળમાંથી ઉત્પન્ન થયા હતા તેને મારવાં કરતા. બ્રહ્માએ યોગનિદ્રાની સ્તુતિ કરી શેષશાઇને જગાડ્યા ને એણે દૈત્યો સાથે જુદ્ધ કરી પોતાની જાંગમાં લઇને માર્યા હતા.

**મનુ,** બ્રહ્માના પુત્ર અથવા બ્રહ્માનો અવતાર-સૃષ્ટિની વૃદ્ધિ કરનારો ને મનુષ્યને ધર્મ શિખવનારો. દરેક કલ્પમાં

ચૌદ મનુ ઉત્પન્ન થાય છે. એકકા મનુની વચમાંનો જે સમય તે મન્વન્તર કહેવાય છે. આ કલ્પમાં છ મનુ થઇ ગયા છે. સ્વયંભુ; સ્વારોચિષ:, ઉત્તમ:, તામસ:, રૈવત ને ચાક્ષુક:; હાલના મનુનું નામ વૈવસ્વત અથવા બીજો રૈવત અથવા કોઇ સત્યવ્રત પણ કેહે છે. વિવસ્વત જે સૂર્ય તેનો પુત્ર તે સાતમો મનુ એનાથી સૂર્યવંશ ચાલ્યો છે. એ સાતમા મનુની પુત્રી જે ઇલા તેની સાથે ચંદ્રનો પુત્ર બુદ્ધ પરણ્યો હતો.

**મંદરાચલ,** પર્વત-જેને વિષ્ણુએ કાચ્બા થઇ પીઠ ઉપર ધર્યો હતો ને જેને યોગે સમુદ્ર મથન થયું હતું.

**મંદાકિની,** ગંગા.

**મંદાર,** સ્વર્ગનું એક વૃક્ષ.

**મંદોદરી,** રાવણની સ્ત્રી. મય રાક્ષસની પુત્રી. એ પંચ સતીમાંની એક છે.

**મય,** (રાક્ષસ) મંદોદરીનો પિતા. એણે પોતાના જમાઇ રાવણને પેરામણીમાં એક કૃત્યા આપી હતી ને કહ્યું હતું કે તારો પ્રાણ જવાની વેળા આવે ત્યારે એનો ઉપયોગ કરજે-એ જેના ઉપર જશે તેનો તુરત પ્રાણ લેશે. એ કૃત્યા રાવણે મોટા યુદ્ધમાં છેલ્લીવારે લક્ષ્મણને મારી હતી. ૨ (અસુર) એણે ઇન્દ્રની તરફથી ખાંડવ વનના રક્ષણને અર્થે અર્જુન સાથે જુદ્ધ કર્યું હતું. એ શીલ્પશાસ્ત્રીએ ધર્મને માટે સભામંડપ રચ્યું હતું. ૩ દુંદુભિનો પુત્ર, એણે વાળી જોડે યુદ્ધ કર્યું હતું. ૪ (દાનવ) અહિલોચનનો પિતા. એ પુંડરીક નાગની કન્યા સાથે પરણ્યો હતો.

**મરીચિ,** બ્રહ્માના પુત્ર દશ પ્રજા પતિમાંના એક. ૨ ભૃગુના પુત્ર-કશ્યપના પિતા. ૩ રાવણનો મામો.

**મરુત**, વાયુ, એ ઓગણપચાસ છે. (દિતિની કથા જોવી).

**મલય**, મલબાર દેશ જ્યાં મલયાચળ પર્વત કહેવાય છે.

**મહાકાળ (મહાકાલ)**, મહાપ્રલય વેળાનું ઇશ્વરનું જે ભયંકર રૂપ તે–એ કાળો છે ને એના હાથમાં સહુના નાશનું ઓળિયું છે ને એક તરવાર છે. એ બ્રહ્મા વિષ્ણુ ને શિવ એ સગુણ દેવોનો પણ નાશ કરે છે.

**મહાકાળી**, એ મહાકાળની સ્ત્રી–પાર્વતિનું એક ભયંકર રૂપ–મહાકાળીની કોટમાં મુંડમાળા છે.

**મહાદેવ**, શિવ.

**મહાપદ્મ**, પાતાળનો એક નાગ ૨ નવ નિધિમાંની એક

**મહાભારત**, એમાં ભરતરાજાના વંશજોની–પાંડવ કૌરવની કથા છે.

**મહાભીષ**, સૂર્યવંશી રાજા–ઇક્ષ્વાકુનો વંશજ–એણે એક હજાર અશ્વમેધ ને સો રાજસુયજ્ઞ કર્યા તેથી એ સ્વર્ગમાં ગયો હતો ને અહીં એને ઇન્દ્ર બહુ માન આપતો. એક સમે બ્રહ્મસભામાં એ બેઠો હતો તેવામાં મૂર્તિમાન ગંગાનું વસ્ત્ર પવને ઉડયાથી સર્વ સભાએ નીચું જોયું પણ મહાભીષે ગંગાના સામું જોયા કર્યું ને ગંગા એના સામું જોઇ હસી પડી. બ્રહ્માએ બન્નેને શાપ દીધા કે મૃત્યુ લોકમાં પડશો. પછી એ રાજાએ પ્રતીપને ત્યાં શન્તનુનો અવતાર લીધો હતો.

**મહામાયા**, પાર્વતિનું એક રૂપ.

**મહારથી**, દશ હજારને પુરો પડે એવો એક જોદ્ધો.

**મહાલક્ષ્મી**, વિષ્ણુની શક્તિનું એક સ્વરૂપ.

**મહાસરસ્વતી**, બ્રહ્માની શક્તિનું સ્વરૂપ.

**મહિરાવણ**, રાવણનો મામો ને અહિરાવણનો ભાઇ. એ એ ઇન્દ્રજીતના મરણ પછી રામ લક્ષ્મણને પાતાળમાં લઇ

ગયા હતા ને કાળિકાને ભોગ આપવાના હતા પણ એવામાં હનુમાને એકને અને રામે બિજાને મારી નાખ્યો હતો.

**મહિષાસુર** એ શ્રીરંગપટ્ટણનો રાજા. એણે સો વરસ સુધી ઇન્દ્રાદિક દેવો સાથે યુદ્ધ કરી જ્યારે ઇન્દ્રનું રાજ લઇ લીધું ત્યારે સર્વ દેવતાએ પોતપોતાનાં તેજની એક સુંદર દેવી ઉત્પન્ન કરી જેને દશ હાથ ને એકેક હાથમાં જુદાં જુદાં શસ્ત્ર હતાં. એ મહાલક્ષ્મીએ મહિષાસુર જોડે યુદ્ધ કર્યું ને અંતે એક પગ તેના માથા ઉપર મુકી તરવારથી તેનું ડોકું કાપી નાખ્યું. જ્યારે માથા વનાના એ પાડાની ગરદનમાંથી મનુષ્યનું શરીર નિકળ્યું ને એ સામો પ્રહાર કરવા જાય છે એટલામાં દેવીના સિંહે પોતાનું જમણું ડાબું ભર્યું ને દેવીએ તેની છાતીમાં ભાલો મારી પાડયો.

**માતલી**, ઇન્દ્રનો સારથી.

**માદ્રી**, પાંડુની બીજી સ્ત્રી. સહદેવ નકુળની મા. (પાંડુની કથા જોવી).

**માધવ**, વિષ્ણુ-કૃષ્ણ.

**માન્દાર**, મંદરાચળ.

**માન્ધાતા**, મુચકુંદના પિતા-યુવનાશ્વ રાજાના પુત્ર. એ ઘણા પ્રતાપી ને ચક્રવાર્તિ હતા. એનો જન્મ એના પિતાની કુખમાંથી થયો હતો ને ઇન્દ્રે પોતાનો અમૃતવાળો પગનો અંગુઠો ચુસાડી એનું પાળણ કર્યું હતું. એને પચાસ પુત્રી ને ત્રણ પુત્ર હતા. એનાથી રાવણ પણ બ્હીતો. (યુવનાશ્વની કથા જોવી.)

**માયા**, આદિ પ્રકૃતિ. ૨ લક્ષ્મી. ૩ કામદેવની મા.

**મારુતિ**, હનુમાન.

**માર્કંડ,-ડેય.** એ નામના એક મુનિ-મૃકંડ ઋષિના પુત્ર. એણે એક પુરાણ કર્યું છે. મૃકંડને સંતાન ન હોવાથી

તેણે હોમાદિ કરી દેવોને પ્રસંન કર્યા—દેવોએ કહ્યું કે તને પુત્ર થશે પણ બાર વર્ષ જીવશે. પછી મૃકંડને માર્કંડેય થયા. માર્કંડેય બાર વર્ષના થયા એટલે એનાં માત પિતા રડવા લાગ્યાં. માર્કંડેયે કારણ પુછવાથી તેઓએ કહ્યું કે તારૂં આયુષ્ય આવી રહ્યું. માર્કંડેયે જીવવાનો ઉપાય પુછ-વાથી તેઓએ કહ્યું કે પ્રભુની ઇચ્છા હોય તો જીવાય. એ સાંભળી માર્કંડેય વનમાં વિષ્ણુનું તપ કરવા ગયા. છ મન્વંતર વિત્યા એટલે ઇન્દ્રે ગંધર્વ અપ્સરાદિને તપ ભંગ કરવા મોકલ્યાં પણ તેઓ ઋષિ આગળ ન ફાવ્યાથી પાછાં ઇંદ્ર પાસે ગયાં. કેટલાક કાળ પછી વિષ્ણુએ ઋષિ-ને દર્શન આપી વર માગવાનું કહ્યું. માર્કંડેયે આયુષ્ય માગવાથી તું એક કલ્પલગી જીવીશ એમ કહી વિષ્ણુ અંતરધાન થયા. પણ ઋષિએ તપ જારી રાખ્યો. વિષ્ણુ-એ ફરી દર્શન આપ્યું ને માર્કંડેયે માગ્યું કે તમારી મા-યાનું થોડું કૌતુક જોવાની ઇચ્છા રાખું છઊં. વિષ્ણુએ કહ્યું કે આજથી સાતમે દાહાડે તે દેખીશ પણ તે સમે મને ભુલીશ તો ગોથાં ખાઇશ. પછી સાતમે દિવસે મા-ર્કંડેય નદી કીનારે સંધ્યા કરતા બેઠા હતા એવામાં અંધારૂં થઇ આવ્યું ને નદીનાં પાણી ચહડવા માડયાં ને ઋષિ અથાગ જળમાં ગોથાં ખાવા લાગ્યા, ને તેમાં કોઇ વેળા જળચરો ગળી બ્હાર કહાડતાં જાય. એમ હજારો વર્ષ વિત્યાં એવું ઋષિના સમજ્યામાં આવ્યું એટલે ઋષિએ દુખથી છુટવાને બ્રહ્મની સ્તુતિ કરવા માંડી: એવામાં એક ટાપુ નજરે પડયો ને તે ઉપર એક વડનું ઝાડ દીઠું. તેને ઝાલી ઋષિ તે ટાપુપર ગયા. વડના એક પાંતરાં ઉપર બાર તેર દિવસનું એક બાળક દીઠું ને ઋષિ તેની પાસે જઇ જોવા લાગ્યા તો તે બાળકે ઉંચો શ્વાસ લીધો ને

**મેના,** મેરૂ પર્વતની પુત્રી ને હિમાચળની સ્ત્રી. એને બે પુત્રી ગંગા ને ઉમા-ઉમા મહાદેવને પરણી ને ગંગા સર્વ દેવોને.

**મેરુ,** પર્વત-એ સાત ખંડની મધ્યે છે. એને કમળના કોશની ઉપમા આપવામાં આવી છે-કમળને જેમ પાંખડી તેમ એને જુદા જુદા દ્વીપો. એની ઉંચાઇ ચોરયાસી હજાર જોજન જેમાંના સોળહજાર જોજન તો જમીનની સપાટીની નીચે છે. એનું પૂર્વ તરફનું મ્હો ધોળું, દક્ષિણ તરફનું પીળું, પશ્ચિમ તરફનું કાળું ને ઉત્તર તરફનું રાતું છે. સ્વર્ગમાંથી ગંગા જે આવી તે પ્રથમ એનાં શિખર ઉપર પડી ને ત્યાંથી તે ચાર નદીને રૂપે આસપાસના દ્વીપોમાં વેહે છે. દક્ષિણ તરફનો જે પ્રવાહ છે તે હિંદુસ્તાનની ગંગા, તાતાર દેશમાં ઉત્તર તરફ વેહે છે તે ભદ્રસોમા, પૂર્વ તરફની તે સીતા ને પશ્ચિમ તરફની તે ચક્ષ અથવા ઑક્સસ છે. મેરુના શિખર ઉપર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગંધર્વો રહે છે. એ મેરુ પર્વત સુવર્ણ ને મણિથી ભરેલો છે. ખરૂં જોતાં એમ લાગે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતાર દેશની જે ઉંચી પૃથ્વિ છે તેજ મેરુ પર્વત હશે. આમૂ, આક્સસ અથવા જીહૂન-શિહૂન અને બિજી નદીયોનાં જહાં મૂળ છે અને જેને એશિયાની મુખ્ય

દન પર્વતની ગુફામાં ઊંઘ લેજો ને જે કોઇ તમને જગાડશે તે ભસ્મ થશે ને ત્યાં તમને કૃષ્ણ દર્શન આપશે. પછી મુચકુંદે તેમ કર્યું. એ વાત કૃષ્ણ જાણતા હતા તેથી તે કાળયવનથી હારી જ્યાં મુચકુંદ સુતા હતા ત્યાં તેનાં ઓસીકાં આગળ આવી છુપાઇ રહ્યા હતા. કોઇ કેહે છે કે કૃષ્ણે તેને પોતાનું પીતાંબર ઓરાડયું હતું. એટલામાં કાળયવન જે તેની પુઠે પડયો હતો તે ત્યાં આવ્યો ને સુતેલા મુચકુંદને કૃષ્ણ જાણી એક લાત મારી જેથી તે જાગ્યા ને એની આંખના ક્રોધાગ્નિથી કાળયવન ભસ્મ થયો. પછી કૃષ્ણે એને દર્શન આપ્યું ને કહ્યું કે તેં કેટલાંક પાપ કર્યાં (પૃથ્વિના લોભથી ને પરસ્ત્રીગમનથી) માટે તું ઉત્તરમાં જઇ મારૂં ધ્યાન ધર એટલે તારી મુક્તિ થશે. કૃષ્ણને નમન કરી બદ્રિકેદારમાં જઇ રહ્યા.

। નગરીનો રાજા-ભોજનો કાકો.

...ઇ ચંડ ગે બે દૈત્યોને ચામુંડા દેવીએ

ઋષિ તેના નાકમાં ભરાઇ ગયા;-જ્યાં તેણે ચૌદ બ્રહ્માંડ દીઠાં બધી બાળકે નીચો શ્વાસ મુકયો એટલે ઋષિ પૃથ્વિ ઉપર પડયા. પછી ઋષિ બાળકને હાથમાં લેવા જાય છે એટલે સર્વ અલોપ થઇ ગયું ને માર્કંડેય નદી કીનારે પ્રથમની પેઠે સંધ્યા કરતા બેઠેલા. ઋષિ વિસ્મય પામી, વિષ્ણુની સ્તુતિ કરતા હતા એવામાં પોતે પોતાનાં ધ્યાનમાં મહાદેવ પાર્વતિને દીઠાં ને પાર્વતિના કહ્યાથી શિવે તેને વર આપ્યો કે તું એક કલ્પ લગી જીવીશ ને તારાં નામનું એક પુરાણ થશે.

**મિત્રવૃન્દા,** કૃષ્ણની આઠ પટરાણીમાંની એક.

**મિત્રાવરુણ,** સાતમા મનુ. ૨ વરુણ.

**મિથિલા,** જનકની નગરી. હાલનું તિરહુટ.

**મિથુન,** ત્રીજી રાશી.

**મીન,** બારમી રાશી.

**મીનકેતન,** કામ.

**મુકુન્દ,** કૃષ્ણ. ૨ કુબેરની નવ નિધિમાંની એક.

**મુચકુન્દ,** માન્ધાતાનો પુત્ર. એ ઘણો પરાક્રમી ને ચક્રવર્તિ રાજા હતો. ઈંદ્ર પણ જ્યારે દૈત્યોથી હારતો ત્યારે એની સહાયતા માગતો ને મુચકુંદ તેની તરફથી મોટાં યુદ્ધ કરી ઘણા દૈત્યોને મારતો. જ્યારે સ્વામી કાર્તિક દેવોની સહાયતાને આવ્યા ત્યારે ઇંદ્રાદિએ મુચકુંદને કહ્યું કે તમને બહુ શ્રમ પડયો છે માટે તમે એક મુક્તિ વિના (કેમકે તે આપવી વિષ્ણુને હાથ છે) જે જોઇયે તે માગો. મુચકુંદે કહ્યું કે મારાં કુટંબને મળવાની આજ્ઞા આપો. દેવ બોલ્યા કે તે તો સર્વ મરણ પામ્યું છે. મુચકુંદે માગ્યું કે ઘણા દિવસ થયાં હું નિરાંતે સુતો નથી માટે મને એકાંત જગો દેખાડો. દેવોએ કહ્યું કે કૃષ્ણાવતાર થાય ત્યાંલગી ગંધમા-

દન પર્વતની ગુફામાં ઊંઘ લેજો ને જે કોઇ તમને જગાડશે તે ભસ્મ થશે ને ત્યાં તમને કૃષ્ણ દર્શન આપશે. પછી મુચકુંદે તેમ કર્યું. એ વાત કૃષ્ણ જાણતા હતા તેથી તે કાળયવનથી હારી જ્યાં મુચકુંદ સુતા હતા ત્યાં તેનાં ઓસીકાં આગળ આવી છુપાઇ રહ્યા હતા. કોઇ કેહે છે કે કૃષ્ણે તેને પોતાનું પીતાંબર ઓરાડયું હતું. એટલામાં કાળયવન જે તેની પુઠે પડયો હતો તે ત્યાં આવ્યો ને સુતેલા મુચકુંદને કૃષ્ણ જાણી એક લાત મારી જેથી તે જાગ્યા ને એની આંખના ક્રોધાગ્નિથી કાળયવન ભસ્મ થયો. પછી કૃષ્ણે એને દર્શન આપ્યું ને કહ્યું કે તેં કેટલાંક પાપ કર્યાં છે (પૃથ્વિના લોભથી ને પરસ્ત્રીગમનથી) માટે તું ઉત્તર દિશામાં જઇ મારૂં ધ્યાન ધર એટલે તારી મુક્તિ થશે. મુચકુંદ કૃષ્ણને નમન કરી બદ્રિકાશ્રમમાં જઇ રહ્યા.

**મુંજ**, ધારા નગરીનો રાજા-ભોજનો કાકો.

**મુંડ**, એ ને એનો ભાઇ ચંડ એ બે દૈત્યોને ચામુંડા દેવીએ માર્યા હતા.

**મુર**, દૈત્ય-નરકાસુરનો પ્રધાન. એને પાંચ શિર હતાં ને કૃષ્ણે માર્યો હતો.

**મુરારિ**, કૃષ્ણ.

**મુશળ**, બળરામનું આયુધ.

**મુષ્ટિક**, કંસની તરફનો એક મલ્લ-એને બળરામે મથુરામાં માર્યો હતો.

**મૃગલાંછન**, ચન્દ્ર.

**મેઘનાદ**, ઇંદ્રજિત.

**મેનકા**, સ્વર્ગની મુખ્ય ત્રણ અપ્સરામાંની એક. એક સમે વિશ્વામિત્ર ઋષિનું તપ ભંગ કરવા ઇન્દ્રે એને મોકલી હતી ને ઋષિથી મેનકાને જે ગર્ભ રહ્યો તેની શકુન્તલા ઉત્પન્ન થઇ હતી.

**મેના,** મેરૂ પર્વતની પુત્રી ને હિમાચળની સ્ત્રી. એને બે પુત્રી ગંગા ને ઉમા-ઉમા મહાદેવને પરણી ને ગંગા સર્વ દેવોને.

**મેરુ,** પર્વત-એ સાત ખંડની મધ્યે છે. એને કમળના કોશની ઉપમા આપવામાં આવી છે-કમળને જેમ પાંખડી તેમ એને જુદા જુદા દ્વીપો. એની ઉંચાઇ ચોર્‌યાસી હજાર જોજન જેમાંના સોળહજાર જોજન તો જમીનની સપાટીની નીચે છે. એનું પૂર્વ તરફનું મ્હો ધોળું, દક્ષિણ તરફનું પીળું, પશ્ચિમ તરફનું કાળું ને ઉત્તર તરફનું રાતું છે. સ્વર્ગમાંથી ગંગા જે આવી તે પ્રથમ એનાં શિખર ઉપર પડી ને ત્યાંથી તે ચાર નદીને રૂપે આસપાસના દ્વીપોમાં વેહે છે. દક્ષિણ તરફનો જે પ્રવાહ છે તે હિંદુસ્તાનની ગંગા, તાતાર દેશમાં ઉત્તર તરફ વેહે છે તે ભદ્રસોમા, પૂર્વ તરફની તે સીતા ને પશ્ચિમ તરફની તે ચક્ષ અથવા ઑક્સસ છે. મેરુના શિખર ઉપર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગંધર્વો રહે છે. એ મેરુ પર્વત સુવર્ણ ને મણિથી ભરેલો છે. ખરૂં જોતાં એમ લાગે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતાર દેશની જે ઉંચી પૃથ્વિ છે તેજ મેરુ પર્વત હશે. આમૂ, આક્સસ અથવા જીહૂન-શિહૂન અને બિજી નદીયોનાં જહાં મૂળ છે અને જેને એશિયાની મુખ્ય ભૂમિ કહિયે તો ચાલે તહાં મેરૂ પર્વત હશે ને અહીંથી આર્યલોક નિકળીને આણી પાસ આવ્યા. ભવિષ્યોત્તર પુરાણમાં લખ્યું છે કે વૈવસ્વત મનુ મેરૂ પર્વત આગળ રેહેતા ને એના વંશજે અયોધ્યામાં ગાદી કરી.

**મોરારી,** મુરારિ.

**મોહન,** કામદેવનું એક બાણ. ૨ કૃષ્ણ.

**યક્ષ,** એ ગણદેવતાની સંખ્યામાં છે. એ કુબેરના ગણ છે ને તેની વાડી તથા ભંડારના રખેવાળ છે. એ ભલાં તેમ ભુંડા કામ કરનારા પણ છે. ૨ કુબેર.

**યક્ષી**, યક્ષની સ્ત્રી. ૨ કુબેરની સ્ત્રી.

**યજુ**, ચાર વેદમાંનો એક. એ અગ્નિને પોષવાની સામગ્રી કરી આપે છે. એ શુક્લ ને કૃષ્ણ એવા બે છે.

**યદુ**, ચંદ્રવંશી રાજા. યયાતીના દેવયાનીથી થયલા બેમાંનો એક પુત્ર. એના વંશજો યદુવંશી કેહેવાય છે. એને દત્તાત્રેયે જ્ઞાનોપદેશ કીધો હતો.

**યમ**, અદિતિના પુત્ર જે બાર આદિત્ય તેમાંના એક–એ ન્યાય કરનારા દેવ છે. એને યજ્ઞમાં બલિદાન આપવામાં આવે છે તેમ શ્રાદ્ધમાં પણ એનો લાગો પોંહોચે છે ને એટલા ઉપરથી એ શ્રાદ્ધદેવ કેહેવાય છે. એ સત્યવ્રત મનુનો અંશ રાખે છે અને મનુ સૂર્યપુત્ર છે તેથી યમ પણ સૂર્યપુત્ર છે. એ દક્ષિણ દિશાના પ્રદેશના અધિપ છે. ન્યાયના દેવ દાખલ એનું નામ ધર્મરાજ છે. શ્રાદ્ધના દેવ દાખલ એ પિત્રુપતિ પણ કેહેવાય છે ને સર્વ વસ્તુનો અંત આણનાર દાખલ તે મૃત્યુ કેહેવાય છે. એની નગરીનું નામ તે યમપુરી, જહાં સઘળા જીવ દેહ છોડયા પછી જાય છે અને અહીં ન્યાય થયા પછી જીવને સ્વર્ગમાં અથવા નર્કમાં લઈ જવામાં આવે છે. નર્કના પતિ દાખલ એને બે કુતરા છે–એક કર્બુર (કાબરો) તથા ત્રિશિર છે ને બીજો શ્યામ છે. યમને બે રૂપ છે. એક સત્ય ને પરોપકાર બુદ્ધિ દેખડાવતું તેજસ્વી છે ને એ રૂપે ધર્મરાજ કેહેવાય છે. એના ચાકરનું નામ કર્મલ છે જે જીવને વિમાનમાં બેસાડી ધર્મ પિત્રુપતિ છે ત્યાં આણે છે. બીજે રુપે તે યમજ કેહેવાય છે જેને દુષ્ટ અધર્મી જીવ જોય છે એને મોટા દાંત ને વિકરાળ શરીર છે: એ કેટલાએકને નર્કમાં નખાવે છે, અને કેટલાએકને પાતાળના રાક્ષસોનો આહાર દાખલ કરી આપેછે. એના ચાકરનું નામ કસ્મલ

**મેના,** મેરૂ પર્વતની પુત્રી ને હિમાચળની સ્ત્રી. એને બે પુત્રી ગંગા ને ઉમા-ઉમા મહાદેવને પરણી ને ગંગા સર્વ દેવોને.

**મેરુ,** પર્વત-એ સાત ખંડની મધ્યે છે. એને કમળના કોશની ઉપમા આપવામાં આવી છે-કમળને જેમ પાંખડી તેમ એને જુદા જુદા દ્વીપો. એની ઉંચાઇ ચોર્યાસી હજાર જોજન જેમાંના સોળહજાર જોજન તો જમીનની સપાટીની નીચે છે. એનું પૂર્વ તરફનું મ્હો ધોળું, દક્ષિણ તરફનું પીળું, પશ્ચિમ તરફનું કાળું ને ઉત્તર તરફનું રાતું છે. સ્વર્ગમાંથી ગંગા જે આવી તે પ્રથમ એનાં શિખર ઉપર પડી ને ત્યાંથી તે ચાર નદીને રૂપે આસપાસના દ્વીપોમાં વેહે છે. દક્ષિણ તરફનો જે પ્રવાહ છે તે હિંદુસ્તાનની ગંગા, તાતાર દેશમાં ઉત્તર તરફ વેહે છે તે ભદ્રસોમા, પૂર્વ તરફની તે સીતા ને પશ્ચિમ તરફની તે ચક્ષ અથવા ઑકસસ છે. મેરુના શિખર ઉપર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગંધર્વો રહે છે. એ મેરુ પર્વત સુવર્ણ ને મણિથી ભરેલો છે. ખરૂં જોતાં એમ લાગે છે કે હિમાલય પર્વતની ઉત્તરમાં તાતાર દેશની જે ઉંચી પૃથ્વિ છે તેજ મેરુ પર્વત હશે. આમૂ, આકસસ અથવા જીહૂન-શિહૂન અને બિજી નદીયોનાં જહાં મૂળ છે અને જેને એશિયાની મુખ્ય ભૂમિ કહિયે તો ચાલે તહાં મેરૂ પર્વત હશે ને અહીંથી આર્યલોક નિકળીને આણી પાસ આવ્યા. ભવિષ્યોત્તર પુરાણમાં લખ્યું છે કે વૈવસ્વત મનુ મેરૂ પર્વત આગળ રેહેતા ને એના વંશજે અયોધ્યામાં ગાદી કરી.

**મોરારી,** મુરારિ.

**મોહન,** કામદેવનું એક બાણ. ૨ કૃષ્ણ.

**યક્ષ,** એ ગણદેવતાની સંખ્યામાં છે. એ કુબેરના ગણ છે ને તેની વાડી તથા ભંડારના રખેવાળ છે. એ ભલાં તેમ ભુંડા કામ કરનારા પણ છે. ૨ કુબેર.

**યક્ષી**, યક્ષની સ્ત્રી. ૨ કુબેરની સ્ત્રી.

**યજુ**, ચાર વેદમાંનો એક. એ અગ્નિને પોષવાની સામગ્રી કરી આપે છે. એ શુક્લ ને કૃષ્ણ એવા બે છે.

**યદુ**, ચંદ્રવંશી રાજા. યયાતીના દેવયાનીથી થયલા બેમાંનો એક પુત્ર. એના વંશજો યદુવંશી કેહેવાય છે. એને દત્તાત્રેયે જ્ઞાનોપદેશ કીધો હતો.

**યમ**, અદિતિના પુત્ર જે બાર આદિત્ય તેમાંના એક--એ ન્યાય કરનારા દેવ છે. એને યજ્ઞમાં બલિદાન આપવામાં આવે છે તેમ શ્રાદ્ધમાં પણ એનો લાગો પોંહોચે છે ને એટલા ઉપરથી એ શ્રાદ્ધદેવ કેહેવાય છે. એ સત્યવ્રત મનુનો અંશ રાખે છે અને મનુ સૂર્યપુત્ર છે તેથી યમ પણ સૂર્યપુત્ર છે. એ દક્ષિણ દિશાના પ્રદેશના અધિપ છે. ન્યાયના દેવ દાખલ એનું નામ ધર્મરાજ છે. શ્રાદ્ધના દેવ દાખલ એ પિત્રુપતિ પણ કેહેવાય છે ને સર્વ વસ્તુનો અંત આણનાર દાખલ તે મૃત્યુ કેહેવાય છે. એની નગરીનું નામ તે યમપુરી, જહાં સઘળા જીવ દેહ છોડયા પછી જાય છે અને અહીં ન્યાય થયા પછી જીવને સ્વર્ગમાં અથવા નર્કમાં લઈ જવામાં આવે છે. નર્કના પતિ દાખલ એને બે કુતરા છે-એક કર્બુર (કાબરો) તથા ત્રિશિર છે ને બીજો શ્યામ છે. યમને બે રૂપ છે. એક સત્ય ને પરોપકાર બુદ્ધિ દેખડાવતું તેજસ્વી છે ને એ રૂપે ધર્મરાજ કેહેવાય છે. એના ચાકરનું નામ કર્મલ છે જે જીવને વિમાનમાં બેસાડી ધર્મ પિત્રુપતિ છે ત્યાં આણે છે. બીજે રૂપે તે યમજ કેહેવાય છે જેને દુષ્ટ અધર્મી જીવ જોય છે એને મોટા દાંત ને વિકરાળ શરીર છે. એ કેટલાએકને નર્કમાં નખાવે છે, અને કેટલાએકને પાતાળના રાક્ષસોનો આહાર દાખલ કરી આપેછે. એના ચાકરનું નામ કસ્મલ

છે જે જીવને ગળાંમાં દોરડાં નાખી ખરબચડે રસ્તેથી ઘસડી નર્કમાં નાખે છે. ધર્મરાજ યમે પોતાનો અંશ યુધિષ્ઠિરમાં મુક્યો હતો. એણે યક્ષ થઇ યુધિષ્ઠિરને પ્રશ્ન કરી પરીક્ષા લીધી હતી. ૨ વિકરાળ યમના દૂત.

**યમુના,** સૂર્ય પુત્રી-યમની બ્હેન. એ મુર્તિમાન થઇ કાલિન્દીને નામે કૃષ્ણને માટે હોડીમાં તપ કરતી હતી ને પછી અર્જુન દ્વારે કૃષ્ણ સાથે પરણી હતી. એ કૃષ્ણની આઠ પટરાણીમાંની એક ગણાયછે.

**યયાતિ,** ચંદ્રવંશી પાંચમો રાજા-નહૂષનો પુત્ર. એણે યજ્ઞ દાન બહુ કરયાં હતાં. એનું વૃદ્ધપણ એના પાંચ પુત્રમાંના પુરુએ લઇ પોતાનું જોબન આપ્યું હતું તેથી એણે પ્રસંન થઇ પોતાનું રાજ પુરુને આપ્યું હતું ને બિજાઓને શાપ દીધો હતો. એની સ્ત્રી દેવયાની-(એની કથા જોવી).

**યશોદા,** નંદની સ્ત્રી-કૃષ્ણને ઉછેરનારી મા. (કૃષ્ણની કથા જોવી).

**યાજ્ઞવલ્કય,** એ નામના મોટા બ્રહ્મજ્ઞાની ઋષિ. એણે પ્રથમ શાકલ્યને ગુરુ કરયા હતા પણ એક પ્રસંગે ગુરુએ ક્રોધાયમાન થઇ પોતાનું ભણાવેલું પાછું આપવાને કહ્યું ત્યારે યાજ્ઞવલ્કયે તે ઓકી કાડચું હતું ને એ ઓકેલું બિજા ઋષિયો તીતર થઇ ખાઇ ગયા હતા જેની તૈત્રી શાખ થઇ છે. યાજ્ઞવલ્કયે પછી સૂર્યને ગુરુ કરયા હતા ને તેની પાસથી શુકલ યજુ: પૃથ્વિ પર લાવ્યા હતા. એણે જનકરાજાને ત્યાં સર્વ બ્રાહ્મણોને બ્રહ્મજ્ઞાનવિદ્યામાં જીત્યા હતા ને શાકલ્ય નિરુત્તર થયો હતો તેથી તેનું ડોકું પડચું હતું.

**યાદવ,** યદુરાજાના વંશજો.

**યુધામન્યુ,** પાંચાળ દેશનો એક ખાંડિયો રાજા-પાંડવ પક્ષનો એક જોદ્ધો. એ અને ઉત્તમૌજા એ બે અર્જુનના ચક્રરક્ષક હતા. રાત્રિ સંહારમાં પડયો હતો.

યુધિષ્ઠિર, પાંડુના જ્યેષ્ઠ પુત્ર. યમ-ધર્મરાજનો અવતાર. એણે ઇંદ્રપ્રસ્થમાં રાજપદ ધારણ કર્યા પછી રાજસુયજ્ઞ કર્યો હતો. એને મયાસુરે કૃષ્ણના કહ્યાથી સભામંડપ કરી આપ્યું હતું. એ કૌરવ સાથે દ્યૂત રમવામાં હાર્યા હતા તેથી એણે પોતાના ચાર ભાઇ તથા દ્રૌપદી સહ-વર્તમાન ૧૨ વર્ષ વનવાસ કર્યો હતો. વનવાસમાં એણે ઋષિયોને મુખે તીર્થમહિમા સાંભળ્યો હતો ને એણે એક યક્ષના પ્રશ્નના ઉત્તર દીધા હતા. વિરાટને ત્યાં એ કંક નામના બ્રાહ્મણ થઇ રાજાઓને દ્યૂત રમાડતાં શિખવવા ઉપર રહ્યા હતા. મોટાં જુદ્ધમાં એણે આગળ પડીને જુદ્ધ નથી કર્યું તોપણ એક બે વાર એણે અસ્ત્ર બાણથી દ્રોણ કર્ણાદિ કૌરવને ગભરાવ્યા હતા. દ્રોણનો કાળ વેહેલો આણવા સારૂ જ્યારે કૃષ્ણે ઘણો આગ્રહ કરી અશ્વત્થામા મુઓ એમ કેહેવાનું કહ્યું ત્યારે એણે તેવા અર્થનું પણ યુક્તિવાળું ભાષણ કર્યું હતું જેથી દ્રોણે ખરૂં માન્યું હતું ને પછી શસ્ત્ર મુકી દીધાં હતાં. મુવાની ઉત્તરક્રિયા કરતી વેળાના સમયમાં એણે કર્ણને માટે અતિ શોક કરતાં તેના ઘણા ગુણ ગાયા હતા ને કુન્તીનો-સ્ત્રી જાતનો બહુ ધિક્કાર કર્યો હતો. એણે ભીષ્મને મુખે રાજનીતિ તથા મોક્ષ ધર્મ સાંભળ્યા હતા. સહુના કહ્યાથી એ હસ્તિનાપુરને આસને બેઠા, પણ એનો હૈયા-શોક જાય નહિ ને જ્યારે કૃષ્ણ સ્વધામ ગયાની વાત એણે જાણી ત્યારે એ હિમાળે ગયા (પાંડવની કથા જોવી).

યુધિષ્ઠિરે ૪૦ એક વર્ષ ઇન્દ્રપ્રસ્થમાં ને જુદ્ધને અંતે હસ્તિનાપુરમાં ૩૬ વર્ષ રાજ કર્યું. જુદ્ધ સમયે એનું વય ૮૦ એક વર્ષનું ખરૂં ને એ જોતાં સવાસો ઉપર વર્ષની વયે તે સ્વર્ગે ગયલા. કળિયુગમાં પેહેલા શકકર્તા

તે એજ. એનો શક ૩૦૪૪ વર્ષ ચાલ્યો. પછી વિક્રમ શક ચાલ્યો. એ, સત્ય નીતિથી વર્તનારા, પ્રતિજ્ઞા પાળનારા, સંબંધીયોના સાચા સ્નેહી, શસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ, રાજનીતિમાં કુશળ ને ધર્મનિષ્ઠ એવા હતા.

**યુયુત્સુ**, ધૃતરાષ્ટ્રનો એક વેસ્યાથી થયલો પુત્ર. એ મોટાં જુદ્ધમાં કૌરવપક્ષમાં ઉભો રહ્યો હતો પણ જ્યારે યુધિષ્ઠિરે બંને દળવાળાને કહ્યું કે જેને જે પક્ષમાં જવું આવવું હોય તે તે પક્ષમાં જાય આવે, ત્યારે યુયુત્સુ પાંડવદળમાં ગયો હતો. યુધિષ્ઠિર રાજ્યાસને બેઠા ત્યારે પણ એ તેમનીસાથે હતો. એ જેમ જોદ્ધો હતો તેમ ધર્મિષ્ઠ ને સત્સંગનો ભક્ત હતો. એને યુધિષ્ઠિરે રાજ છોડયું ત્યારે ઇન્દ્રપ્રસ્થનું રાજ આપ્યું હતું.

**યુયુધાન**–સાત્યકી.

**યુવનાશ્વ**, સૂર્યવંશી રાજા-માન્ધાતાનો પિતા. એ મોટો પ્રતાપી હતો. એને કંઇ સંતાન ન થવાથી એણે ઋષિયો કને યજ્ઞ કરાવ્યો ને મંત્રેલું પાણી એક કળશિયામાં ભરી રાખ્યું–એવા ઉદ્દેશથી કે એ પાણી સ્હવારમાં રાણીને પાવું કે તેને પુત્ર થાય. રાજા રાતે યજ્ઞશાળામાંજ સુતો હતો. એવું બન્યું કે રાતમાં રાજાએ તરસ લાગવાથી પેલું મંત્રેલું પાણી અજાણે પીધું. એ વાત ઋષિયોએ જાણી ને રાજાને કહ્યું કે તને પુત્ર થશે. રાજા ઉદાસ થયો ને પછી ઇશ્વરેચ્છા સમજી એણે મન વાળ્યું. એનું પેટ દિવસે દિવસે ગર્ભવતી સ્ત્રીની પેઠે વધવા લાગ્યું ને પુરા દાહાડા થયા એટલે ઋષિઓએ એની ડાબી કુખ ચીરી પુત્રને બાહાર કાડયો. પછી ઋષિયોએ મંત્રથી કુખ સાંધી દીધી. પુત્ર બહાર આવી દૂધ પીવાને રોવા લાગ્યો ત્યારે ઇન્દ્રે પોતાનો અંગુઠો અમૃતથી ભરેલો તેનાં

મ્હોમાં આપ્યો જેથી તેનું પેટ ભરાયું. એ વેળા ઇન્દ્રે માન્ધાતાને નામે પુત્રને બુમપાડી કહ્યું હતું કે તારૂં પાલણ હું કરીશ તે ઉપરથી સહુ તે પુત્રને માન્ધાતા કેહેવાલાગ્યા.

**યોગનિદ્રા,** મહાકાલીનું એક રૂપ. એનું બ્રહ્માએ સ્તવન કર્યું હતું ને પછી એણે નારાયણની શક્તિ રૂપે મધુકૈટભને સંહાર્યા હતા.

**યોગિની,** પાર્વતીનું યોગાવસ્થ રૂપ. યોગિની ૬૪ કેહેવાય છે.

**યોજનગન્ધા, સત્યવતી.**

**રક્તબીજ,** શુંભનિશુંભ નામના દૈત્ય રાજાઓની તરફથી દેવી સાથે લડવા આવેલો દૈત્ય. એને દેવીએ માર્યો હતો: એને એવું હતું કે એનાં લોહીનું એક ટીપું પૃથ્વિપર પડે તો નવો એક રક્તબીજ પુરૂષ, ઉભો થતો.

**રઘુ,** અયોધ્યાના રાજા-દિલીપના પુત્ર ને દશરથના પિતામહ. એણે દિગવિજય કર્યો હતો. ૨ રામચંદ્ર.

**રઘુનાથ-વીર, રામચંદ્ર.**

**રતિ, કામદેવની સ્ત્રી.** (કામ તથા પ્રદ્યુમ્નની કથા જોવી).

**રથાંગપાણિ,** વિષ્ણુ (રથાંગ-ચક્ર છે હાથમાં માટે).

**રમ્ભા,** સ્વર્ગની એક અપ્સરા.

**રવિ,** સૂર્ય. ૨ એ નામનો વાર.

**રાક્ષસ,** એ કરૂપ વિકરાળ આકૃતિના ને મહાબળિયા કેહેવાય છે. એ દૈત્ય રાજાઓની સેવામાં રહે છે. એ અઘોર કર્મ કરનારા મનુષ્યનો હાર પણ કરે છે. એ અનેક રૂપ ધારણ કરે છે ને અનેક માયા કરે છે. કેટલાક કેહે છે કે પુલસ્ત્યના વંશજો તે રાક્ષસ-એ બ્રાહ્મણો ધર્મનિષ્ઠ પણ મદોન્મત્ત હોવાથી દુરાચારમાં રમતા.

રાઘવ, રામચંદ્ર.

રાજર્ષિ, રાજવંશી છતે ઋષિનું કર્મ કરનાર.

રાજસૂય, એ નામનો યજ્ઞ. એ માત્ર ચક્રવર્તિ રાજાથીજ થાય. એ યજ્ઞ પાંડવે કર્યો હતો.

રાધા–ધિકા, વૃષભાન ગોપની દિકરી–કૃષ્ણની મુખ્ય પ્રિયા. એ ઘણી રૂપાળી ને ચતુર હતી. ૨ ધૃતરાષ્ટ્રના એક સારથીની સ્ત્રી જેણે કર્ણને ઉછેરી મોટો કર્યો હતો.

રામ–ચંદ્ર, સૂર્યવંશી દશરથ રાજાના કૌશલ્યાથી થયલા પુત્ર-વિષ્ણુના અવતાર. એ પ્રથમ કૌશલ્યાને દર્શન આપી પછી બાળક રૂપે થઇ ગયા હતા. એણે વશિષ્ઠ ગુરુ પાસે વિદ્યાભ્યાસ કર્યો, ને પછી વિશ્વામિત્ર ઋષિ જે પોતાના યજ્ઞના રક્ષણને માટે તેડવા આવ્યા હતા તેની સાથે ગયા. રામે માર્ગમાં તાટિકા રાક્ષસીને મારી ને વિશ્વામિત્રને ત્યાં યજ્ઞપ્રસંગે જે રાક્ષસો દુઃખ દેતા હતા તેઓને પણ માર્યા. યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયા પછી રામ તથા લક્ષ્મણ (એ પણ

કર્યો ત્યારે કૈકેયી આડી પડીને બોલી કે રામને વનવાસ મોકલો ને મારા પુત્ર ભરતને ગાદીયે બેસાડો. એ સાંભળી દશરથ તો મૂર્છિત પડી રહ્યા, પણ રામ ભરતને ગાદીયે બેસવાનું કહી, ચૌદ વરસ વનવાસ કરવા નિકળ્યા.—લક્ષ્મણ ને સીતા પણ સાથે થયાં.

રામે ગંગા પાર ઉતરી પ્રયાગમાં ભારદ્વાજ ઋષિને ત્યાં ઉતારો રાખ્યો ને પછી ઋષિની ઇચ્છા પ્રમાણે ચિત્રકૂટ પર્વત ઉપર જ્યાં વાલ્મિક ઋષિનો આશ્રમ હતો ત્યાં તે ગયા ને એક મ્હડુલીમાં રહ્યા. અહીં રામને મળવાને અયોધ્યાથી ભરત શત્રુઘ્ન તથા કેટલાક નગરજન આવ્યા ને એઓને મ્હોડેથી દશરથનું મરણ સાંભળી રામે શોક કર્યો ને પછી વશિષ્ટના કહ્યા પ્રમાણે ગયાજી જઇ તેનું શ્રાદ્ધ કર્યું. પાછા ચિત્રકૂટપર આવી રામે ભરતાદિને ધીરજ આપી વિદાય કર્યા ને પોતે અહીં ઋષિના સમાગમમાં રહ્યા. પછી અહીંથી ચાલ્યા તે સહ્યાદ્રિ પર્વત ઉપર અત્રિને આશ્રમે અને પછી શરભંગ ઋષિને આશ્રમે થઇને માર્ગમાં વિરાધ નામનો રાક્ષસ જે સીતાને ઊંચકી લઇ જઈ ઝાડીમાં ભરાયો હતો તેને મારીને જટાયુ પક્ષીના કેહેવાથી પંચવટીમાં આવી રહ્યા. એક દિવસ સીતાએ સુવર્ણમૃગ દીઠો ને તેના ચર્મની કંચુકી પેરવાની હઠ લીધી. તે ઉપરથી રામ તેની પૂંઠે દોડયા. ઘણીવાર થઇ પણ રામ ન આવ્યા ત્યારે સીતાએ લક્ષ્મણને જોવા મોકલ્યા. એ ટાંકણામાં રાવણ જોગીને વેષે જાચવા આવી, સીતાને ઉપાડી લઇ ગયો. રામે મૃગને માર્યો એટલે તે નિજ રાક્ષસરૂપે થઇ પડયો ને પછી રામ લક્ષ્મણ મ્હડુલીમાં આવીને જુવે છે તો સીતા ન મળે: બંને ભાઇયે બહુ શોક કર્યો પણ પછી સીતાનો શોધ કરવા રાવણના પગલાં પડેલાં તે

**રાઘવ,** રામચંદ્ર.

**રાજર્ષિ,** રાજવંશી છતે ઋષિનું કર્મ કરનારા.

**રાજસૂય,** એ નામનો યજ્ઞ. એ માત્ર ચક્રવર્તિ રાજાથીજ થાય. એ યજ્ઞ પાંડવે કર્યો હતો.

**રાધા-ધિકા,** વૃષભાન ગોપની દિકરી-કૃષ્ણની મુખ્ય પ્રિયા. એ ઘણી રૂપાળી ને ચતુર હતી. ૨ ધૃતરાષ્ટ્રના એક સારથીની સ્ત્રી જેણે કર્ણને ઉછેરી મોટો કર્યો હતો.

**રામ-ચંદ્ર,** સૂર્યવંશી દશરથ રાજાના કૌશલ્યાથી થયલા પુત્ર-વિષ્ણુના અવતાર. એ પ્રથમ કૌશલ્યાને દર્શન આપી પછી બાળક રૂપે થઇ ગયા હતા. એણે વશિષ્ઠ ગુરુ પાસે વિદ્યાભ્યાસ કર્યો, ને પછી વિશ્વામિત્ર ઋષિ જે પોતાના યજ્ઞના રક્ષણને માટે તેડવા આવ્યા હતા તેની સાથે ગયા. રામે માર્ગમાં તાટિકા રાક્ષસીને મારી ને વિશ્વામિત્રને ત્યાં યજ્ઞપ્રસંગે જે રાક્ષસો દુઃખ દેતા હતા તેઓને પણ માર્યા. યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયા પછી રામ તથા લક્ષ્મણ (એ પણ સાથે હતા), વિશ્વામિત્રની સાથે જનકરાજાને ત્યાં જવા નિકળ્યા. વાટમાં ગૌતમની સ્ત્રી અહલ્યા જે શલ્યા થઇને પડી હતી તેને ચરણ અરકાડી પૂર્વરૂપ કરી. જનકને ત્યાં સીતાના સ્વયંવરમાં રામે ત્ર્યંબક ધનુષ્ય જેને ઉંપાડતાં રાવણ ગાકદાયો હતો તે ઉઠાવી તેના ત્રણ કકડા કરી નાખ્યા ને સીતા સાથે લગ્ન કર્યું. રામ પાછા અયોધ્યા આવતા હતા એટલામાં પરશુરામે આવી બાણ મારવા માંડ્યાં, પણ રામને કંઇ લાગ્યાં નહીં. પછી પરશુરામે રામાવતાર થયો જાણી રામને નમન કર્યું ને રામે હાથીયેથી ઉતારી તેને ભેટી તેનું તેજ હરણ કરી લીધું. અયોધ્યામાં આવ્યા પછી રામલક્ષ્મણે વશિષ્ઠ પાસે ધનુર્વિદ્યાનો વિશેષ અભ્યાસ કર્યો. જ્યારે દશરથે રામને ગાદીયે બેસાડવાનો વિચાર

કર્યો ત્યારે કૈકેયી આડી પડીને બોલી કે રામને વનવાસ મોકલો ને મારા પુત્ર ભરતને ગાદીયે બેસાડો. એ સાંભળી દશરથ તો મૂર્છિત પડી રહ્યા, પણ રામ ભરતને ગાદીયે બેસવાનું કહી, ચૌદ વરસ વનવાસ કરવા નિકળ્યા.—લક્ષ્મણ ને સીતા પણ સાથે થયાં.

રામે ગંગા પાર ઉતરી પ્રયાગમાં ભારદ્વાજ ઋષિને ત્યાં ઉતારો રાખ્યો ને પછી ઋષિની ઇચ્છા પ્રમાણે ચિત્રકૂટ પર્વત ઉપર જ્યાં વાલ્મિક ઋષિનો આશ્રમ હતો ત્યાં તે ગયા ને એક મ્હડુલીમાં રહ્યા. અહીં રામને મળવાને અયોધ્યાથી ભરત શત્રુઘ્ન તથા કેટલાક નગ્રજન આવ્યા ને એઓને મ્હોડેથી દશરથનું મરણ સાંભળી રામે શોક કર્યો ને પછી વશિષ્ઠના કહ્યા પ્રમાણે ગયાજી જઇ તેનું શ્રાદ્ધ કર્યું. પાછા ચિત્રકૂટપર આવી રામે ભરતાદિને ધીરજ આપી વિદાય કર્યા ને પોતે અહીં ઋષિના સમાગમમાં રહ્યા. પછી અહીંથી ચાલ્યા તે સહ્યાદ્રિ પર્વત ઉપર અત્રિને આશ્રમે અને પછી શરભંગ ઋષિને આશ્રમે થઇને માર્ગમાં વિરોધ નામનો રાક્ષસ જે સીતાને ઊંચકી લઇ જઈ ઝાડીમાં ભરાયો હતો તેને મારીને જટાયુ પક્ષીના કેહેવાથી પંચવટીમાં આવી રહ્યા. એક દિવસ સીતાએ સુવર્ણમૃગ દીઠો ને તેના ચર્મની કંચુકી પેરવાની હઠ લીધી. તે ઉપરથી રામ તેની પૂઠે દોડયા. ઘણીવાર થઇ પણ રામ ન આવ્યા ત્યારે સીતાએ લક્ષ્મણને જોવા મોકલ્યા. એ ટાંકણામાં રાવણ જોગીને વેષે જાચવા આવી, સીતાને ઉપાડી લઇ ગયો. રામે મૃગને માર્યો એટલે તે નિજ રાક્ષસરૂપે થઇ પડયો ને પછી રામ લક્ષ્મણ મ્હડુલીમાં આવીને જુવે છે તો સીતા ન મળે. બંને ભાઇયે બહુ શોક કર્યો પણ પછી સીતાનો શોધ કરવા રાવણના પગલાં પડેલાં તે

જોઇ દક્ષિણદિશાનો પંથ લીધો. વાટમાં રાવણના મોકલેલા રાક્ષસો મળ્યા તેઓને માર્યા ને પછી રામ કિષ્કિન્ધામાં આવ્યા. અહીં પમ્પાસરોવર આગળ રામ લક્ષ્મણને પ્રથમ હનુમાન, ને પછી નળ, નીળ સુગ્રીવ ને જાંબુવાન સાથે સમાગમ થયો ને એ વાનરો ભક્ત થઇ રહ્યા. રામે વાલીને માર્યો ને તેનું રાજ સુગ્રીવને આપ્યું ને વાલીની સ્ત્રી તારાનું સુગ્રીવ સાથે લગ્ન કરાવ્યું. પછી રામની આજ્ઞાથી હનુમાન લંકામાં જઇ સીતાનો શોધ લઈ આવ્યા. સર્વે વર્તમાન જાણ્યા પછી રામ લક્ષ્મણ વાનરોના સૈન્ય સાથે કિષ્કિન્ધા છોડી સમુદ્ર કિનારે આવ્યા. અહીં રાવણનો ભાઇ વિભીષણ આવી રામને શરણ થયો. પછી વાનરોએ સેતુ બાંધ્યો ને સહુ સેતુઉપર થઇને લંકાની પાસેના સુવેળાચળ પર્વતની તળેટીપર આવી પ્હોંચ્યા.

રામે અંગદ વાનરને રાવણ પાસે મોકલ્યો. અંગદે અનેક પ્રકારે તેને સમજાવ્યો પણ તેણે ન માન્યું. પછી બંને પક્ષના સૈન્ય સામસામાં મળ્યાં. અઢાર પદ્મ વાનર, બોતેર કોટી રીંછ એકદમ રાવણના રાક્ષસો ઉપર તુટી પડયાં- તેમાં નીલ સેનાપતિ, હનુમાન, અંગદ, સુગ્રીવ, સુષેણઇ૰ ધુમ્યા-કોઇ, રાક્ષસને-રથને-ઘોડાને-હાથીને પગેથી ઝાલી માથાપર ફેરવી પૃથ્વીપર ફેંકે, કોઈ તેઓના પેટ ફોડી નાખે, કોઈ હાથ-પગ-નાક તોડે, કોઇ મુડદાંને ઉંચલી લંકામાં ફેંકે, કોઇ પર્વતો વરસાવે; તેમ રાવણની ચતુરંગી સેનાના મદોન્મત્ત રાક્ષસો પણ અનેક અનેક શસ્ત્રોથી વાનરોને કાપે, તેઓને પગ તળે કચરે, તેઓનાં ડોકાં મરડી નાંખે. એ ધમસાણમાં રાવણનો સેનાપતિ ધૂમ્રાક્ષ ને વજ્રદૃષ્ટિ એઓએ પોતાનાં બળચાતુર્યથી અસંખ્યાત વાનરોને હણ્યા ને તેઓનો પરાભવ

કર્યો, પણ પછવાડેથી હનુમાને ધૂમ્રાક્ષને અને અંગદે વજ્રદૃષ્ટિને મુષ્ટિપ્રહારે મારી નાખ્યા. પછી ઇંદ્રજીત ચડયો ને એણે વાદળમાં ભરાઇ સર્પાસ્ત્ર મુક્યાં જેથી કપીયો વિકળ થઇને પૃથ્વિપર પડયા ને રામ લક્ષ્મણને પણ મૂર્છના આવી. વાયુએ શુભરૂપે આવી રામના કાનમાં ગરુડ મંત્ર ભણ્યો ને એથી રામે જાગૃત થઇ ગરુડાસ્ત્ર મુકયું કે સર્પ નાઠા ને સૈન્ય પાછું જુદ્ધ કરવા ઉભું થયું. રાવણના પ્રહસ્ત સેનાપતિયે બહુ મારો ચલાવ્યો પણ અંતે તેનું ન ચાલ્યું ને તે રણમાં પડયો. પછી મોટાં સૈન્યના ઠાઠમાં રાવણ રથારૂઢ થઇ રણમાં આવ્યો. સર્વ વાનરોએ સામટા પર્વતનો વર્સાદ વરસાવ્યો પણ રાવણે પોતાનાં બળ ચાતુરીથી તેનું નિવારણ કર્યું ને સુગ્રીવાદિને શરે વિંધ્યા. લક્ષ્મણે બાણ મુક્યાં પણ રાવણના બાણથી તે મુર્છિત થયા. જ્યારે હનુમાને વજ્ર મુષ્ટિ ચલાવી ને નળે બ્રહ્મદત્ત મંત્રથી કોટિ નળ કર્યા ત્યારે રાવણે બ્રહ્માસ્ત્ર મુકયું. અંતે રામે બાણ મુકી તેનાં છત્ર છેદ્યાં ને મુગટને પાડયો. પછી રાવણે રણમાંથી ખસી જઇ કુંભકર્ણને મોકલ્યો. એ પણ રામને બાણે પડયો. પછી વાનરોએ નરાંતક, દેવાંતક, ત્રિશિરા ઇ૦ સાથે જુદ્ધ કરી તેમને માર્યા. લક્ષ્મણે રાવણના પુત્ર અતિકાયાને માર્યો. ઇંદ્રજીતે આવી મોટ મોટા વાનરોને શરે વિંધ્યા, ને સોસો બાણથી રામ લક્ષ્મણને જકડયા ને જયવાદ્ય વગડાવી તે લંકામાં ગયો. પછી જાંબુવંતના કહેવાથી હનુમાન દ્રોણાચળ લઇ આવ્યા ને એ ઉપરની વેલીની સુગંધીથી રામ લક્ષ્મણ તથા સહુ વાનરવીર પાછા ઉઠયા ને એઓએ લંકાગઢપર ધસારો કર્યો. વળી જુદ્ધ ચાલ્યું તેમાં ઘણાક અસુર પડ્યા પણ પાછાં ઇંદ્રજીતે આવી સહુનો પરાભવ કર્યો. એણે એક કૃત્રિમ સીતા દેખાડી તેનો વધ કર્યો ને અક્ષયરથ

જોઇ દક્ષિણદિશાનો પંથ લીધો. વાટમાં રાવણના મોકલેલા રાક્ષસો મળ્યા તેઓને માર્યા ને પછી રામ કિષ્કિન્ધામાં આવ્યા. અહીં પમ્પાસરોવર આગળ રામ લક્ષ્મણને પ્રથમ હનુમાન, ને પછી નળ, નીળ સુગ્રીવ ને જાંબુવાન સાથે સમાગમ થયો ને એ વાનરો ભક્ત થઇ રહ્યા. રામે વાલીને માર્યો ને તેનું રાજ સુગ્રીવને આપ્યું ને વાલીની સ્ત્રી તારાનું સુગ્રીવ સાથે લગ્ન કરાવ્યું. પછી રામની આજ્ઞાથી હનુમાન લંકામાં જઇ સીતાનો શોધ લઈ આવ્યા. સર્વ વર્તમાન જાણ્યા પછી રામ લક્ષ્મણ વાનરોના સૈન્ય સાથે કિષ્કિન્ધા છોડી સમુદ્ર કિનારે આવ્યા. અહીં રાવણનો ભાઇ વિભીષણ આવી રામને શરણ થયો. પછી વાનરોએ સેતુ બાંધ્યો ને સહુ સેતુઉપર થઇને લંકાની પાસેના સુવેળાચળ પર્વતની તળેટીપર આવી પ્હોંચ્યા.

રામે અંગદ વાનરને રાવણ પાસે મોકલ્યો. અંગદે અનેક પ્રકારે તેને સમજાવ્યો પણ તેણે ન માન્યું. પછી બંને પક્ષના સૈન્ય સામસામાં મળ્યાં. અઢાર પદ્મ વાનર, બોતેર કોટી રીંછ એકદમ રાવણના રાક્ષસો ઉપર તુટી પડયાં–તેમાં નીલ સેનાપતિ, હનુમાન, અંગદ, સુગ્રીવ, સુષેણઇ૦ ધુમ્યા–કોઇ, રાક્ષસને–રથને–ઘોડાને–હાથીને પગેથી ઝાલી માથાપર ફેરવી પૃથ્વીપર ફેંકે, કોઈ તેઓના પેટ ફોડી નાખે, કોઈ હાથ–પગ–નાક તોડે, કોઇ મુડદાંને ઉંચલી લંકામાં ફેંકે, કોઇ પર્વતો વરસાવે; તેમ રાવણની ચતુરંગી સેનાના મદોન્મત્ત રાક્ષસો પણ અનેક અનેક શસ્ત્રોથી વાનરોને કાપે, તેઓને પગ તળે કચરે, તેઓનાં ડોકાં મરડી નાંખે. એ ધમસાણમાં રાવણનો સેનાપતિ ધુમ્રાક્ષ ને વજ્રદષ્ટિ એઓએ પોતાનાં બળચાતુર્યથી અસંખ્યાત વાનરોને હણ્યા ને તેઓનો પરાભવ

કર્યો, પણ પછવાડેથી હનુમાને ધૂમ્રાક્ષને અને અંગદે વજ્રદૃષ્ટિને મુષ્ટિપ્રહારે મારી નાખ્યા. પછી ઇંદ્રજીત ચડયો ને એણે વાદળમાં ભરાઇ સર્પાસ્ત્ર મુકયાં જેથી કપીયો વિફળ થઇને પૃથ્વિપર પડયા ને રામ લક્ષ્મણને પણ મૂર્છના આવી. વાયુએ શુભરૂપે આવી રામના કાનમાં ગરુડ મંત્ર ભણ્યો ને એથી રામે જાગૃત થઇ ગરુડાસ્ત્ર મુકયું કે સર્પ નાઠા ને સૈન્ય પાછું જુદ્ધ કરવા ઉભું થયું. રાવણના પ્રહસ્ત સેનાપતિયે બહુ મારો ચલાવ્યો પણ અંતે તેનું ન ચાલ્યું ને તે રણમાં પડયો. પછી મોટાં સૈન્યના ઠાઠમાં રાવણ રથારૂઢ થઇ રણમાં આવ્યો. સર્વે વાનરોએ સામટો પર્વતનો વર્સાદ વરસાવ્યો પણ રાવણે પોતાનાં બળ ચાતુરીથી તેનું નિવારણ કર્યું ને સુગ્રીવાદિને શરે વિંધ્યા. લક્ષ્મણે બાણ મુકયાં પણ રાવણના બાણથી તે મુર્છિત થયા. જ્યારે હનુમાને વજ્ર મુષ્ટિ ચલાવી ને નળે બ્રહ્મદત્ત મંત્રથી કોટિ નળ કર્યા ત્યારે રાવણે બ્રહ્માસ્ત્ર મુકયું. અંતે રામે બાણ મુકી તેનાં છત્ર છેદ્યાં ને મુગટને પાડયો. પછી રાવણે રણમાંથી ખસી જઇ કુંભકર્ણને મોકલ્યો. એ પણ રામને બાણે પડયો. પછી વાનરોએ નરાંતક, દેવાંતક, ત્રિશિરા ૪૦ સાથે જુદ્ધ કરી તેમને માર્યા. લક્ષ્મણે રાવણના પુત્ર અતિકાયાને માર્યો. ઇંદ્રજીતે આવી મોટ મોટા વાનરોને શરે વિંધ્યા, ને સોસો બાણથી રામ લક્ષ્મણને જકડયા ને જયવાદ્ય વગડાવી તે લંકામાં ગયો. પછી જાંબુવંતના કહેવાથી હનુમાન દ્રોણાચળ લઇ આવ્યા ને એ ઉપરની વેલીની સુગંધીથી રામ લક્ષ્મણ તથા સહુ વાનરવીર પાછા ઉઠયા ને એઓએ લંકાગઢપર ધસારો કર્યો. વળી જુદ્ધ ચાલ્યું તેમાં ઘણાક અસુર પડયા પણ પાછાં ઇંદ્રજીતે આવી સહુનો પરાભવ કર્યો. એણે એક કૃત્રિમ સીતા દેખાડી તેનો વધ કર્યો ને અક્ષયરથ

આમ કરવાને હવન કરવા માંડયો. સીતાનો વધ થયો જાણી રામે નીચું માથું કર્યું ને સર્વ વાનરો ગગળી ગયા પણ એટલામાં વિભીષણના પ્રધાનો સીતા જીવતી છે એવાં વર્તમાન લાવ્યા એટલે સહુ પાછા સજ થયા. વિભીષણના કહ્યાથી રામે લક્ષ્મણને વાનરો સહિત ઇંદ્રજીતનો હોમ ભ્રષ્ટ કરવાને મોકલ્યા. અડધો રથ તો નિકળી ચુકયો હતો એવામાં વાનરોએ પર્વત નાખીને હોમ ભ્રષ્ટ કર્યો ને પછી તે નાસી ગયા. ઇંદ્રજીત નિરાશ તો થયો પણ મોટાં દળ સાથે જુદ્ધ કરવા ઉભો. એણે બહુ ચાતુરીથી લક્ષ્મણ સાથે જુદ્ધ કર્યું પણ પછી અંતે ૧૪ વર્ષ બ્રહ્મચર્ય વ્રત પાળેલું એવા, લક્ષ્મણે બાણ મુકી ઇંદ્રજીતને માર્યો. ઇંદ્રજીતનાં મરણ પછી રાવણે પોતાના મામા અહિરાવણ મહિરાવણ જે પાતાળમાં રાજ કરતા હતા તેને બોલાવ્યા ને એઓએ સુતેલા રામલક્ષ્મણને ઉઠાવી આકાશમાંથી પાતાળમાં લઇ જઈ કારાગૃહમાં નાખ્યા. વાનરોએ રામ લક્ષ્મણને ન દીઠા ત્યારે તેઓ બહુ ગભરાયા પણ પછી વિભીષણના કેહેવાથી નળ, નીળ, જાંબુવાન, અંગદ, સુગ્રીવ ને હનુમાન તેની શોધને નિકળ્યા. આગળ જતાં પાંચ જણે તો હામ મુકી પણ હનુમાન ભીડયા ને ઘણીવારે પણ તે રાક્ષસોના નગરમાં પેઠા. તે રાક્ષસો રામલક્ષ્મણને સીંદુરનાં ટીલાં કરી ફુલનો હાર પેહેરાવી ગાડાંસાથે બાંધી કાળીકાને ભોગ આપવાને તેને મંદિરે લઇ ગયા હતા. પણ હનુમાન જે સૂક્ષ્મ રૂપ ધરી આગળથી ત્યાં ભરાયા હતા તેણે મહિરાવણને મંદિરમાં તેડી તેનો વધ કર્યો ને પછી રામલક્ષ્મણે મંદિરમાંથી બાહાર આવી અહિરાવણ સાથે જુદ્ધ કરી રામે તેને માર્યો. પછી રામલક્ષ્મણ હનુમાન સાથે પાછા સુવેળાચલ પર આવ્યા. અહીં મોટું સૈન્ય લઇ રાવણ જુદ્ધ

કરવા આવ્યો. જુદ્ધમાં એણે વાનરોને ન લેખવતાં રામને પાંચ બાણ માર્યાં ને તે લાગ્યાં એ જોઈ તે ફુલાયો પણ રામે સાત એવાં માર્યાં કે તે રાવણનું હૃદય ભેદીને લંકામાં ગયાં. રાવણ મૂર્છિત થઈ પડ્યો. લક્ષ્મણે બાણ મારી તેના સારથીને પાડ્યો. રાવણે બીજો રથ મંગાવી જુદ્ધ કર્યું ને તેમાં તે રામનાં સૈન્યને મૂર્છિત કરી ચાલતો થયો. પછી એણે એક ગુફામાં શિવલિંગ થાપી તેની આગળ મોટો હોમ કરવા માડ્યો પણ એટલામાં વાનરોએ આવી તેનો ધ્વંશ કર્યો. વળી પાછું મોટું જુદ્ધ થયું ને એ પ્રસંગે ઇંદ્રે રામને માટે શસ્ત્ર ભરેલો રથ મોકલ્યો ને એઉપર બેસી રામે અદભુત યુદ્ધ કર્યું ને રાવણનાં મસ્તક છેદ્યાં. પણ એનાં વક્ષસ્થળમાં અમૃતની કુપ્પી હતી તેથી તરતજ પાછાં દશ મસ્તક નિકળ્યાં. રામે પછી હૃદય લક્ષીને બાણ માર્યું ને રાવણ પડ્યો ને એ પડ્યો કે રામે ધનુશ મુક્યું.

રામે વિભીષણને લંકાનાં રાજ્યનું દાન આપ્યું ને તેને સૈન્ય સાથે ત્યાં વિદાય કર્યા. સર્વ દેવતા રામની ભેટ લેવાને આવ્યા ને પોતાને રાવણના ત્રાસથી છોડવ્યા માટે રામના તેઓએ ઘણા ગુણ ગાયા ને પછી નમન કરી તે સ્વસ્થાને ગયા. બીજે દિવસે વિભીષણ સીતાને તેડી સૈન્ય સાથે સુવેળામાં આવ્યા ને રામે સીતાને આવતી દેખીને આડું જોયું. સીતા પગે લાગવા ગઈ તેને રામે દુર ખસેડી કહ્યું કે તને દુષ્ટના હાથમાંથી છોડાવી, મેં મારો ક્ષત્રીનો ધર્મ પાળ્યોમાટે હવે તું તારી નજરમાં આવે ત્યાં જા; હું તો જન્મ લગી વનવાસ કરવાનો છું માટે તારે કોઇ બીજા રાજા સાથે લગ્ન કરવું. એ સાંભળી સીતાને મૂર્છા આવી, પણ સાવધ થયા પછી તેણે ક્રોધમાં ચિતા ખડકાવીને હું જો સતી ન હોઉં તો મને અગ્નિ બાળી નાંખજો એવં કહી

તેમાં ઝંપલાવ્યું, સીતા અગ્નિમાંથી પાછાં નિકળ્યાં ને એ વેળા આકાશવાણી થઇ કે સીતા પતિવ્રતા છે. પછી રામે તેનો અંગીકાર કર્યો. પછી અતિ વિશાળ એવાં પુષ્પક વિમાનમાં રામ લક્ષ્મણ સીતા ને સુગ્રીવાદિ બેઠા ને તે આકાશ માર્ગે ઉડયું. માર્ગમાં રામચંદ્ર જહાં જહાં પોતે મુકામ કરેલા તથા પોતાને સંકટ દુખ પડેલાં તે સ્થળો સીતાને બતાવે ને વચમાં વચમાં ઋષિયોના આશ્રમ આવે તેમાં કોઇ કોઇ ઋષિની ભેટ લેવા નીચે ઉતરે. એમ કરતાં તેઓ નંદીગ્રામમાં જહાં ભરત હતા ત્યાં આવી પ્હોંચ્યા. ભરતે અયોધ્યામાં સમાચાર કહાવ્યા તેથી રાજ કુટુંબ સર્વ પ્રજા રામને તેડવા આવ્યાં. પછી બે ત્રણ દીવસ નંદીગ્રામમાં રહી રામ અયોદ્ધામાં આવ્યા. એ સિંહાસને બેઠા ને ભરત તથા સુમંત તેના પ્રધાન થયા. વિભીષણ સુગ્રીવ આદિ કેટલાક દિવસ અયોધ્યામાં રહ્યા પછી પુષ્પક વિમાનમાં બેસી પોત પોતાને સ્થાનકે ગયા. જતી વખત રામચંદ્રે વિભીષણને કહ્યું કે એ વિમાન કુબેરને પાછું આપજો. ઘણા દિવસ રામે અયોધ્યાનું રાજ્ય કર્યું. એના રાજ્યમાં પ્રજાને ઘણું સુખ મળ્યું માટે સર્વ એના ભાવથી ગુણ ગાય ને સદા રામ રાજ રહે એવું ઇચ્છે. એવામાં સીતાને ગર્ભ રહ્યો ને રામચન્દ્રે વિધિથી સીમન્ત કર્યું. એક દિવસ પોતે એક દૂતને બોલાવી પુછ્યું કે મારે વિષે નગરમાં લોક કેવો વિચાર રાખે છે? દૂતે કહ્યું કે મહારાજ આખા નગરનો આપના ઉપર પૂર્ણ ભાવ છે પણ એક પાપી ધોબી કાલે આપને વિષે ઘણું બોલ્યો. રામે તેને કેહેવાનો આગ્રહ કર્યો ત્યારે દૂતે કહ્યું કે એ ધોબી મદ્યપીએ પોતાની સ્ત્રીને પતિવ્રત ભંગનો દોષ મુકી પીહેર કહાડી મુકી હતી, પણ જ્યારે કેટલેક દિવસે તેનો પિતા

પાછી મુકવા આવ્યો ને જમાઇના ઘણા કાલાવાલા કરયા ત્યારે એણે કહ્યું કે સીતા રાવણ જોડે ગઇ તેને રામે પાછી ઘરમાં ઘાલી તેમ શું હું કરવાનો છઉં? એમ કહી સ્ત્રીને એક લાત મારી બ્હાર ઉરાડી દીધી. એ ઉપરથી રામે લક્ષ્મણને બોલાવી ધોબીની વાત કહી ને કહ્યું કે હું જાણું-છઉં કે સીતા સતી છે તોપણ લોકાપવાદ આવ્યો માટે કાલે સ્હવારે તમે સીતાને રથમાં બેસાડી ગંગાપાર મુકી આવો—એણે કેટલાક દિવસ ઉપર મારા પુછ્વાથી ઋષિ ને ઋષિપત્ની એઓનું પુજન કરી વસ્ત્રાલંકાર આપવાની પોતાની ઇચ્છા બતાવી હતી તે ઇચ્છા પૂરણ કરવાને બ્હાને તેડી જજો. લક્ષ્મણે એમ ન કરવાને રામના ઘણા કાલાવાલા કરયા ને કહ્યું કે મારી મા જેવાં સીતા છે તેને વનમાં એકલી મુકીને મારાથી કેમ અવાશે. રામે માન્યું નહીં ને લક્ષ્મણ ઉપર ક્રોધ કરી કહ્યું કે જો તું એમ નહીં કરે તો કાલે હું મારો પ્રાણ તજીશ. પછી બીજે દિવસે લક્ષ્મણે સીતાને ઋષિયોનાં દર્શનને બ્હાને ગંગાપર લઇ જઇ ત્યાં બેસાડયાં ને રામની વાત માડીને કહી ને ધીરજ આપી પોતે અયોધ્યામાં આવતા રહ્યા. સીતાએ ઉંચે સ્વરે રુદન કરવા માંડયું. તે શબ્દ સાંભળી વાલ્મિક ઋષિ જે ગંગાકિનારે સ્નાન કરતા હતા તે ત્યાં આવી સીતાને પોતાને આશ્રમે તેડી ગયા. સીતા ગર્ભવતી હતાં તેથી કેટલેક મહીને લવ કુશ નામના બે પુત્ર થયા; ને એઓને વાલ્મિકે સર્વ વિદ્યા ભણાવી. કેટલીક વાર પછી અયોધ્યામાં રામચંદ્રે અશ્વમેધનો આરંભ કરયો ને અશ્વ-રક્ષણ કરવાને શત્રુઘ્નને મોકલ્યો. એ પૃથ્વિના રાજાઓને જિતી વાલ્મિકના આશ્રમ આગળ આવ્યો તો અશ્વને લવે બાંધેલો. પછી મોટું યુદ્ધ થયું તેમાં લવકુશે ભરત શત્રુઘ્ન

લક્ષ્મણ આદિને મૂર્છાગત કર્યા ને છેલ્લી વારે રામ યુદ્ધ કરવા આવ્યા તેને પણ લવકુશે મૂર્છા પમાડી. એ વાત વાલ્મિક જાણી એટલે તે સીતા તથા લવકુશને રામ આગળ લઇ ગયા ને પછી સીતા સંબંધી બનેલી વાત કહી ને કહ્યું કે એ સતી છે ને આ પુત્રનું રૂપ તમારા જેવુંજ છે માટે એનો અંગીકાર કરો. પછી રામને ઘણો આનંદ થયો ને સર્વને તેડી અયોધ્યામાં આવ્યા ને અશ્વમેધ કર્યો. પછી કેટલેક વર્ષે રામે કુબેરનું પુષ્પક વિમાન મંગાવ્યું ને પોતાના રાજ્યની ચોકસી કરવા અંત્રીક્ષ માર્ગે નિકળ્યા. તે બધે ફરીને છેલ્લીવારે તપસ્વીયોનાં વનમાં આવ્યા. અહીં તપાસ કરતાં એક ગુફામાં કોઇ માછીને તપ કરતો જોયો. રામે તેને કહ્યું કે તને તપનો અધિકાર નથી માટે દેહકષ્ટ કરવું મુકી તારે ધંધે લાગ. માછીએ માન્યું નહીં ને રામે તેનો વધ કર્યો. માર્ગમાં બે પક્ષી લડતાં હતા તેનો ન્યાય ચુકવી રામે અયોધ્યામાં આવી કેટલાંક વર્ષ રાજ કર્યું. પછી રામે કુશને ગાદીયે બેસાડયો અને ભરત શત્રુઘ્નને બીજાં રાજ સોંપી પોતે નગ્ર લોક સહિત સ્વધામ ગયા.

**રામાયણ,** જેમાં રામાવતારની કથા છે તે ગ્રંથ-વાલ્મિકનો કરેલો.

**રામેશ્વર,** (સેતુબન્ધ), બાર જ્યોતિર્લિંગમાંનું એક. યાત્રાનું એક ધામ, હિંદુસ્થાનની દક્ષિણ ટોચ ઉપર છે.

**રાવણ,** લંકાનો રાજા. બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય ને તેના પુત્ર વિશ્વશ્રવા એનો મોટો પુત્ર. એણે મહાદેવનું તપ કરી તેંતરીસ કરોડ દેવ પાસે પોતાની આણ મનાવી હતી. એણે દશવાર શિવની પુજા કરી હતી માટે શિવે એને દશ મસ્તકને વીશ હાથ આપ્યા હતા. એણે પોતાનો

સાવકા ભાઇ કુબેર જે લંકાનો રાજા હતો તેને પિતા પાસે પત્ર લખાવ્યો જેથી કુબેર રાવણને લંકાનું રાજ્ય સ્વાધીન કરી પોતે બ્રહ્માના કહ્યાથી અલકાપુરી નગર વસાવી રહ્યા. રાવણે પ્રજા ઉપર જુલમ કરવા માડયો ત્યારે કુબેરે પોતાના દૂત જોડે જુલમ ન કરવા વિષે શિખામણનાં વચનો કહેવડાવ્યાં એથી રાવણને ક્રોધ ચહડયો ને પોતે અલકાનગરીમાં જઇ કુબેરનું પુષ્પક વિમાનાદિ સર્વ છીનવી લઇ તેને અલકાપુરીમાંથી કહાડી મુકયા. રાવણને મેઘનાદ–ઇંદ્રજિત નામે ઘણો પરાક્રમી પુત્ર હતો ને એ શિવાએ એક લાખ વીસ હજાર પુત્ર, સવાલાખ પૌત્ર, એંસીહજાર સ્ત્રી ને અઢાર અક્ષોહિણી વાજંત્રી હતાં. એક સમે રાવણ મહાદેવને ત્યાં ગયો તેને નંદીકેશ્વરે અટકાવ્યો. એથી એ બન્ને વચ્ચે યુદ્ધ થયું ને નંદીકેશ્વરે એને શાપ દીધો કે વાનરો તારો અહંકાર ઉતારશે. એથી રાવણને ક્રોધ ચહડયો ને એણે કૈલાસ પર્વત ઉપાડી ડોલાવવા માડયો. શિવ જે ઊંઘતા હતા તે જાગ્યા ને એણે ક્રોધમાં પૃથ્વિ ઉપર પગ ઠોકયો કે રાવણ કૈલાસનીચે દબાઇ ગયો. એક હજાર વરસ રાવણે શિવની પ્રાર્થના કરી ત્યારે શિવે એને પર્વત તળેથી કહાડયો. પછી રાવણે પાતાળમાં જઇ અભિમાનનાં વચનો કહી બળી પાસે યુદ્ધ માગ્યું. બળીએ કહ્યું કે આ હિરણ્યકશિપુની ગદા ઊંચકો તો તમારૂં પરાક્રમ ખરૂં. રાવણથી તે ન ઊંચકાઇ. એ વેળા બળી રાજા પોતાની સ્ત્રી જોડે સોકડે રમતા હતા. પાસો ગબડી ગયો હતો તેથી બળીએ રાવણને કહ્યું કે પેલો પાસો તો આપો. એ રાવણથી ન ઉંચકાયો ત્યારે બળીની સ્ત્રી મજાક કરી હસવા લાગી. રાવણે લજ્જિત થઇ પાછા જવા માડયું, પણ બળીના સેવકોએ તેનાં વસ્ત્ર કહાડી લઇ નગરમાં

ફેરવ્યો—કેટલેક દહાડે એના પિતાને જાણ થયાથી તેણે બળી પાસે જાચના કરી એને છોડાવ્યો. પછી એણે લંકામાં આવી હું બળીને જીતી આવ્યો એવી બૂમ ઉરાડી.

એક સમે આકાશ માર્ગે જતાં એણે સમુદ્ર કિનારે કિષ્કિન્ધાના રાજા વાલીને ધ્યાનમાં બેઠેલો દીઠો એટલે પુષ્પક વિમાનમાંથી નીચે ઉતરી તેને પકડવા ગયો. વાલીએ એને કાખમાં ઘાલ્યો ને ઘેર જઇ પોતાના પુત્ર અંગદને પારણે રમકડાંની જગોએ બાંધ્યો. અહીંથી પણ એના પિતાએ છોડાવ્યો. એક દિવસ રાવણ સમુદ્ર કિનારે પાર્થિવ પૂજન કરતો હતો ને ત્યાંથી થોડેક દૂર સહસ્ત્રાર્જુન પોતાની સ્ત્રીયો સાથે જળક્રીડા કરતો હતો. સહસ્ત્રાર્જુને પાંચશે હાથે પાણી રોકી રાખ્યું હતું તેથી રાવણની તરફ પાણી વધ્યાં ને એનાં મ્હોડાં લગી આવ્યાં. એથી એ ક્રોધમાં સહસ્ત્રાર્જુન જોડે યુદ્ધ કરવા ઉભો થયો. સહસ્ત્રર્જુને એને કાખમાં ઘાલ્યો ને જળક્રીડા કરી રહ્યા પછી ઘેર જઇ બંદીખાને નાખ્યો. કેટલેક દહાડે સહસ્ત્રાર્જુને દયા આણી રાવણને છોડયો ને એ લંકામાં આવ્યો. અહીં એણે બ્રહ્માને પુછ્યું કે મારૂં મોત કોને હાથે છે? બ્રહ્માએ કહ્યું કે સૂર્યવંશી દશરથ રાજાના પુત્ર રામને હાથે છે. એ સાંભળી રાવણ દશરથને મારવાનો વિચાર કરતો હતો એવામાં નારદે આવી જાણ કરી કે આજે દશરથનાં લગ્ન છે. પછી એણે દશરથની જાન દરિયામાં બુડાડી દીધી હતી. (દશરથની કથા જોવી). રાવણ વગર નોતરે સીતાના સ્વયંવરમાં ગયો હતો ને ત્યાં ત્ર્યંબક ધનુષને ભાંગવા જતાં તે એની છાતી ઉપર ઉથલી પડયું હતું ને રામે તે ઉપાડી ભાંગ્યું, હતું તેથી રાવણ ઘણો ખિજવાયો હતો. રામ જ્યારે પંચવટીમાં રહ્યા હતા ત્યારે રાવણે પોતાના મામા મરી-

ચીને સુવર્ણનો મૃગ થઇ રામની પર્ણકુટી પાસે મોકલ્યો. જ્યારે સીતાના કહ્યાથી રામ તેને મારવા ગયા ને પાછળથી લક્ષ્મણ પણ ગયા ત્યારે રાવણે જોગીને વેષે સીતા પાસે જઇ જાચના કરી અને તે ફળ આપવા બહાર આવ્યાં એટલે રાવણ તેને ઉંચકી ચાલતો થયો. વાટમાં એણે રામના મિત્ર જટાયુ પક્ષી જોડે યુદ્ધ કરી તેની પાંખ તોડી નાંખી તેને અદ્દસસતો કર્યો ને લંકામા જઇ સીતાને અશોક વાડીમાં દશ હજાર રાક્ષસની ચોકીમાં રાખ્યાં. રાવણે સીતાને પોતાને વશ થવા બહુ બહુ સમજાવી ને મંદોદરી પાસે પણ કહાવ્યું પણ સીતાએ માન્યું નહીં. જ્યારે રામ જુદ્ધ કરવા આવ્યા ત્યારે રાવણે તેની સામાં જૂદ્ધ કર્યું પણ અંતે એ રામનાં બાણથી મરણ પામ્યો.

રાહુ, એક દૈત્ય–કશ્યપ ને દિતિનો પુત્ર. એને ચાર હાથ હતા ને એના શરીરનો નીચલો ભાગ પુંછડીના આકારનો હતો. એ, કાળો ને ક્રોધી હતો ને દેવતાઓમાં કલહ કરાવતો. એના ઉપર દૈત્યોની પ્રીતી હતી. જ્યારે દેવદૈત્યોએ સમુદ્ર મંથન કરી અમૃત કાડયું ને કૃષ્ણે મોહિની સ્વરૂપ લઇ અમૃત દેવોને આપવા માંડયું ત્યારે એણે દેવનું રૂપ લઇ સૂર્યચંદ્રની વચ્ચે બેસી તે પીધું પણ તુરતજ ચંદ્રસૂર્યે કૃષ્ણને સંકેત કર્યો એટલે કૃષ્ણે ચક્રવતી એનું માથું ને બે હાથ કાપી નાખ્યાં. એણે અમૃત પીધું હતું તેથી એ મુઓ નહીં પણ ધડ ને ડોકું જીવતાં છુટાં પડ્યાં. પછી એને કૃષ્ણે કહ્યું કે હવે તું દેવની પંક્તિમાં આવ્યો માટે તું રાક્ષસી બુદ્ધિ છોડી દે ને હમે તુને આકાશમાં દેવની સાથે બેસવાની જગો આપીયે છૈયે. પછી એ આકાશમાં ગયો ને નવગ્રહમાં ગણાયો. એના ડોકાંને રાહુ ને ધડને કેતુ કેહે છે, સૂર્ય ચંદ્રે એને સાન કરી કૃષ્ણને બતાવ્યો હતો

ફેરવ્યો—કેટલેક દહાડે એના પિતાને જાણ થયાથી તેણે બળી પાસે જાચના કરી એને છોડાવ્યો. પછી એણે લંકામાં આવી હું બળીને જીતી આવ્યો એવી બૂમ ઉરાડી.

એક સમે આકાશ માર્ગે જતાં એણે સમુદ્ર કિનારે કિષ્કિન્ધાના રાજા વાલીને ધ્યાનમાં બેઠેલો દીઠો એટલે પુષ્પક વિમાનમાંથી નીચે ઉતરી તેને પકડવા ગયો. વાલીએ એને કાખમાં ઘાલ્યો ને ઘેર જઇ પોતાના પુત્ર અંગદને પારણે રમકડાંની જગોએ બાંધ્યો. અહીંથી પણ એના પિતાએ છોડાવ્યો. એક દિવસ રાવણ સમુદ્ર કિનારે પાર્થિવ પૂજન કરતો હતો ને ત્યાંથી થોડેક દૂર સહસ્રાર્જુન પોતાની સ્ત્રીયો સાથે જળક્રીડા કરતો હતો. સહસ્રાર્જુને પાંચશે હાથે પાણી રોકી રાખ્યું હતું તેથી રાવણની તરફ પાણી વધ્યાં ને એનાં મ્હોડાં લગી આવ્યાં. એથી એ ક્રોધમાં સહસ્રાર્જુન જોડે યુદ્ધ કરવા ઉભો થયો. સહસ્રાર્જુને એને કાખમાં ઘાલ્યો ને જળક્રીડા કરી રહ્યા પછી ઘેર જઇ બંદીખાને નાખ્યો. કેટલેક દહાડે સહસ્રાર્જુને દયા આણી રાવણને છોડયો ને એ લંકામાં આવ્યો. અહીં એણે બ્રહ્માને પુછ્યું કે મારૂં મોત કોને હાથે છે? બ્રહ્માએ કહ્યું કે સૂર્યવંશી દશરથ રાજાના પુત્ર રામને હાથે છે. એ સાંભળી રાવણ દશરથને મારવાનો વિચાર કરતો હતો એવામાં નારદે આવી જાણ કરી કે આજે દશરથનાં લગ્ન છે. પછી એણે દશરથની જાન દરિયામાં બુરાડી દીધી હતી. (દશરથની કથા જોવી). રાવણ વગર નોતરે સીતાના સ્વયંવરમાં ગયો હતો ને ત્યાં ત્ર્યંબક ધનુષને ભાંગવા જતાં તે એની છાતી ઉપર ઉથલી પડયું હતું ને રામે તે ઉપાડી ભાંગ્યું, હતું તેથી રાવણ ઘણો ખિજવાયો હતો. રામ જ્યારે પંચવટીમાં રહ્યા હતા ત્યારે રાવણે પોતાના મામા મરી-

ચીને સુવર્ણનો મૃગ થઇ રામની પર્ણકુટી પાસે મોકલ્યો. જ્યારે સીતાના કહ્યાથી રામ તેને મારવા ગયા ને પાછળથી લક્ષ્મણ પણ ગયા ત્યારે રાવણે જોગીને વેષે સીતા પાસે જઇ જાચના કરી અને તે ફળ આપવા બ્હાર આવ્યાં એટલે રાવણ તેને ઉંચકી ચાલતો થયો. વાટમાં એણે રામના મિત્ર જટાયુ પક્ષી જોડે યુદ્ધ કરી તેની પાંખ તોડી નાંખી તેને અદસસતો કરયો ને લંકામા જઇ સીતાને અશોક વાડીમાં દશ હજાર રાક્ષસની ચોકીમાં રાખ્યાં. રાવણે સીતાને પોતાને વશ થવા બહુ બહુ સમજાવી ને મંદોદરી પાસે પણ કહાવ્યું પણ સીતાએ માન્યું નહીં. જ્યારે રામ જુદ્ધ કરવા આવ્યા ત્યારે રાવણે તેની સામાં જૂદ્ધ કર્યું પણ અંતે એ રામનાં બાણથી મરણ પામ્યો.

રાહુ, એક દૈત્ય—કસ્યપ ને દિતિનો પુત્ર. એને ચાર હાથ હતા ને એના શરીરનો નીચલો ભાગ પુંછડીના આકારનો હતો. એ, કાળો ને ક્રોધી હતો ને દેવતાઓમાં કલહ કરાવતો. એના ઉપર દૈત્યોની પ્રીતી હતી. જ્યારે દેવદૈત્યોએ સમુદ્ર મંથન કરી અમૃત કાડયું ને કૃષ્ણે મોહિની સ્વરૂપ લઇ અમૃત દેવોને આપવા માંડયું ત્યારે એણે દેવનું રૂપ લઇ સૂર્યચંદ્રની વચ્ચે બેસી તે પીધું પણ તુરતજ ચંદ્રસૂર્યે કૃષ્ણને સંકેત કરયો એટલે કૃષ્ણે ચક્રવતી એનું માથું ને બે હાથ કાપી નાખ્યાં. એણે અમૃત પીધું હતું તેથી એ મુઓ નહીં પણ ધડ ને ડોકું જીવતાં છુટાં પડ્યાં. પછી એને કૃષ્ણે કહ્યું કે હવે તું દેવની પંક્તિમાં આવ્યો માટે તું રાક્ષસી બુદ્ધિ છોડી દે ને હમે તુને આકાશમાં દેવની સાથે બેસવાની જગો આપીયે છૈયે. પછી એ આકાશમાં ગયો ને નવગૃહમાં ગણાયો. એના ડોકાંને રાહુ ને ધડને કેતુ કેહે છે, સૂર્ય ચંદ્રે એને સાન કરી કૃષ્ણને બતાવ્યો હ

તે વેર રાખી એ તેઓને અમાસે ને પુનેમે કોઇ કોઇ વાર રોકે છે જે ગ્રહણ થયાં કેહેવાય છે.

**રુકમૈયો,** રુકમ.

**રુકમ,** વિદર્ભ દેશના રાજા ભીષ્મકનો પુત્ર—રુકિમણીનો ભાઇ. એનો વિચાર રુકિમણીને શિશુપાળ સાથે પરણાવવાનો હતો તેથી તેને તેડાવ્યો હતો. પણ એવામાં કૃષ્ણ આવી રુકિમણીને લઇ ગયા. રુકમ તથા શિશુપાળે કૃષ્ણ જોડે યુદ્ધ કર્યું તેમાં બળરામે એને રથની સાંગી સાથે બાંધી એનાં દાડી મુછ બોડી છોડી મુકયો. એણે રુકમણીને પાછી લાવ્યા વગર પુરમાં ન જવાનું પણ લીધું હતું પણ તેથી એ પુરમાં ન જતાં કચ્છ દેશ વસાવી અહીંજ રહ્યો.

**રુકિમણી,** વિદર્ભ દેશના ભીષ્મક રાજાની પુત્રી. એ મોટી થઇ ત્યારે પિતા તથા એના ભાઇ રુકમનો વિચાર શિશુપાળને દેવાનો હતો. પણ એની ઇચ્છા કૃષ્ણ સાથે પરણવાની હતી તેથી એણે પોતાના ગોર સાથે કૃષ્ણને છાનો કાગળ મોકલ્યો ને લખ્યું કે હું અંબાના દેહેરામાં પુજન કરવા ગામની બ્હાર જઇશ ત્યાં આવવું. એ પછી કૃષ્ણે દ્વારીકા જઇ વિધિ પૂર્વક રુકિમણી જોડે લગ્ન કર્યું. રુકિમણી લક્ષ્મીનો અવતાર હતી. એના પુત્રનું નામ પ્રદ્યુમ્ન જે કામનો અવતાર હતો. એ કૃષ્ણની પાછળ બળીને સતી થઇ હતી.

**રુદ્ર,** શિવનું એક રૂપ. કોઇ વળી કેહે છે કે બ્રહ્મા એકવાર ક્રોધાયમાન થયા હતા ત્યારે તેની ભૃગુટીમાંથી એ પેદા થયું. એ અગીયાર કેહેવાય છે—અજયકપાદ, અહિવર્ધન, વિરૂપાક્ષ, સુરેશ્વર, જયંત, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજિત, સવિત્ર અને હર. શિવ મનુષ્યનાં આંસુ લુછનાર છે માટે તે રુદ્ર કેહેવાય છે; અથવા એ અગિઆર દેવ, જન્મ્યા ત્યારે રડયા હતા તેથી, અથવા એઓએ દૈત્યોને રડાવ્યા હતા.તેથી રુદ્ર કેહેવાયા.

**રુદ્રાણી,** રુદ્રની શક્તિ-સ્ત્રી.

**રેણુકા,** પરશુરામની મા-જમદગ્નિની સ્ત્રી. એક વાર એને એની બ્હેન સહસ્ત્રાર્જુનની સ્ત્રી નોતરૂં દેવા આવી ત્યારે વાત કરતાં એણે પણ તેને કહ્યું કે તમે એકવાર હમારે ત્યાં જમવા આવો. ત્યારે તેણે અભિમાનથી ઉત્તર દીધો કે તું ભીખારીની સ્ત્રીથી હમારા માણસોને જ અન્ન પુરૂં નહીં પડે તો હમને શું ખવાડવાની હતી. એથી રેણુકાને બહુ દુખ લાગ્યું ને પોતાના પતિને કહ્યું. પછી કેટલેક દિવસે સહસ્ત્રાર્જુન સૈન્ય સહિત શિકારને નિકળ્યો હતો. તે જમદગ્નિના આશ્રમ આગળ આવી ચડયો. જમદગ્નિએ તેને ને તેનાં સૈન્યને કામધેનુને પ્રતાપે વિધવિધનાં પકવાન જમાડયાં. (જમદગ્નિ તથા પરશુરામની કથા જોવી.)

**રેવતી,** બળભદ્રની સ્ત્રી. ૨ સત્તાવીસમું નક્ષત્ર.

**રૈવત,** સાત મનુમાંના એક-એ અગ્નિના પુત્ર કેહેવાય છે. ચાલતા કલ્પના પાંચમા. ૨ શિવનું નામ. ૩ દૈત્યનું નામ. ૪ વિંધ્યાચળની પૂર્વ તરફનો ભાગ જેમાંથી રેવા નદિ નિકળે છે.

**રોહિણી,** વસુદેવની સ્ત્રી- બળરામની મા. ૨ દક્ષપ્રજાપતિની પુત્રી ને ચંદ્રની માનિતી સ્ત્રી (નક્ષત્ર).

**રૌરવ,** એક મોટું નર્ક છે.

**રોહિતાશ્વ,** હરિશ્ચંદ્રનો પુત્ર.

**રોહિદાસ,** રોહિતાશ્વ.

**લક્ષ્મણ,** દશરથના સુમિત્રાથી થયલા પુત્ર-રામચંદ્રના ભાઇ. એ શેષનો અવતાર હતા. એ સદા રામની સેવામાંજ રેહેતા. એ રામસીતાની સાથે વનવાસમાં હતા ને તેઓને ફળજળ આણી આપતા. એક સમે રાવણની બ્હેન સૂર્પનખાનો પુત્ર ડંડીવનમાં તપકરતોહતો તેને મહાદેવે પ્રસન્ન થઇ

એક પ્રચંડ ધનુષ બાણસાથે આકાશમાર્ગે મોકલ્યું. એવામાં લક્ષ્મણ ત્યાં ફળ શોધવાને આવી ચડયા. દેવોએ અધર્મીના હાથમાં બાણ જવા કરતાં લક્ષ્મણના હાથમાં જશે તો એ દૈત્યોનો નાશ કરશે એમ જાણી વાયુની મારફતે તે બાણ લક્ષ્મણને અપાવ્યું. પછી એજ બાણે લક્ષ્મણે સૂર્પનખાના પુત્રને માર્યો. એ વાત સૂર્પનખાએ જાણી એટલે તેણે પુત્રનું વેર લેવાને દિવ્ય કન્યાનું રૂપ ધરી લક્ષ્મણ પાસે આવી પરણવાનું કહ્યું. લક્ષ્મણે પોતાના મોટા ભાઇની આજ્ઞા લઇ આવવાનું કહ્યું ત્યારે એણે કહ્યું કે હું જ લાવુંછું. પછી એણે રામ પાસે જઇને આજ્ઞા માગી. રામે એને ઓળખીને કહ્યું કે તારા વાંસા ઉપર લખીઆપું. પેલીએ જેહને વાંસો બતાવાય નહીં એવું બાનુ કહાડયું પણ રામે તેને કસ્યાવના આજ્ઞા આપવાની ના કહી. પછી તેણે હા કહી ને રામે તેના વાંસા ઉપર નાક કાન કાપી નાંખવાની આજ્ઞા લખી આપી. પેલી પ્રસન્ન થતી લક્ષ્મણ પાસે આવી. લક્ષ્મણે તે વાંચ્યું ને પેલીને વાતમાં નાખી અચીતું ખડગ કહાડી તેનાં નાક કાન કાપીનાખ્યાં. મોટાં યુદ્ધમાં એણે રાવણના કેટલાક પુત્રોને અને પ્રધાનોને માર્યા. ઇંદ્રજીતને પણ એણેજ માર્યો. એ સીતાને મા પ્રમાણે ગણતા.લક્ષ્મણનો સ્વભાવ ક્રોધી હતો તોપણ રામની આજ્ઞા લીધા વગર એ કંઇ કામ કરતા નહીં.

**લક્ષ્મણા,** કૃષ્ણની એક સ્ત્રી. ૨ દુર્યોધનની કન્યા.

**લક્ષ્મી,** વિષ્ણુ—શેષશાયી નારાયણની શક્તિ.—સ્ત્રી. જ્યારે શેષશાયી નારાયણ પોઢે છે ત્યારે એ તેના પગ ચાંપે છે. એ સૌંદર્ય ને ધનની દેવી છે. એક વાર લક્ષ્મી ને વિષ્ણુ પોતપોતાનું અભિમાન કરવા લાગ્યાં. લક્ષ્મી કહે કે મારે વડે તમે, ને વિષ્ણુ કહે કે મારે વડે તમે. લક્ષ્મીએ કહ્યું કે

આપણે બંને પૃથ્વિ ઉપર જઇયે ને પછી જોઇયે કે લોકો કોનું માન વધારે રાખેછે. પછી વિષ્ણુ સાધુને રૂપે એક બ્રાહ્મણને ત્યાં ગયા ને એણે ઘણા ભાવથી તેની પુજા કરીને પોતાને ઘેર રાખ્યા. સર્વે જમવા બેઠા હતા એવામાં લક્ષ્મી ભીખારણને વેષે તેને બારણે આવ્યાં ને કાલાવાલા કરી પીવાને પાણી માગ્યું. એને દેખી વિષ્ણુએ પેલાં ઘર-નાંને કહ્યું કે એ જીવતી ડાકેણ છે માટે એને હમણા ને હમણા કાહાડી મુકો. પછી ઘરનાએ પેલીને મારી કહાડવા માંડી, ત્યારે ભીખારણે ઝોળીમાંથી એક રત્નજડિત પ્યાલું કહાડયું ને કહ્યું કે મને પાણી પાઓ તો આ આપીદઉં. પેલા બ્રાહ્મણે પાણી પાઇ પ્યાલું લીધું. પછી ભીખારણે એવાં ઘણાં વાસણો બતાવી કહ્યું કે પેલા સાધુને જો કહાડી મુકો તો આ બધાં તમને આપી દઉં. પછી બ્રાહ્મણે પ્રથમ તો સાધુને કહ્યું હમારે બ્હાર જવું છે માટે તમે હવે જાઓ. પણ તેણે જવાની ના કહી ત્યારે બ્રાહ્મણે લક્ષ્મીના કેહેવાથી સાધુને મારવા માંડયો. પછી સાધુ ને ભીખારણ બંને અલોપ થયાં ને વિષ્ણુએં લક્ષ્મીની વાત કબુલ કરી કહ્યું કે કળજુગમાં મારા કરતાં તમારૂં મહાત્મ મોટું છે. વૈષ્ણવો લક્ષ્મીને આદિમાયા, જગતની માતા સમજે છે.

**લંકા,** રાવણની રાજધાની-હાલનું સિલોન. એમાં પ્રથમ **માલી, સુમાલી** ને **માલ્યમાન** એ ત્રણ રાક્ષસ રાજ કરતા. એઓ દેવને દુઃખ દેતા તેથી વિષ્ણુએ તેમની સાથે જુદ્ધ કર્યું ને એમાં બે ભાઇ મરાયા ને માલ્યમાન પાતા-ળમાં નાઠો. થોડો કાળ લંકા રાજા વનાની રહયા પછી કુબેરે ત્યાં રાજ્ય આરંભ્યું. કેટલેક દાહાડે માલ્યમાને આવી કુબેરને જોયા. એ તેનાથી ન ખમાયું તેથી તેણે પોતાની

કન્યા કુબેરના પિતાને પરણાવી ને એ સ્ત્રીથી રાવણાદિ પુત્ર થયા. લંકાને હનુમાને બાળી હતી. એમાં સુવર્ણ બહુ હતું એમ કેહેવાય છે.

**લમ્બોદર,** ગણપતિ.

**લલિતા,** ગોકુળની એક ગોપી—એ રાધા તથા કૃષ્ણની દૂતી હતી.

**લવ,** રામચંદ્રનો નાનો પુત્ર.(કુશની કથા જોવી).

**લિંગ,** સંહાર કરનાર અને ફરીથી ઉત્પન્ન કરનાર જે શિવ તેનું ચિન્હ. એનો પાર લેવાને બ્રહ્મા ને વિષ્ણુ બહુ મથ્યા હતા પણ કંઇ ફાવ્યા નહોતા.

**લોમેશ,** ઋષિ. એને ઈંદ્રે યુધિષ્ટિરને તીર્થમહિમા ને પુણ્યશ્લોકનાં આખ્યાનો સંભળાવવા દ્વૈત વનમાં મોકલ્યા હતા.

**વક્રતુંડ–દન્ત,** ગણપતિ.

**વજ્ર,** ઈંદ્રનું આયુધ. એ પર્વતને કાપી નાખે છે.

**વનમાલી,** કૃષ્ણ.

**વરાહ,** વિષ્ણુનો અવતાર. હિરણ્યાક્ષ નામના દૈત્યે બ્રહ્માનું તપ કરી વર પ્રાપ્ત કર્યો હતો કે કોઇથી પણ ન મરૂં. પછી એ પૃથ્વિ ઉપર અધર્મ કરવા લાગ્યો ને ગર્વમાં પૃથ્વિને પાતાળમાં લઇ ગયો. બ્રહ્માએ વિષ્ણુની સ્તુતિ કરી કે મહારાજ હિરણ્યાક્ષ પૃથ્વિને પાતાળમાં લઇ ગયો છે. પછી બ્રહ્માને છીંક આવી ને નાકમાંથી વિષ્ણુ મગતરાં જેવડા ભુંડને રૂપે બાહાર પડયા ને પછી એકદમ વધી ગયા. એનું શરીર માણસના આકારનું ને મ્હોડું ભુંડના જેવું હતું. એ રૂપ ધારણ કરવાનું કારણ કે હિરણ્યાક્ષે બ્રહ્મા પાસે વર માગતી વેળા મનુષ્ય પશુ પક્ષી આદિનું નામ દીધું હતું પણ એવા આકારના જનાવરનું નામ નોતું દીધું. પછી વરાહ પાતાળમાં ગયા ને પોતાની દાઢમાં પૃથ્વિ

લઈને આવતા હતા એવામાં હિરણ્યાક્ષ મળ્યો. એણે વરાહ જોડે એક હજાર વર્ષ યુદ્ધ કર્યું પણ અંતે વરાહે તેને માર્યો.

**વરુણ,** દેવઃ–બાર આદિત્યમાંનો એક–પશ્ચિમ દિશાના પ્રદેશનો રક્ષણ કર્તા. પાણીમાં અંધારૂં હોય છે માટે એને અંધારાનો દેવ પણ કહે છે. એની શક્તિ તે વારુણિ કહેવાય છે.

**વશિષ્ઠ,** સપ્તઋષિમાંના એક. એ રામ ને તેના પૂર્વજોના રાજગોર હતા. એની સ્ત્રીનું નામ અરુન્ધતી. એણે વેદના ઉપર ભાષ્ય કર્યું છે. એણે રામચંદ્રને યોગ સમજાવ્યો હતો, જે યોગવાશિષ્ઠને નામે પ્રસિદ્ધ છે. વશિષ્ઠ કર્મકાંડથી તત્વદર્શી હતા. એનો એક જન્મ સત્યયુગમાં બ્રહ્મલોકમાં બ્રહ્માનાં મનમાંથી થયો ને બીજો જન્મ પદ્મકલ્પમાં થયો ત્યારે એના પિતાનું નામ મિત્રાવરુણ ને માતું નામ કુંભ હતું. એ જોગીને વેષે રેહેતા. એને લાંબી દાઢી હતી ને કેસર રંગના કેશ માથાપર પાઘડીની પેઠે વિંટાયલા રેહેતા. વશિષ્ઠનો વાસ હિમાલય પર્વત ઉપર હતો. એને ને વિશ્વામિત્રને પરસ્પર અતિ દ્વેષ હતો.

**વસન્ત,** ઋતુ–કામદેવનો મિત્ર.

**વસુ,** ગણદેવતાનો એક વર્ગ. એ આઠ છે. આપ, ધ્રુવ, સોમ, ધવ, અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ. એમાં અનલ–અગ્નિ મુખ્ય છે.

**વસુદેવ,** કૃષ્ણના પિતા–સુરસેન જાદવના જ્યેષ્ઠ પુત્ર.

**વામન,** વિષ્ણુનો પાંચમો અવતાર–ઇંદ્રના નાના ભાઇ. એનો જન્મ યોનિથી નથી પણ કૃષ્ણ રામનાં જન્મની પેઠે એ, પ્રથમ અદિતિને દર્શન આપીને પછી નાહાના થઇ ગયા હતા. એ હાથમાં દંડ કમંડળ લઇ બળીને છળવા ગયા હતા. (બળી રાજાની કથા જોવી).

**વાયુ,** વાયવ્ય દિશાનો અધિપ દેવ–આઠ દિશાના આઠ વાયુ લેતાં એ આઠ વાયુ કેવાય છે ને દિતિની કથામાં લખ્યા પ્રમાણે એ ઓગણ પચાસ પણ કહેવાય છે. આઠ મરુત અથવા ઓગણપચાસ મરુતમાં મુખ્ય વાયુ છે. વાયુ, હનુમાન ને ભીમનો પિતા કેહેવાય છે.

**વાલી (વાળી),** વાનર–કિષ્કિન્ધાનો રાજા–ઇન્દ્રનો પુત્ર–સુગ્રીવનો ભાઇ. એક વેળા એ સમુદ્ર કિનારે ધ્યાનમાં બેઠો હતો ત્યાં રાવણ એને પકડવા આવ્યો તેથી વાલી રાવણને કાખમાં ઘાલી ચાર સમુદ્ર ઓળંગી આવ્યો હતો. એણે દુન્દુભિ રાક્ષસ સાથે જુદ્ધ કરી તેને માર્યો હતો, એણે પોતાના ભાઇ સુગ્રીવને નગર બહાર કાઢી મુકયો હતો. વાલીને રામે માર્યો હતો, ને એની સ્ત્રી તારાને સુગ્રીવ સાથે પરણાવી હતી.

**વાલ્મિક,** ઋષિ–રામાયણના કર્તા–કવિ. એ પૂર્વે લુટારાનો ધંધો કરતા. એક સમે એણે નારદને પોતાની મીનમાંથી જતા અટકાવી લુટવા માંડયા. નારદે એને જ્ઞાન સમજાવ્યું ત્યારે એ પોતાનાં કિધેલાં કર્મનો પશ્ચાત્તાપ કરી રડવા લાગ્યા ને નારદના કાલાવાલા કરી કેહેવા લાગ્યા કે મહારાજ માહારો ઉદ્ધાર કરો. નારદે એને ખીચોખીચ ઝાડીની અંદર બેસાડી ઉપર પાંતરાં વગેરે ઢાંકી દીધાં ને જપ કરવા રામ નામનો મંત્ર આપ્યો; પણ એને તે ભણતાં ન આવડયું ત્યારે ઋષિએ કહ્યું કે હું પાછો આવું ત્યાં સુધી તારે **મરા મરા** એમ જપ કર્યાં કરવો. બાર વર્ષ પછી નારદ પાછા આવ્યા ને ઝાડીમાં જઇ જોય છે તો તેણે વાલ્મિકને રામ નામનો જપ કરતાં સાંભળ્યા. તેને માથે હાથ મુકી સાવધ કરી બ્હાર તેડી જઇ જોયું તો તે, ઋષિ જેવા તેજસ્વી ને વિદ્વાન જણાયા. વાલ્મિકે

નારદને પુછ્યું કે હવે હું મારો કાળ કેમ ગુજારૂં. નારદે કહ્યું કે તમે રામની કથા રચો. પછી એણે શત કોટિ રામાયણ કર્યું. પછી સાઠ હજાર વરસે રામાવતાર થયો. જ્યારે રામ વનવાસ નિકળ્યા ત્યારે ચિત્રકોટ ઉપર વાલ્મિકને આશ્રમે કેટલાક દિવસ રહ્યા હતા. જ્યારે ધોબીના વચનથી રામે સીતાને વનવાસ મોકલ્યાં ત્યારે વાલ્મિક ગંગા કિનારે પોતાને આશ્રમે સીતાને રાખ્યાં હતાં ને લવ કુશને વેદ તથા ધનુર્વિદ્યા ભણાવ્યાં હતાં.

**વાસવ,** ઇંદ્ર.

**વાસુકી,** એક મોટો નાગ જેને વિષ્ણુના કૂર્મ અવતારમાં સમુદ્રમંથન કરતી વેળા નેતરાંરૂપે મંદ્રાચળ પર્વતની આસપાસ વિંટાળ્યો હતો.

**વાસુદેવ,** કૃષ્ણ.

**વિકર્ણ,** પાંડવ પક્ષનો મહારથી જોદ્ધો.

**વિક્રમ-આદિત્ય,** ઉજ્જનનો રાજા સંવત શકનો સ્થાપનાર. ભર્તૃહરિ વૈરાગ્ય પામીને જતા રહ્યા પછી તેની ગાદીએ જે રાજા બેસે તેને વૈતાળ ખાઇ જતો. એ વાત વિક્રમે જાણી એટલે એણે સાધારણ મનુષ્યને વેષે આવી પ્રધાનને કહ્યું કે મને ગાદીએ બેસાડો તો હું તે ચલાવીશ. પ્રધાને એને ગાદીએ બેસાડ્યો. એણે તે દિવસે સાંજ સુધી રાજ ચલાવી પોતાના સુવાના ઓરડામાં કેટલુંક અન્ન ભરી રાખ્યું ને પોતે નાગી તરવાર હાથમાં રાખી જાગતો બેઠો. મધરાતે વૈતાળ, રાજાના ઓરડામાં આવ્યો એટલે રાજાએ તેને કહ્યું કે પ્રથમ આ અનાજ ખાઇને પછી મને ખા. વૈતાળ અનાજ ખાઇ તૃપ્ત થઇ જતો રહ્યો. એમ નિત્ય થાય. એક દિવસ રાજાએ વૈતાળને પુછ્યું કે તારી શક્તિ કેટલી છે તે કહે. વૈતાળે કહ્યું કે

હું જે ધારૂં તે કરૂં ને મને ભૂત ભવિષ્ય વર્તમાનની જાણ પડે છે. રાજાએ કહ્યું કે મારા આયુષમાંથી પાંચ વરસ ઓછાં કે વધતાં કર. વૈતાળે કહ્યું કે એ કોઇના હાથમાં નથી. બીજે દિવસે રાજાએ અનાજ ન રખાવ્યું તેથી વૈતાળ ક્રોધે ભરાયો. રાજાએ કહ્યું કે તારાથી મારા આયુષમાંથી પાંચ વરસ ઓછાં કે વધતાં નથી થતાં ત્યારે તને ફોકટ ખાવાનું શું કરવા આપવું જોઇએ; તારી ઇચ્છા હોય તો મારી સાથે યુદ્ધ કર. વૈતાળે રાજાને કહ્યું કે તારી ધીરજ જોઇ હું પ્રસન્ન થયો માટે કંઇ વર માગ. વિક્રમે કહ્યું કે હું જ્યારે સ્મરણ કરૂં ત્યારે આવી મારૂં કામ કરવું. વૈતાળ હા કહી જતો રહ્યો ને પછી વિક્રમે મોટા ઠાઠથી પોતાને ફરી રાજ્યાભિષેક કરાવ્યો. એણે ઘણા પરમાર્થ કર્યા છે. એ વિદ્વાનોને ઘણો આશ્રય આપતો ને એની સભામાં નવ મોટા પંડિત હતા—શંકુ, વરરુચિ, મણિ, અંશુપાત, જિષ્ણુ, ત્રિલોચન, હરિ, ઘટકર્પર, અમરસિંહ, અને બિજા. કેટલાક વળી આમ જણાવે છે—ધન્વન્તરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાળ ભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ. એ વિક્રમની સભામાં નવ રત્ન કહેવાતા. જ્યોતિર્વિદાભરણ ગ્રંથમાં લખેછે કે રાજાને ૮૦૦ મંડળિક રાજા—૧૬ વાચાળ પંડિત, ૧૦ જ્યોતિષી, ૬ વૈદ્ય અને ૧૬ વેદિયા હતા. એનું સૈન્ય ૧૮ યોજન ભૂમિ રોકતું—એમાં ૩ કરોડ પાયદળ, ૧૦ કરોડ ઘોડેસ્વાર, ૨૪૩૦૦ હાથી અને ૪ લાખ મછુવા હતા. એણે ૯૫ શક—સ્કૂથી સરદારોનો પરાભવ કરી શકારિ નામ ધારણ કર્યું. એ સુનું, મોતી, રત્ન, ગાય, ઘોડા, હાથી, ઈ૰ નાં દાન આપતો. ઇતિહાસોમાં લખ્યું છે કે, વિક્રમને તેના પિતાએ કંઇ મિલકત આપી હતી અને તે કેટલોક કાળ પોતાના સાવકા

ભાઈ ભર્તૃહરિ સાથે ઉજ્જનમાં રહ્યો હતો. પછી કંઈ બે ભાઈઓ વચ્ચે વાંધો ઉઠયો ને વિક્રમે ઉજ્જન છોડયું. એ ઘણો કાળ સાધારણ સ્થિતિમાં ગુજરાત ને બીજા રાજ્યોમાં રખડયો. જ્યારે ભર્તૃહરિ પોતાની સ્ત્રીથી કંટાળી રાજપાટ છોડી જતો રહ્યો ત્યારે વિક્રમ રાજા થયો. એણે ઘણાએક ભાગમાં પોતાની સત્તા બેસાડી. પાછલા રાજાઓના વખતમાં મંડળીકો બંડો જગાવતા હતા તેઓને પણ સંતોષ્યા ને પોતાના રાજ્યની કીર્તિ વધારી. એનો શક શાલિવાહન આવતાં લગી એટલે ૧૩૫ વર્ષ સુધી હિંદુસ્થાનના ઘણાએક ભાગોમાં ચાલ્યો ને રજવાડામાં તથા ગુજરાતમાં તો હજીએ ચાલે છે-( દક્ષિણમાં નથી ચાલતો. )

**વિચિત્રવીર્ય,** દ્વાપરયુગનો ચંદ્રવંશી બાવીસમો રાજા-શન્તનુનો ત્રિજી સ્ત્રી સત્યવતીથી થયલો બીજો પુત્ર ને પાંડુની માતાનો પરણેલો વર. એ ચિત્રાંગદના મુવા પછી ગાદીએ બેઠો હતો. એને અંબિકા ને અંબાલિકા નામની બે સ્ત્રી હતી. વિચિત્રવીર્ય પોતાની સ્ત્રીયો સાથે ભોગ વિલાસમાં નિમગ્ન રેહેતો તેથી એ ક્ષય રોગે મરણ પામ્યો. એને કંઇ સંતાન ન હતું તેથી એની મા સત્યવતીએ વ્યાસ પાસે બંને વહુઓને પુત્ર થવા સારૂ મોકલી હતી.

**વિજય,** **( જયવિજયની કથા જોવી ).** ૨ અર્જુન.

**વિજયા,** પાર્વતિ. ૨ પાર્વતિની દાસી. ૩ યમની સ્ત્રી.

**વિદર્ભ,** ભીષ્મક રાજાનો દેશ-**બીરાર.**

**વિદુર,** વિચિત્રવીર્યનાં ઘરની દાસીને વ્યાસથી થયલા પુત્ર-ધૃતરાષ્ટના નાના ભાઇ. એ બુદ્ધિમાન, ચતુર ને નીતિમાન હતા, તેમ શાસ્ત્ર ને ધનુર્વિદ્યા પણ ભણ્યા હતા. એ મોટાં યુદ્ધને પ્રસંગે કૌરવોનાં મેણાંથી તીર્થયાત્રા કરવા ગયા હતા. એ પાંડવોનું હિત ઇચ્છતા. એણેજ તેમને

લાક્ષાગૃહમાંથી ઉગાર્યા હતા. ભીષ્મ ધૃતરાષ્ટ્ર એઓ પણ વિદુરને વિચાર પુછી કામ કરતા. વિદુરનીતિ પુસ્તક પ્રસિદ્ધ છે.

**વિદૂરથ,** દન્તવક્રનો ભાઇ. એને કૃષ્ણે સુદર્શનથી માર્યો હતો.

**વિદ્યાધર,** એ ગણદેવતામાં છે.

**વિધાતા,** બ્રહ્મા. ૨ કામદેવ.

**વિધાતરી,** બ્રહ્માની પુત્રી. એ દરેક પ્રાણીને અવતર્યા પછી છટ્ઠે દાહાડે તેનું કર્મ કપાળમાં લખી જાય છે.

**વિનતા,** કશ્યપની સ્ત્રી ને અરુણ તથા ગરુડની મા. ( કદ્રુની કથા જોવી ).

**વિનાયક,** ગણપતિ.

**વિંધ્યાચળ,** એ નામનો પર્વત જેથી ઉત્તર હિંદુસ્થાન ને દક્ષિણ હિંદુસ્થાન એવા બે વિભાગ થયા છે. એને ને મેરૂને ઉચાં થવાની સરસાઈ થઇ હતી ને એઓ સૂર્યમંડળલગી પ્હોંચ્યા હતા, પણ એટલામાં અગસ્ત આવ્યા એટલે વિંધ્યાચળે આડાં પડી નમન કર્યું. અગસ્તે કહ્યું કે હું આવું ત્યાંસુધી એમજ પડી રેહજે. એ પછી ઋષિ આવ્યાજ નહીં તેથી તે આડો પડી રહ્યો છે.

**વિભીષણ,** રાવણનો નાનો ભાઇ. એ રામનો ભક્ત હતો. જ્યારે રાવણ સીતાને લંકામાં હરી લાવ્યો ત્યારે એ ને એની સ્ત્રી, સીતાની ઘણી સંભાળ રાખતાં. એણે રાવણને સીતા પાછી આપી રામને નમવાનું કહ્યું પણ તેણે તે ન માન્યું ને મારી નાખવા ખડ્ગ કહાડ્યું ત્યારે વિભીષણ ન્હાસી રામને શરણે ગયો ને તેમને રાવણની સર્વ વાતથી જાણીતા કર્યા. યુદ્ધમાં પણ કોઇ કોઇ વાર એ રામની તરફથી લુમતો. રાવણને માર્યા પછી રામે

લંકાનું રાજ્ય એને આપ્યું ત્યારે એણે રાવણ જે જે વસ્તુ લોકો પાસે અધર્મથી છીનવી લાવ્યો હતો તે તે તેમને પાછી મોકલી દીધી હતી. એ ચિરંજીવી છે.

**વિરાટ,** મચ્છ દેશનો રાજા જેને ત્યાં પાંડવો રહ્યા હતા. એ મોટા જુદ્ધમાં પાંડવ પક્ષમાં મહારથી જોદ્ધા હતા.

**વિરોચન,** પ્રહ્લાદનો પુત્ર.

**વિવસ્વત,** સૂર્ય.

**વિશ્રવા,** **વિશ્વશ્રવા.**

**વિશ્વકર્મા,** બ્રહ્માના પુત્ર. જગત તથા તેમાંની વસ્તુઓના ઘાટ રચનારો દેવ. દેવતાઓનો શીલ્પશાસ્ત્રી તથા અસ્ત્ર-શસ્ત્રનો ઘડનાર. એણે અગન્યસ્ત્ર શોધી કહાડયું છે.

**વિશ્વશ્રવા,** રાવણ તથા કુબેરનો પિતા. બ્રહ્માના પુલસ્ત્ય ને એના વિશ્વશ્રવા—એને ઇડવીડા સ્ત્રીથી કુબેર અને કેશની સ્ત્રીથી રાવણ કુંભકર્ણ તથા વિભીષણ થયા હતા. ઇડવીડા, ત્રણબિન્દુની કન્યા અને કેશની, માલ્ય-માન રાક્ષસની કન્યા.

**વિશ્વામિત્ર,** સપ્ત ઋષિમાંનાં એક—ગાધી રાજાના પુત્ર. એ પોતાનાં તપોબળથી બ્રહ્મર્ષિ કહેવાયા. તપનો ભંગ કરવા ઇંદ્રે એકવાર મેનકા અપ્સરાને મોકલી હતી તેનાથી એ લલચાયા પણ બીજીવાર ઇંદ્રે રંભા નામની અપ્સરા મોકલી ત્યારે ઋષિએ શ્રાપ દીધો કે તું દશહજાર વર્ષ શલ્યા થઈ પડજે. એણે પોતાનો ભાણેજ સુનસ્યપ જેને હરિશ્ચન્દ્ર રાજા બળીદાન આપવાનો હતો તેને બચાવ્યો ને તેને પોતાનો દત્ત પુત્ર કરી તેનું નામ દેવરાત પાડયું. પછી પોતાના મોટા પચાસ પુત્રોને આજ્ઞા કરી કે તમારે એને મોટા ભાઇ પ્રમાણે ગણવો પણ તેઓએ તે ન માન્યાથી ઋષિએ શ્રાપ દીધો કે તમારા વંશજો

મ્લેછ કહેવાશે. એના પચાસ નાના પુત્રોએ ઉપલી આજ્ઞા માન્ય રાખી ત્યારે ઋષિએ પ્રસન્ન થઇ કહ્યું કે તમારા વંશજ મોટાઇ પામશે. એ ઋષિને ને વશિષ્ઠ ઋષિને પરસ્પર સ્પર્દ્ધા હતી. એક વાર ત્રિશંકુ નામે રાજાએ વશિષ્ઠને વિનંતિ કરી કે હું દેવલોકમાં રહું એવો ઉપાય દેખાડો. વશિષ્ઠે કહ્યું કે એવો ઉપાય કોઇ નથી. પછી તે વશિષ્ઠના પુત્ર પાસે ગયો ત્યારે એણે તેને શ્રાપ દીધો કે તને ગુરૂવચન ઉપર વિશ્વાસ નથી માટે તું મ્લેચ્છ થજે. પછી ત્રિશંકુ વિશ્વામિત્ર પાસે આવ્યા. ઋષિએ કહ્યું કે તું મ્લેચ્છ તો નહીં મટે પણ હું તને દેવલોકમાં મોકલું છઉં. પછી ઋષિયે તેને ઉંચે ચડાવ્યો ને તે દેવલોકમાં ગયો પણ દેવતાઓએ એને મ્લેચ્છ કહી નીચે નાખ્યો. ઋષિએ તેને આવતાં દીઠો એટલે મંત્રબળથી અટકાવ્યો જેથી તે અધર લટકી રહ્યો. એક વાર એણે યજ્ઞ કરવા માંડેલો પણ રાક્ષસો મુડદાં નાખી તે અભડાવતા તેથી તેનું રક્ષણ કરવા ઋષિ રામલક્ષ્મણને તેડવા દશરથને ત્યાં ગયા પણ બાર વરસની વયના બંને પુત્રોને મોકલતાં દશરથનો જ્યારે જીવ ન ચાલ્યો ત્યારે દશરથે ઋષિને કહ્યું કે હું આવું છું. એથી ઋષિએ ક્રોધમાં રાજાને તુચ્છ વચનો કહી ચાલવા માંડયું. પછી વશિષ્ઠના કહ્યાથી ને શ્રાપના ભયથી રાજાએ બંને પુત્રોને મોકલ્યા હતા.

**વિશ્વેશ્વર**, કાશીમાં જે જ્યોતિર્લિંગ છે તે.

**વિષ્ણુ**, ત્રણ દેવતામાંના એક-પાલણ ને વ્યવસ્થા કરનાર દેવ. એણે અવતાર ધારણ કર્યા છે. એ નારાયણનો અંશ છે ને મહાપ્રલય સમે તેમાં મળી જાય છે. વિષ્ણુ એ, સૂર્ય, કાળ, યમ, વાયુ, આકાશને રૂપે છે. કશ્યપની સૃષ્ટિના

દેવતામાં તે બાર આદિત્યમાં ને આઠ વસુમાં એક છે–ઈંદ્રના નાહાના ભાઇ કહેવાય છે. વિષ્ણુએ શિવની તપશ્ચર્યા કરી ૧૦૦૦ કમળ ચડાવવાનો નીમ લીધો હતો પણ જ્યારે શિવે પરીક્ષા કરવા એક કમળ છુપાવ્યું ત્યારે વિષ્ણુએ પોતાનું એક નયનકમળ કાપી ચડાવ્યું હતું ને એથી શિવે પ્રસન્ન થઇ નયન પાછું સારૂં કર્યું હતું ને સુદર્શન ચક્ર આપ્યું હતું–એ ઉપરથી વિષ્ણુ પુંડરીકાક્ષ કહેવાય છે. એનાં ઘણાં નામ છે, એ ચતુર્ભુજ સ્વરૂપે હોય છે ત્યારે એના હાથમાં શંખ, ચક્ર, ગદા ને પદ્મ હોય છે. એ એક કાણાંવાળા કાળા પથ્થર રૂપે શાલિગ્રામને નામે પુજાય છે. વિષ્ણુનો રંગ શ્યામ છે ને સ્વભાવ સાત્વિક છે. એની સ્ત્રી લક્ષ્મી, એનું વાહન ગરુડ ને એનું ધનુષ શાર્ઙ્ગ છે. વિષ્ણુ રાવણને ત્યાં તેની પુત્રીઓને ગાતાં નાચતાં શિખવતા હતા.

**વીરજ,** સગુણ ઇશ્વરની કર્તૃત્વ શક્તિ તથા અકર્તૃત્વસહનશક્તિ એ બેથી ઉત્પન્ન થયલો પુત્ર–પુરુષ પ્રકૃતિનો પુત્ર. એ થકી પ્રજાપતિ ને પ્રજાપતિથી સ્વયમ્ભૂ મનુ ઉત્પન્ન થયા.

**વીરભદ્ર,** શિવનું એક રુદ્ર રૂપ. શિવે દક્ષના ઉપર ક્રોધે ભરાઇને પોતાની જટા પછાડી તેથી જે વિકરાળ દેવ ઉત્પન્ન થયા તે વીરભદ્ર. એણે દક્ષનું ડોકું કાપ્યું હતું.

**વીરસેન,** નળરાજાના પિતા.

**વૃકાસુર,** શકુનીનો પુત્ર. એણે શિવનું તપ કર્યું. શિવે આઠ દહાડામાં પ્રસન્ન થઇ એના માગ્યા પ્રમાણે વર આપ્યો કે જેને માથે તું હાથ મુકીશ તે ભસ્મ થશે. પછી એક સમે એ, પાર્વતિનું રૂપ દેખી મોહિત થયો ને શિવને ભસ્મ કરી પાર્વતિને ઘેર લઇ જવાને વિચારે મહાદેવના મસ્તક ઉપર હાથ મુકવા દોડયો. શિવ દોડતા વિષ્ણુપાસે

આવ્યા. પછી વિષ્ણુ બ્રાહ્મણને વેષે વૃકાસુરને મળ્યા ને તેને દોડવાનું કારણ પુછ્યું. વૃકાસુરે હતું તે કારણ કહ્યું એટલે વિષ્ણુ બોલ્યા કે તું કેવો અજ્ઞાન છે કે મહાદેવ ભૂતોની ટોળીમાં ફરે છે, સ્મશાનમાં વાસ કરે છે ને વેદધર્મથી ઉલટું આચરણ કરે છે તેનું વચન તું સાચું માને છે-પ્રથમ તુંજ તારે માથે હાથ મુકી પરિક્ષા કરી જો ને પછી કરવું હોય તે કરજે. વૃકાસુરે ગભરાટમાં તેમ કર્યું એટલે તે ભસ્મ થઇ રહ્યો.

**વૃકોદર,** ભીમ.

**વૃજ-વૃન્દાવન,** ગોકુળની પાસેનું વન-ગામ, જ્યાં કૃષ્ણે લીલા કરી હતી.

**વૃત્રાસુર,** એની ઉત્પત્તિ આમ છે-ઇંદ્રે વિશ્વરૂપ પુરોહિતને માર્યો ત્યારે તેના પિતા ત્વષ્ટા નામના તપસ્વીએ હોમ કરી ઇંદ્રને મારે એવો ત્રિશૂળ ખડ્ગ સહિત એક દૈત્ય ઉત્પન્ન કર્યો. એ નિત્ય એક તિરવા જેટલો વધતો હતો તેથી તેનું નામ વૃત્રાસુર પાડયું. એ યુદ્ધ કરવા આવ્યો એટલે ઇંદ્ર ઇંદ્રપુરીમાંથી દેવતા સહિત નાઠો. પછી વિષ્ણુની સ્હલાથી ઇંદ્ર દધીચિ ઋષિના હાડકાંનું વજ્ર લઇ યુદ્ધ કરવા આવ્યો. એ સમે બંને વચ્ચે મોટું યુદ્ધ થયું. જ્યારે ઇન્દ્રે વજ્રેવતી તેના બે હાથ કાપી નાખ્યા ત્યારે વૃત્રાસુર ઐરાવત સહિત ઇંદ્રને ગળી ગયો. જ્યારે ઇંદ્ર તેની કૂખ ફાડી બ્હાર નિકળ્યો ને ૧૦૦ વર્ષ યુદ્ધમાં મથ્યો ત્યારે વૃત્રાસુરનું શિર છેદાયું હતું.

**વૃશ્ચિક,** આઠમી રાશી.

**વૃષસેન,** કર્ણનો પુત્ર-એ અતિરથી હતો. એને અર્જુને, કર્ણને મારતાં પહેલાં એની સમક્ષ માર્યો હતો.

**વેતાલ,** ભૂતની એક જાતિ-એ વિક્રમને પ્રસન્ન હતો.

**વેદ**, આર્ય લોકનું મૂળધર્મપુસ્તક. એ ચાર છે ઋક્, યજુઃ, સામ ને અથર્વ.

**વેદવ્યાસ**, વ્યાસ.

**વૈકુંઠ**, વિષ્ણુનું ધામ.

**વૈજયંત**, ઇંદ્રનો મહેલ.

**વૈદર્ભી**, દમયંતી.

**વૈવસ્વત**, સૂર્યનો પુત્ર;–મનુ (સાતમો).

**વૈશંપાયન**, વ્યાસનો શિષ્ય–એણે પરિક્ષિતના પુત્ર જનમેજયને મહાભારત સંભળાવ્યું હતું.

**વૈશ્રવણ**, કુબેર.

**વૈશ્વદેવ**, નિત્ય શ્રાદ્ધનાદેવ. એ દશ છે–વસુ, સત્ય, ક્રતુ, દક્ષ, કાળ, કામ, ધૃતિ, કુરુ, પુરૂરવ અને મદ્રવ.

**વૈશ્વાનર**, અગ્નિ.

**વૈષ્ણવી**, વિષ્ણુની શક્તિરૂપ દેવી.

**વ્યાસ**, પરાશરના સત્યવતી કુમારીથી થયલા પુત્ર. એ દ્વાપર યુગમાં યમુનાના એક બેટમાં જનમ્યા હતા ને તે ઉપરથી એ કૃષ્ણદ્વીપાયન પણ કહેવાય છે. એ ઘણા ઉંચા ને કાળા પણ તેજસ્વી હતા–વ્યાઘ્રચર્મ હોડતા ને જટાકલાપ રાખતા. એણે વેદની ગોઠવણ કરી જુદા પાડ્યા છે ને એ ઉપરથી એ વેદવ્યાસ પણ કેહેવાય છે. એણે અષ્ટાદશ પુરાણ, મહાભારત, ભાગવત, વેદાંત એ ગ્રંથો રચ્યા છે. વ્યાસ એ કૃષ્ણના એક અવતાર પણ કેહેવાય છે. એણે પોતાના શિષ્ય **પૈલને** ઋગ્વેદ, **વૈશમ્પાયનને** યજુર્વેદ, **જૈમિનીને** સામવેદ ને **સુમંતુને** અથર્વ વેદ એમ સમજાવ્યા. પુરાણને મહાભારત **લોમહર્ષણને** ભણાવ્યાં. એ બદરીકેદારનાં અરણ્યમાં રેહેતા. એ ચિરંજીવી છે.

આવ્યા. પછી વિષ્ણુ બ્રાહ્મણને વેષે વૃકાસુરને મળ્યા ને તેને દોડવાનું કારણ પુછ્યું. વૃકાસુરે હતું તે કારણ કહ્યું એટલે વિષ્ણુ બોલ્યા કે તું કેવો અજ્ઞાન છે કે મહાદેવ ભૂતોની ટોળીમાં ફરે છે, સ્મશાનમાં વાસ કરે છે ને વેદધર્મથી ઉલટું આચરણ કરે છે તેનું વચન તું સાચું માને છે-પ્રથમ તુંજ તારે માથે હાથ મુકી પરિક્ષા કરી જો ને પછી કરવું હોય તે કરજે. વૃકાસુરે ગભરાટમાં તેમ કર્યું એટલે તે ભસ્મ થઇ રહ્યો.

**વૃકોદર,** ભીમ.

**વૃજ-વૃન્દાવન,** ગોકુળની પાસેનું વન-ગામ, જ્યાં કૃષ્ણે લીલા કરી હતી.

**વૃત્રાસુર,** એની ઉત્પત્તિ આમ છે-ઇંદ્રે વિશ્વરૂપ પુરોહિતને માર્યો ત્યારે તેના પિતા ત્વષ્ટા નામના તપસ્વીએ હોમ કરી ઇંદ્રને મારે એવો ત્રિશૂળ ખડ્ગ સહિત એક દૈત્ય ઉત્પન્ન કર્યો. એ નિત્ય એક તિરવા જેટલો વધતો હતો તેથી તેનું નામ વૃત્રાસુર પાડયું. એ યુદ્ધ કરવા આવ્યો એટલે ઇંદ્ર ઇંદ્રપુરીમાંથી દેવતા સહિત નાઠો. પછી વિષ્ણુની સ્હલાથી ઇંદ્ર દધીચિ ઋષિના હાડકાંનું વજ્ર લઇ યુદ્ધ કરવા આવ્યો. એ સમે બંને વચ્ચે મોટું યુદ્ધ થયું. જ્યારે ઇન્દ્રે વજ્રેવતી તેના બે હાથ કાપી નાખ્યા ત્યારે વૃત્રાસુર ઐરાવત સહિત ઇંદ્રને ગળી ગયો. જ્યારે ઇંદ્ર તેની કૂખ ફાડી બ્હાર નિકળ્યો ને ૧૦૦ વર્ષ યુદ્ધમાં મચ્યો ત્યારે વૃત્રાસુરનું શિર છેદાયું હતું.

**વૃશ્ચિક,** આઠમી રાશી.

**વૃષસેન,** કર્ણનો પુત્ર-એ અતિરથી હતો. એને અર્જુને, કર્ણને મારતાં પહેલાં એની સમક્ષ માર્યો હતો.

**વેતાલ,** ભૂતની એક જાતિ-એ વિક્રમને પ્રસન્ન હતો.

**વેદ**, આર્ય લોકનું મૂળધર્મપુસ્તક. એ ચાર છે ઋક્, યજુઃ, સામ ને અથર્વ.

**વેદવ્યાસ, વ્યાસ.**

**વૈકુંઠ**, વિષ્ણુનું ધામ.

**વૈજયંત**, ઇંદ્રનો મહેલ.

**વૈદર્ભી, દમયંતી.**

**વૈવસ્વત**, સૂર્યનો પુત્ર;-મનુ (સાતમો).

**વૈશંપાયન**, વ્યાસનો શિષ્ય-એણે પરિક્ષિતના પુત્ર જનમેજયને મહાભારત સંભળાવ્યું હતું.

**વૈશ્રવણ, કુબેર.**

**વૈશ્વદેવ**, નિત્ય શ્રાદ્ધનાદેવ. એ દશ છે-વસુ, સત્ય, ક્રતુ, [ દક્ષ, કાળ, કામ, ધૃતિ, કુરુ, પુરૂરવ અને મદ્રવ.

**વૈશ્વાનર**, અગ્નિ.

**વૈષ્ણવી**, વિષ્ણુની શક્તિરૂપ દેવી.

**વ્યાસ**, પરાશરના સત્યવતી કુમારીથી થયલા પુત્ર. એ દ્વાપર યુગમાં યમુનાના એક બેટમાં જનમ્યા હતા ને તે ઉપરથી એ કૃષ્ણદ્વીપાયન પણ કહેવાય છે. એ ઘણા ઉંચા ને કાળા પણ તેજસ્વી હતા-વ્યાઘ્રચર્મ હોડતા ને જટાકલાપ રાખતા. એણે વેદની ગોઠવણ કરી જુદા પાડયા છે ને એ ઉપરથી એ વેદવ્યાસ પણ કેહેવાય છે. એણે અષ્ટાદશ પુરાણ, ભહાભારત, ભાગવત, વેદાંત એ ગ્રંથો કર્યા છે. વ્યાસ એ કૃષ્ણના એક અવતાર પણ કેહેવાય છે. એણે પોતાના શિષ્ય **પૈલને** ઋગ્વેદ, **વૈશમ્પાયનને** યજુર્વેદ, **જૈમિનીને** સામવેદ ને **સુમંતનુને** અથર્વ વેદ એમ સમજાવ્યા. પુરાણને ભહાભારત **લોમકર્ષણને** ભણાવ્યાં. એ બદરીકેદારનાં અરણ્યમાં રેહેતા. એ ચિરંજીવી છે.

**શકારિ,** વિક્રમ. ૨ શાલિવાહન.

**શકુનિ,** ગાન્ધાર દેશનો રાજા—દુર્યોધનનો સગો મામો. એ દ્યૂત રમવામાં બહુ કુશળ હતો; એણેજ યુધિષ્ઠિરને હરાવ્યા હતા. એ મોટા યુદ્ધમાં કૌરવ પક્ષમાં મહારથી જોદ્ધો હતો. એને ૧૮ મે દિવસે શલ્ય મુવા પછી સહદેવે મારયો હતો. દુર્યોધનને હિણી સલાહ આપવામાં શકુનિ ને કર્ણ મુખ્ય હતા.

**શકુન્તલા,** કણ્વ ઋષિની ધર્મપુત્રી—દુષ્યન્તરાજાની સ્ત્રી. તપ ભંગ કરવા ઇંદ્રે મોકલેલી મેનકા અપ્સરા સાથે વિશ્વામિત્રે સંભોગ કરયો ને એથી મેનકાને પુત્રી થઇ. એ પુત્રીને મેનકા વનમાં મુકી જતી રહી. એવામાં કણ્વઋષિ ત્યાં આવી ચહડયા ને એણે તે પુત્રીને આશ્રમે આણી પાળી મોટી કરી. શકુન્ત નામના પક્ષીએ વનમાં તેની રક્ષા કરી હતી માટે ઋષિએ શકુન્તલા નામ પાડયું. એક સમે પૌરવ વંશનો દુષ્યન્તરાજા મૃગયાને નિકળેલો કણ્વના આશ્રમમાં આવી ચડયો—એ વેળા ઋષિ આશ્રમમાં ન હોવાથી શકુન્તલાએ તેને આદર સત્કાર કરયો. રાજા શકુન્તલા ઉપર મોહિત થયો ને પછી અહીંજ બન્નેએ ગાંધર્વ વિવાહ કરયો. પછી શકુન્તલાને મુકી રાજા નગરમાં ગયો. એમ કહીને કે હું ઘેર જઇ તને તેડાવીશ. શકુન્તલાને દુષ્યંતથી ગર્ભ રહ્યો-એ વાત કણ્વઋષિએ જ્ઞાનથી જાણી ત્યારે પોતાના બે શિષ્યો જોડે શકુન્તલાને સાસરે મોકલી દીધી. રાજાએ તેડું ન મોકલ્યું માટે ઋષિના શિષ્યોએ રાજાને ઠપકો દીધો ને શકુન્તલા ગર્ભવતી છે તે પણ કહ્યું. એ સાંભળી રાજાએ કહ્યું કે મેં કોઇ સ્ત્રી જોડે ગાંધર્વ લગ્ન કર્યું નથી ને એ સ્ત્રી મારી નથી. રાજાનો ઉત્તર સાંભળી શકુન્તલા રડવા લાગી. એવામાં આકાશ વાણી થઇ કે દુષ્યન્તની સ્ત્રી શકુન્તલા પતિવ્રતા

છે. પછી રાજા શકુન્તલાને અંતઃપુરમાં તેડી ગયો ને તેની આસના વાસના કરી કહ્યું કે જો હું તને એમની એમ રાખત તો લોક આપણા ઉપર અપવાદ મુકત. પછી શકુન્તલાને ભરત નામનો પુત્ર થયો જે આગળ ચક્રવર્તિ કેહેવાયો.

**શંકર**, શિવ.

**શંકરાચાર્ય**, વેદાન્ત શાસ્ત્રના એક શિક્ષા ગુરુ. કેરલ દેશમાં કાલપી અથવા કાપલ ગામમાં એનો જન્મ થયો. એના પિતા એને આઠમે વર્ષે જનોઇ દઇને વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરાવી મરણ પામ્યા. એને સર્વ વિદ્યા સહજ પ્રાપ્ત થઈ. એક સમે ગૌતમ અગસ્ત્યાદિ ઋષિઓએ શંકરાચાર્યની માને કહ્યું કે તમારા પૂર્વ તપના ફળથી તમારે શિવરૂપ પુત્ર છે પણ એનું આયુષ્ય માત્ર આઠ વર્ષનુંજ છે માટે બીજાં આઠ હમે આપીએ છૈયે. એક દિવસ શંકર પૂર્ણા નદીમાં સ્નાન કરવા ગયા હતા ત્યાં મગરે પગ ઝાલ્યો ને એણે બુમ પાડી. એની મા દોડી આવી. તેને શંકરે કહ્યું કે તું મને સન્યસ્ત ગ્રહણ કરવાની આજ્ઞા આપે તો એ મગર મને મુકે. માએ આજ્ઞા આપી ને મગરે શંકરને મુકયા. કોઇ કહે છે કે એ ને એની મા નદી ઉતરતાં હતાં ને પાણી ગળાં લગી આવ્યાં. એ વેળા શંકરે માને કહ્યું કે મને સન્યસ્ત લેવા દે તો આપણે ઉગરીએ. માએ હા કહીને શંકર તેને ખાંધે બેસાડી નદીપાર ઉતરયા. પછી કોઇ ગોવિંદપાદ પાસેથી સન્યસ્ત દીક્ષા લઇને શંકર કાશી ગયા. અહીં વિશ્વનાથનું દર્શન કરવા જાય છે તો એક ચંડાળ જે ચાર કુતરાને લઇ જતો હતો તેને શંકરે કહ્યું કે વેગળો થા. ચંડાળ બોલ્યો કે મહારાજ હજી ભેદબુદ્ધિ છે કે? પછી શંકરે તેને ગુરૂ માન્યો. શંકરે બાર વરસમાં ગંગાતીરે બેસી વ્યાસસૂત્ર ઉપર ને ગીતા ઉપર ભાષ્ય રચ્યાં. સહુ

મળીને એણે સોળ ભાષ્ય કર્યાં છે. કેટલાએક ગૌડપંડિતો એના ભાષ્યોનું ખંડન કરવા તૈયાર થયા પણ કંઇ ફાવ્યા નહીં. શંકરાચાર્ય શિષ્યોને ભણાવતા એવામાં વ્યાસે આવી કહ્યું કે હજી તમે પંડિતોને જીત્યા નથી માટે આ બીજાં સોળ વર્ષનું આયુષ્ય હું તમને આપું છઉં—પછી શંકર દેશ દેશના પંડિતોને જીતવા નિકળ્યા. પ્રથમ એણે પ્રયાગમાં આવી કુમારીલભટ્ટાચાર્ય જેણે સુધર્મા નામના રાજાની સભામાં બુદ્ધવાદીને જીત્યા હતા તેને પોતાનું સુત્રભાષ્ય દેખાડયું ને અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ આપ્યો. પછી રેવા તીરે ચોળી મહેશ્વરમાં આવી મંડનમિશ્ર જોડે વાદ કરી તેમને જીત્યા. વળી મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતિની ઇચ્છાથી શંકરે તેની સાથે સત્તર દિવસ વાદ કર્યો. અડારમે દિવસે સરસ્વતિએ કામશાસ્ત્રના પ્રશ્ન કર્યા તેના ઉત્તર શંકરને સુજ્યા નહીં તેથી એક માસની એણે મુદત માગી. પછી શંકર વનમાં જઇ એક રાજા જે શિકાર કરતાં થાકીને મરણ પામેલો તેના ખોળીયામાં પ્રવેશ કરીને નગરમાં ગયા. અહીં એણે રાજ સ્ત્રીયો સાથે વિલાસ કર્યો ને કામ શાસ્ત્રનો ગ્રંથ રચ્યો. મહીના ઉપર મુદત થઇ ગઇ પણ શંકર ન આવ્યા એમ જાણી શિષ્યો તેના શબને ગુફામાં મુકી ગવૈયા થઇ રાજ્યદ્વારે ગાવા લાગ્યા. એ ગાયનમાં ચિત્ત ગયાથી શંકરને શુદ્ધિ આવી ને એ પાછા પોતાના શરીરમાં પેઠા. પછી એણે મંડનમિશ્રને ઘેર જઇ સરસ્વતિને ઉત્તર આપ્યા ને મંડનમિશ્રે શંકરાચાર્ય પાસે દીક્ષા લીધી. શંકરાચાર્ય તથા તેના શિષ્યોએ વૈષ્ણવ, શૈવ, પાશુપત, કાપાલિક, સૌર ને સાકતાદિક મતોનાં ખંડન કરી એક બ્રહ્મનું મત પ્રવર્તાવ્યું ને પોતે ઉગ્રભૈરવ નામના કાપાલિકને નૃસિંહનાં સ્મરણથી માર્યો.- પછી એ ગોકર્ણ

તીર્થમાં થઇ શૃંગેરીમાં આવ્યા. અહીં થોડા દિવસ રહીને એણે ગોકર્ણેશ્વરમાં જઇ નીલકંઠપંતને જીત્યા. દ્વારકામાં જઇ વૈષ્ણવોને જીત્યા. ઉજ્જનમાં ભટ્ટભાસ્કરને જીત્યા. બાણ મયુરાદિ પંડીતોને જીત્યા. શ્વેતાંબર દિગાંબરાદિક આરહત જૈન મતવાળાઓને જીત્યા. પછી વિદેહ કૌશલ્ય દેશમાં થઇને ગૌડ દેશના મોરારીમિશ્ર તથા ધર્મગુપ્તમિશ્ર એ પંડિતોને જીત્યા. પછી શંકરને ભગંદરનો રોગ થયો. શિષ્યોએ ઘણા ઘણા વૈદ્યોના ઓસડ કર્યાં પણ વ્યાધિ મટે નહીં. એવામાં શિવે અશ્વિનિકુમાર વૈદ્યને મોકલ્યા. એણે કહ્યું કે આ રોગ કામણથી થયોછે ને તે એક અભિનવગુપ્ત નામનો શંકરનો શિષ્ય જે પ્રથમ શાક્ત હતો તેણે કામણ કરેલું છે. એ સાંભળી શંકરના એક શિષ્યને ક્રોધ ચહડ્યો ને એણે પ્રણવ મંત્રનો જાપ કર્યો એટલે અભિનવગુપ્ત મરણ પામ્યો ને શંકરનો રોગ ગયો. પછી શંકરાચાર્ય કાશ્મીર દેશમાં જ્યાં શારદાપીઠ છે ત્યાં જઇ સર્વ પંડિતોને જીતી બદરીકાશ્રમમાં આવ્યા. અહીં શિષ્યોને ઘણી તાહાડ વાવા માડી ત્યારે શંકરે શિવનું સ્મરણ કર્યું ને એણે એક તપ્તકુંડ બનાવી દીધો. પછી સોળ વર્ષ થયાં એટલે શંકરાચાર્ય પોતાની ગતિને પામ્યા. એ આચાર્ય ક્યારે થઇ ગયા તે વિષે નક્કી કેહેવાતું નથી;—કોઇ બે હજાર વર્ષ ઉપર થઇ ગયા કહેછે ને કોઇ હજાર વર્ષ ઉપર. શંકરે બુદ્ધવાદીઓને જીત્યા ને પોતાને આશ્રય આપનારા રાજા પાસે કેટલાકને મારી નખાવ્યા ને કેટલાકને દેશ બ્હાર કહડાવ્યા. જો કે આચાર્યે વેદાંત માર્ગ પ્રવર્તાવ્યો તોપણ મૂર્તિ પુજાનું સમુળ ખંડન કીધું નથી. પોતે કાંચી આદિ નગરોમાં શિવલિંગની સ્થાપના કરી છે અને શિવનું મહાત્મ ગાયું છે.

**શંખ,** વિષ્ણુનું એક આયુધ. ૨ એ નામનો એક નાગ.

**શંખાસુર,** એ નામનો એક દૈત્ય. પદ્મ પુરાણમાં ને ભાગવતમાં લખ્યું છે કે કૃષ્ણના ગુરૂ સંદીપનની સ્ત્રીયે કૃષ્ણને વિનંતી કરી કે. ગુર્જર દેશને લગતા સમુદ્રે મારો પુત્ર ચોરી લીધો છે તે મને અપાવો. કૃષ્ણે સમુદ્ર પાસે આવી કહ્યું કે સંદીપનનો પુત્ર આપ. સમુદ્રે કહ્યું કે મહારાજ એક પાંચજન્ય નામે દૈત્ય જે શંખ રૂપે મારા જળમાં રહે છે તેણે ચોર્યો છે. પછી કૃષ્ણે તેને ખોળી કહાડી યુદ્ધ કરી તેને માર્યો ને તેને શંખથી જુદો પાડી તે શંખ લઇ પાતાળમાં યમપુરીમાં ગયા. અહીં કૃષ્ણે શંખનાદ કર્યો એટલે યમે વેહેલાં વેહેલાં આવી સંદીપનનો પુત્ર આપીદીધો.

**શચિ,** ઇંદ્રાણી.

**શતકવચ,** રાક્ષસ. એના નવાણું કવચ **નર** (નારાયણ) એણે કાપ્યાં હતાં ને એક બાકી હતું તે કર્ણની પાસથી ઇન્દ્રે લઇ લીધું.

**શતાનિક,** જનમેજયનો પુત્ર. ૨ નકુળનો પુત્ર.

**શત્રુઘ્ન,** દશરથનો કૈકેયીથી થયલો પુત્ર—જ્યારે રામ લક્ષ્મણ વનમાં ગયા ને ભરત નંદીગ્રામમાં જઇ રહ્યા, ત્યારે એ સર્વના સંમતથી રામની પાદુકા સિંહાસન ઉપર મુકી અયોધ્યાનો રાજકારભાર કરતો. એ રામના અશ્વમેધના અશ્વનાં રક્ષણને માટે ગયો હતો ને એણે લવકુશ સાથે યુદ્ધ કર્યું હતું.

**શનિ-શ્વર,** એ નામનો એક ગ્રહ—એનો રંગ આસમાની છે ને એને પીળું પિતાંબર, ધનુષબાણ, પીળા પગ ને કાગડાનું વાહન છે.

**શન્તનુ,** હસ્તિનાપુરના ચંદ્રવંશી ૨૧ મા રાજા-પ્રતીપના ત્રણ- માંના નાના પુત્ર. એ ગાદીએ બેઠા ત્યારે ૧૨ વર્ષ અનાવૃષ્ટિ રહી. એનું કારણ એમ કેહવાતું કે એના વડા ભાઇ દેવાપિ જીવતાં છતાં શન્તનુ ગાદીએ બેઠા હતા. શન્તનુએ દેવાપિ જે તપસ્વિ ઋષિ થયા હતા તેની પાસે જઇ રાજ્યાસને બેસવાની વિનંતિ કરી, પણ તેણે પોતાને માટે ના કહી ને શન્તનુને આજ્ઞા આપી અને અનાવૃષ્ટિને માટે યજ્ઞ કરાવ્યો જેથી વૃષ્ટિ થઇ. શન્તનુ મોટા પ્રતાપી હતા. એ મૂર્તિમાન ગંગાસાથે પરણ્યા હતા, એવી સરતથી કે જેટલાં સંતાન થાય તેટલાંને ગંગામાં નાખી દેવાં. શન્તનુએ સાતને તો ઝંપલાવ્યાં પણ જ્યારે આઠમા દેવવ્રત-ભીષ્મ થયા ત્યારે રાજાએ ગંગાને કહ્યું કે એને જો જીવતો રેહેવા દો તો સારૂં કે મારો વંશ રેહે. પછી ગંગા ભીષ્મને શન્તનુ પાસે મુકી ચાલી જાય છે એટલે વળી શન્તનુ બોલ્યા કે એ બાળકને કોણ ઉછેરશે માટે એને પણ સાથે લેતાં જાઓ ને મોટો થાય ત્યારે આપજો. ગંગા ભીષ્મને લઇ ગંગામાં સમાયાં. ચોવિસ વર્ષ થયા પછી ગંગાએ ભીષ્મને પાછા આપ્યા. એક દિવસ શન્તનુ મૃગયા કરતાં એક વનમાં આવ્યા તો સુગંધ પસરી રહેલી ને તેનું કારણ જાણવા આગળ ચાલ્યા તો એક માછીને ત્યાં તેમણે યોજનગંધા કુંવરીને દીઠી ને તે કામથી વ્યાકુળ થયા. નગરમાં આવ્યા પછી રાજાએ ઘણુંજ ઉદાસ રેહેવા માડ્યું. ભીષ્મે આગ્રહ ધરી કારણ પુછ્યું ત્યારે શન્તનુએ સઘળી વાત કરી ને પછી ભીષ્મે માછીને ત્યાં જઇ કેટલીક પ્રતિજ્ઞા કરીને યોજનગંધા—સત્યવતીને હસ્તિનાપુર આણી. અહીં શન્તનુએ એની સાથે લગ્ન કર્યું ને એથી તેમને ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એ બે પુત્ર થયા.

**શંબર,** એ નામનો દૈત્ય જેને કામે સંહાર્યો હતો. (પ્રદ્યુમ્નની કથા જોવી.)

**શંબરી,** શૂર્પનખાનો પુત્ર—એ કાળ ખડ્ગ પ્રાપ્ત કરવા સારૂ પંચવટી આગળ વાંસની ઝાડીમાં શિવનું તપ કરતો હતો. શિવે પ્રસન્ન થઇ તે મોકલ્યું પણ દેવતાઓએ વાયુને સમજાવી લક્ષ્મણ જે ત્યાં ફળ વીણતા હતા તેના હાથમાં પડે તેમ કર્યું ને લક્ષ્મણે તે ખડ્ગે વતી વાંસની ઝાડી કાપી નાખી તેમાં શંબરી પણ કપાઇ ગયો.

**શંભુ,** શિવ.

**શર્મા,** વિભિષણની સ્ત્રી. એ સીતાની હિતુ હતી.

**શર્મિષ્ઠા,** વૃષપર્વા દૈત્ય રાજાની પુત્રી અને યયાતી રાજાની સ્ત્રી—દેવયાનીની દાસી. એને યયાતિથી દેહ, અણુ ને પુરુ એ ત્રણ પુત્ર થયા હતા. (દેવયાનીની કથા જોવી).

**શલ્ય,** નકુળ સહદેવનો સગો મામો—માદ્રીનો ભાઇ. એ ભારતનાં યુદ્ધમાં કૌરવ પક્ષનો અતિરથી જોધ્ધો હતો. એ પોતાના સૈન્ય સાથે પાંડવને સહાય કરવા જતો હતો પણ વાટમાં એક વિશ્રામસ્થળથી પ્રસન્ન થઇ એણે સ્થળ બાંધનારને કંઇ આપવાનું ઇચ્છયું. તરત દુર્યોધન આવી ઉભો રહ્યો ને એણે માગ્યું કે તમે પાંડવ પક્ષમાં ન જતાં હમારા પક્ષમાં આવો. એ ઉપરથી શલ્ય ઇચ્છા ઉપરાંત પણ બોલેલું પાળવાને કૌરવ પક્ષમાં ગયો હતો. એ દુર્યોધનના ઘણા આગ્રહથી (કૃષ્ણ જેમ અર્જુનના તેમ) કર્ણનો સારથી થયો હતો. જ્યારે કર્ણ અર્જુન યુદ્ધ કરતા ત્યારે શલ્ય વારંવાર કર્ણને નિંદી તેનું તેજ હરણ કરતો. કર્ણના પડયા પછી એ અઢારમાંનો અરધો દિવસ સેનાધિપતિ થયો હતો. એને યુધિષ્ઠિરે એક શક્તિથી માર્યો હતો. એ ગદાયુદ્ધમાં ભીમ તથા દુર્યોધન જેવોજ નિપુણ હતો.

**શારદા,** સરસ્વતિ.

**શારદ્વત,** કૃપાચાર્ય-શરદ્વાનના પુત્ર માટે.

**શાલિગ્રામ,** જે કાળો ગોળ ને એક કાણાંવાળો પથ્થર વિષ્ણુને નામે પુજાય છે તે. એ નેપાળની હદમાં ગંડકી નદીમાં થાય છે.

**શાલિવાહન,** પ્રતિષ્ટાન-પેઠણના એક બ્રાહ્મણની સુમિત્રા નામની બાળવિધવા પુત્રીનો શેષથી થયેલો પુત્ર. જ્યારે સોમકાંત રાજાએ સુમિત્રા તથા તેના પિતા સુલોચનને નગર બ્હાર કહાડી મુક્યાં ત્યારે તે ગામને પાદરે કુંભારવાડામાં જઈ રહ્યાં હતાં. શાલિવાહન પાંચ વર્ષનો થયો કે એણે મટોડીનાં હાથી ઘોડાં રથ વગેરે કરવા માંડયાં ને પોતાના જેવડાં છોકરાઓમાં રાજકાજની રમત રમવા માંડી. એ, લોકના ટંટા યથાન્યાય ચુકવે તેથી એની કીર્તિ ફેલાઇ-વિક્રમે પણ એની ઘણીક રીતે પરીક્ષા લીધી. જોષીના કહેવાથી ને શાલિવાહનનાં ચરિત્રથી વિક્રમે તેને શત્રુ જાણ્યો ને પછી સૈન્ય લઇ તે લડવા આવ્યો. એ જોઇને સુમિત્રાએ શેષનું સ્મરણ કર્યું ને એણે આવી એક અમૃતની કુપ્પી શાલીવાહનને આપી કહ્યુ કે તેં મટોડાંના હાથી ઘોડા સ્વાર પદાતિ કરી કરીને કુવામાં ભરી રાખ્યાં છે તેના ઉપર એ છાંટજે. શાલિવાહને તેમ કર્યું એટલે કુવામાંનું સર્વ સૈન્ય જીવતું થઇ બ્હાર આવ્યું ને એણે વિક્રમના સૈન્યને નસાડયું. શાલિવાહને નર્મદા નદી ઓળંગવા માંડી એટલે તે સૈન્ય પાણીમાં સમાઇ ગયું. એણે શક પ્રર્તાવ્યો છે. એના શકને ને વિક્રમના શકને ૧૩૫ વર્ષનો અંતર છે. એનો શક ગુજરાતીયોમાં ચાલતો નથી-દક્ષિણમાં ને દક્ષણીયોનાં રાજ્યમાં ચાલે છે.

**શાર્ઙ્ગ,** વિષ્ણુનું ધનુષ.

૨૨

**શાલ્વ,** સૌભ નગરનો રાજા એણે રુકમણિહરણના પ્રસંગમાં શિશુપાળની તરફથી કૃષ્ણ બળરામ સામું યુદ્ધ કર્યું હતું પણ હાર ખાધી હતી. એણે યદુવંશનો નિકંદન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. શિશુપાળનાં મરણ પછી એનું વેર લેવાને શાલ્વે શિવ પાસેથી વર પ્રાપ્ત કર્યો હતો. એણે દ્વારકા આવી માયાયુદ્ધ કર્યું પણ અંતે કૃષ્ણે તેને બાણ તથા ગદાથી ગતિભંગ કરીને સુદર્શને વતી તેનું શિર ઉડાવ્યું હતું. શાલ્વે કાશિરાજની પુત્રીયોના સ્વયંવર પ્રસંગમાં ભીષ્મ સાથે યુદ્ધ કર્યું હતું પણ હાર્યો હતો. ૨ એક મ્લેચ્છ રાજા-કૌરવ પક્ષનો જોદ્ધા.

**શિખંડિની;** સ્ત્રી રૂપ **શિખંડી.**

**શિખંડી,** કાશિરાજની પુત્રી અંબાને ભીષ્મે ન સ્વીકારી ત્યારે તેણે તપ કરી દેહ પાડી દ્રુપદ રાજાને ત્યાં અવતાર લીધો. રાજાને પુત્ર નોતો તેથી રાણીએ કન્યાને બદલે પુત્ર અવતર્યો એવી વાત ચલાવી. દ્રુપદે એનું દશાર્ણવ દેશના રાજાની કન્યા સાથે લગ્ન કર્યું. વરવહુનું એકાંત થવાથી વહુને જણાયું કે મારો વર તો સ્ત્રી છે, ને પછી વહુએ પોતાના પિતાને ઘેર જઇ એ વર્તમાન કહ્યું. શિખંડિની લજ્જિત થયેથી વનમાં નાસી ગઇ ને ત્યાં રડવા લાગી. એવું બન્યું કે સ્થૂલકર્ણ નામનો કુબેરનો ગણ ત્યાં આવી પ્હોંચ્યો ને એણે દયા આણી શિખંડિનીને આઠ દિવસની સરતે પોતાનું પુરુષત્વ આપ્યું ને એનું સ્ત્રીત્વ પોતે લીધું. એ શિખંડીએ નગરમાં આવી પોતાની સ્ત્રીનું સમાધાન કર્યું. એવો યોગ આવ્યો કે સરતના આઠ દિવસમાં કુબેરે કંઇ સ્થૂલકર્ણને સ્ત્રી રૂપે જોયો ને એથી કોપાયમાન થઇ તેને શાપ દીધો કે 'શિખંડીનો દેહપાત થાય ત્યાંસુધી તું સ્ત્રીજ રેહેજે.' એ રીતે શિખંડી

મરતાં સુધી પુરુષજ રહ્યો. મહાભારતનાં યુદ્ધમાં એ મહારથી જોદ્ધો હતો ને એણે દશમે દિવસે ભીષ્મને પાડયા હતા. એ અશ્વત્થામાના રાત્રિસંહારમાં પડયો હતો.

શિવ, સર્વનો સંહાર કરનાર તમોગુણ ઇશ્વર. એ, કાળ, અગ્નિ, વરુણ, સૂર્ય, યમ, બ્રહ્મા, વિષ્ણુ, નારાયણને રૂપે મનાય છે. એ સર્વ તંત્રના અધિષ્ઠાતા છે. જ્યારે વેદ ચોરાયા હતા ત્યારે શિવે પાર્વતિને તંત્રનો બોધ કર્યો હતો. સંહાર કર્યા પછી ફરીથી ઉત્પન્ન કરે છે એ ભાવમાં શિવ, લિંગ રૂપે પૂજાય છે. એ યોગી રૂપે છે ને ચિરકાળ યોગાભ્યાસ કરે છે તોપણ પ્રસંગોપાત કેટલાંક સંસારી કર્મ પણ કરે છે. એ ક્રોધી છે તેમ ભોળા ને વર આપવે ઉદાર છે. એને બે સ્ત્રી છે–પાર્વતિ અર્ધાંગે, ને ગંગા જટામાં. એ કર્પૂરવર્ણ છે. એને ત્રણ આંખ, છે તેમાં ત્રીજી બે ભવાંની વચમાંની છે તેમાંનો ડોળો ઊંચો નીચો થયાંજ કરે છે. એ ત્રણ આંખ, ભૂત, વર્ત્તમાન ને ભવિષ્ય એ ત્રણ કાળ દેખાડે છે. એને મુંડની (રાક્ષસનાં ડોકાંની) માળા છે. એ સદૈવ નાગા રહે છે પણ વેળાએ વ્યાઘ્રચર્મ કટિએ વિંટાળે છે. એને સર્પનાં આભૂષણ છે. એનું વાહન વૃષભ–બળદ છે. એનાં **સહસ્ત્ર** નામ છે પણ તેમાંનાં કેટલાંક આ છે–(કલ્યાણ કરનાર) **શિવ, મહાદેવ–મહેશ્વર, વિશ્વેશ્વર મહાકાળ,** (ઉત્પન્ન કરનાર) **ભવ–જગદ્યોનિ,** (મૃત્યુને જીતનાર) **મૃત્યુંજય,** (મનુષ્યના આંસુ લુછનાર અને દૈત્યોને રડાવનાર) **રુદ્ર,** (સમુદ્રમાંથી નિકળેલાં વિષને શિવે ગળે ઉતાર્યું પણ પછી પાર્વતિએ ગળું ડાબી રાખી વિષને શિવના ઉદરલોકમાં ન જવા દીધું ને એથી લીલું વિષ ગળેજ લપટાઇ રહ્યું માટે) **નીલકંઠ, ત્રિલોચન, ચંદ્રમૌલી–શેખર, વૃષભવાહન, વૃષધ્વજ, જટિલ–જટાધારી,**

**ધૂર્જટિ**, (આકાશના જેવા રંગના કેશ માટે)**વ્યોમકેશ**, **ત્રિશૂલી–શૂલપાણિ**, **પિનાકી**, **પશુપતિ**, (ભૂત પિશાચના ઉપરી)**ભૂતનાથ**, **ગંગાધર**, (મુંડ માળા છે માટે) **કપાલી**, (ત્રિપુર દૈત્યને માર્યો છે માટે) **ત્રિપુરારિ**, (ત્રણ વેદ અથવા ત્રણ વર્ણના પ્રણવ ઓંકારના અધિષ્ઠાતા) **ત્ર્યંબક**, **પંચાનન**, **સ્મરહર**, **ગિરીશ**, **કૈલાસનિકેતન**, **દક્ષયજ્ઞવિનાશી**, (વીર્ય અગ્નિમાં નાખ્યું હતું માટે) **વન્હિરેતા**, (બ્રહ્માનું એક માથું કાપ્યું હતું માટે) **બ્રહ્મમૂર્દ્ધભૃત**, **અન્ધકરિપુ**, (નાગા) **દિગંબર** (નંદીગણના ઉપરી) **નન્દીશ**, **અર્દ્ધનારીશ્વર**, ૪૦ એનાં શસ્ત્રાસ્ત્ર **ત્રિશૂલ**, **પિનાક**, **પાશુપત**, **પાંશુલ**, **પાશ** ૪૦ છે.

**શિશુપાળ**, દમઘોષનો વસુદેવની બેનથી થયલો પુત્ર. એ જન્મ્યો ત્યારે એને ચાર હાથ ને ત્રણ આંખ હતી તે ઉપરથી એને એની માએ ફેંકી દેવાનો વિચાર કર્યો પણ, એટલામાં આકાશવાણી થઇ કે જેને હાથે એનું મોત હશે તેના જોવાથી એના બે હાથ ને ત્રીજી આંખ ખરી પડશે. પછી એની માએ ફેંકી ન દેતાં એને રાખ્યો. સગાં સંબંધી જોવા આવ્યાં તેમાં કૃષ્ણ પણ આવ્યા ને, એણે શિશુપાળને જોયો એટલે આકાશવાણી ખરી થઇ. શિશુપાળની માએ જ્યારે કૃષ્ણને કહ્યું કે તું એને મારીશ નહિ ત્યારે એણે કહ્યું કે એના સો અપરાધ થશે ત્યારે મારીશ. રુક્મિણિનાં લગ્ન શિશુપાળ સાથે થવાનાં હતાં ને એ જાન લઇને આવતો હતો એટલામાં કૃષ્ણ રુક્મિણિને હરી ગયા. એથી શિશુપાળને કૃષ્ણ સાથે વેર થયું ને એ પ્રસંગ ઉપર યુદ્ધો થયાં તેમાં હારેથી શિશુપાળ બહુ ખિન્ન થયો. રાજસૂયયજ્ઞને અંતે રાજાઓને વિદાય કરતી વેળા

યુધિષ્ટિરે પ્રથમ પુજન કૃષ્ણનું કર્યું. ત્યારે શિશુપાળે ક્રોધે ભરાઇ ગાળો દેવા માંડી;-કૃષ્ણે ૧૦૦ ગાળ પુરી સાંભળી કે સુદર્શને વતી તેનું શિર ઉડાવ્યું.-મસ્તક આકાશમાં જતાં બોલતું હતું કે મેં કૃષ્ણને જીત્યો, મેં કૃષ્ણને જીત્યો, પણ પછી તે પાછું કૃષ્ણ આગળ આવી પડ્યું હતું.

**શુક**, વ્યાસના પુત્ર-એ પેહેલે જન્મ પોપટ હતા. શિવે પાર્વતિને જ્ઞાન સમજાવ્યું તે પોપટે સાંભળ્યું. એ શિવને જણાયું ત્યારે તે તેની પુઠે દોડ્યા ને શુક ગભરાઇ પોતાનું ખોળિયું પાડી વ્યાસની સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કર્યો-શિવ પણ ત્યાંજ બાર વર્ષ બેસી રહ્યા. પછી વિષ્ણુએ શિવનું સમાધાન કર્યું ને શુક અવતર્યા. એ જન્મ્યા તેવાજ નાળ સહિત વનમાં નાસી ગયા. પછવાડે એના પિતા વ્યાસ દોડ્યા ને એણે ઘેર આવવાનું કહ્યું પણ શુક ન આવ્યા. એ ઋષિઓના મંડળમાં જ ભગવતના ગુણાનુવાદ ગાતા. એક સમે નારદ મળ્યા તેને શુકે કહ્યું કે મહારાજ મારી મુક્તિ થાય તેવો કંઇ ઉપાય બતાવો. નારદે કહ્યું કે તેતો તમારા પિતાના જાણ્યામાં છે. પછી શુક પોતાના પિતા પાસે આવ્યા ને એણે ભાગવત ભણાવ્યું. પછી શુકે પરીક્ષિત રાજાને તેના અંતકાળ ઉપર સઘળા ઋષિ શ્રોતાઓના સમક્ષ સાત દિવસ શ્રીમદ્ ભાગવત સંભળાવ્યું હતું.

**શુક્રાચાર્ય**, ભૃગુના પુત્ર અને દૈત્યોના ગુરુ. એ એક આંખે કાણા થયા હતા (બળી રાજાની કથા જોવી). એ મોટા વિદ્વાન, જોદ્ધા ને કવિ હતા. એની પાસે સંજીવની વિદ્યા હતી.

**શુંભનિશુંભ**, દિતિના પુત્ર ને દૈત્યના રાજા-એઓને દુર્ગાએ સંહાર્યા હતા.

**શૂર્પનખા**, રાવણની બેહેન. એનાં લક્ષ્મણે નાક કાન કાપ્યાં હતાં. (લક્ષ્મણની કથા જોવી).

**શૃંગીઋષિ,** ભીંડી ઋષિના પુત્ર. એનો જન્મ હરણીથી થયો હતો. એ ઘણા વિદ્વાન ને જ્ઞાની હતા. એણે નાહની વયમાં દશરથ રાજાને સંતાન થવા સારૂ યજ્ઞ કરાવ્યો હતો. (દશરથની કથા જોવી). એણે પરીક્ષિત રાજાને સાત દિવસમાં મરણ પામવાનો શ્રાપ દીધો હતો.

**શેષ,** એ નામનો નાગનો રાજા–અનન્તતાનું સ્વરૂપ. પ્રલયકાળને વિષે વિષ્ણુ નારાયણ રૂપે એના ઉપર શયન કરે છે. એ પાતાળના પ્રદેશનો અધીપ છે. એણે રામાવતારમાં લક્ષ્મણનો ને કૃષ્ણાવતારમાં બળરામનો અવતાર લીધો હતો. અગીયાર રુદ્રમાંનો જે સંકર્ષણ તે એ છે.

**શૈબ્ય,** પાંડવ પક્ષનો મહારથી જોદ્ધો.

**શોણિતપુર,** બાણાસુરની નગરી.

**શ્રવણ,** એક બ્રાહ્મણનો પુત્ર. એ પોતાના આંધળાં મા બાપને કાવડમાં બેસાડી ખાંધે લઇ તેઓને તિર્થ યાત્રા કરાવતો. એ દશરથનાં બાણથી મરણ પામ્યો હતો. (દશરથની કથા જોવી.)

**શ્રી,** સરસ્વતિ. ૨ લક્ષ્મી, ૩ પાર્વતિ.

**શ્રીકંઠ,** શિવ.

**શ્રીધર,** વિષ્ણુ.

**શ્રુતકર્મા–સેન–સોમ,** દ્રૌપદીના અર્જુન, સહદેવ, ભીમથી થયલા પુત્ર. એઓ મોટા જુદ્ધમાં લડયા હતા ને જુદ્ધને અંતે જ્યારે અશ્વત્થામા રાત્રે સંહાર કરવા આવ્યા ત્યારે પણ તેની સાથે લડ્યા હતા પણ અશ્વત્થામાએ એમને મારી નાખ્યા હતા.

**શ્વેતવાજી,** ચંદ્ર. ૨ અર્જુન.

**ષડાનન,** કાર્તિકેય.

**સગર**, સૂર્યવંશી રાજા–હરિશ્ચંદ્રના વંશના આહુક રાજાના પુત્ર. આહુકે હજારવાર લગ્ન કરવાં પણ એકે સંતાન થયું નહીં. એક સમે નારદ આવ્યા ને એણે એક આમ્રફળ આપી કહ્યું કે ગમે તે એક રાણીને ખવાડજો એટલે પુત્ર થશે. તે દિવસે મોટી રાણીનો વારો હતો તેથી તેને ખવાડયું. એવું બન્યું કે આહુકના નગર ઉપર ઘણાક રાજાઓ ચડી આવ્યા તેથી તે નાસીને જ્યાં ઋષિયોનાં ઝુપડાં હતાં ત્યાં પોતાની સર્વ સ્ત્રી સાથે આવી રહ્યો. એકને દહાડા રહેલા જોઇ બિજીઓએ અદેખી થઇ ને તેને ઝેર દીધું. ગર્ભવતીને વિષની જ્વાળા બહુ લાગી તેથી તે ઔર્વ ઋષીની ઝુપડીમાં ગઇ ને તેને કહ્યું કે મહારાજ મહારો પ્રાણ ઉગારો. ઋષિએ આશીર્વાદ દીધો ને કહ્યું કે તને ને તારા ગર્ભને કંઇ હાનિ નહિ થાય પણ પુત્ર વિષ સાથે અવતરશે. પછી આહુકનું મૃત્યુ થયું, ને બિજી રાણીયો સતી થઇ. પેલીયે પુત્ર પ્રસવ્યો તેનું ઋષિયે સગર (વિષ સહિત) એવું નામ રાખ્યું. એણે ઘણા મ્લેચ્છોને જીતી રાજ વધાર્યું. સગરને કેશિની ને સુધૃતિ (સુમતિ) નામે બે સ્ત્રી હતી. પહેલીને અસમંજસ નામનો એક બળવાન પુત્ર હતો ને બીજીને સાઠ હજાર પુત્ર હતા. અસમંજસ લોકને દુઃખ દેતો થયો તેથી રાજાએ તેને વનમાં કહાડયો ને તેના પુત્ર અંશુમાનને પોતાની પાસે રાખ્યો. સગરે અશ્વમેધ કરવા માડ્યા ને ૯૯ તો નિર્વિઘ્ને કર્યા પણ છેલ્લા યજ્ઞની વેળા ઇંદ્રે યજ્ઞના અશ્વને પાતાળમાં જ્યાં કપિલમુનિ ધ્યાનમાં બેઠા હતા તેની પાછળ બાંધી રાખ્યો. એ અશ્વની રખેવાળી સગરના ૬૦ હજાર પુત્ર કરતા તેઓ શોધી શોધીને થાકયા ને અંતે નિરાશ થઈ સગર પાસે આવ્યા. સગરે પૃથ્વિ ખોદા-

વી તેઓને પાતાળમાં જોવા મોકલ્યા તો અહીં તેઓ ઘોડા-ને કપિલમુનિની પછવાડે બંધાયલો જોઇ, એકદમ સાથે બુમ પાડી ઉઠયા કે, એ અશ્વ હમારો છે તે છોડો. કપિલમુનિયે ક્રોધથી આંખ ઉઘાડી એટલે તે સાઠ હજાર ભસ્મ થઇ ઢગલા થઇ પડયા. ઘણો કાળ વીત્યો ને પુત્ર પાછા ન ફરયા તેથી સગરે અંશુમાનને શોધ કરવા મોકલ્યો. એણે કપિલમુનિની સ્તુતિ કીધી ને પછી મુનિયે ઘોડો આપ્યો ને કહ્યું કે, આ તારા કાકા જે મારા ક્રોધથી આ દશાને પામ્યા છે તેની મુક્તિ ગંગા જ્યારે અહીં આવશે ત્યારે થશે. એ વાત અંશુમાને સગરને કહી ને એણે પછી ઇશ્વરેચ્છા જાણી મન વાળ્યું. સોમો અશ્વમેધ તો કીધો પણ પછી ઔરવ ઋષિ પાસે જ્ઞાન સમજી અંશુમાનને રાજ સોંપી સગર રાજા વનમાં જઇ રહ્યા ને ઇશ્વરભક્તિમાં મોક્ષ પામ્યા.

**સંકર્ષણ,** બળરામ.

**સંજય,** ધૃતરાષ્ટ્રનો મુખ્ય સારથી. એને વ્યાસે દિવ્યચક્ષુ આપ્યાં હતાં ને એથી તે યુદ્ધમાં બનતી સર્વ વાત ધૃતરાષ્ટ્રને કેહેતો.

**સતધન્વા,** એક યાદવ. એનાં લગ્ન સત્યભામા સાથે થવાનાં હતાં પણ પછી કૃષ્ણ સાથે થયાં તેથી એણે સત્રાજિતને ચોરીથી તેનાં ઘરમાં ભરાઇ,સુતેલો મારી નાખ્યો હતો.

**સતી,** આદિમાયા–શક્તિનો અવતાર–દક્ષ પ્રજાપતિની પુત્રી-શિવની સ્ત્રી. (દક્ષની કથા જોવી). સતીનો બીજો અવતાર તે પાર્વતિ.

**સત્યભામા,** કૃષ્ણની આઠ પટરાણીમાંની એક–સત્રાજિત જાદવની પુત્રી. એ પૃથ્વિનો અવતાર હતી. જ્યારે કૃષ્ણ નર્કાસુરને મારવા ગયા ત્યારે તેણે સત્યભામાને સાથે રાખી હતી ને એની પાસે અસુરને મારવાનું બોલાવી તેને મારી નાખ્યો હતો. સત્યભામાએ પારિજાતના વૃક્ષને માટે કંકાસ

કર્યો હતો તે ઉપરથી કૃષ્ણે ઈંદ્રની ઇચ્છા ઉપરાંત તેના બાગમાંથી તે ઉપાડી આપ્યું હતું. (નર્કાસુરની કથા જોવી).

**સત્યયુગ**, ચારમાંનો પેહેલો યુગ–સત્તર લાખ અઠ્ઠાવિસ હજાર વર્ષનો. એમાં સહુ મનુષ્ય સત્યથી વ્યવહાર ચલાવતાં.

**સત્યવતી**, ચંદીવસુ રાજા મૃગયાને નિકળેલો, તે ફરતો ફરતો એક સુંદર વાડીમાં બેઠો ને અહીં એને પોતાની સ્ત્રી ગિરિકા સાંભરી આવી ને કામ વ્યાપેથી તે ખલિત થયો. એણે પોતાનું વીર્ય એક દ્રોણમાં મુકી શેન પક્ષીને કહ્યું કે એ મારી સ્ત્રીને આપી આવ. એ પક્ષી ઉડયો તેની પાછળ બીજાં પક્ષી લાગ્યાં. વઢવાડ થઇ તેમાં શેને પેલું રેત જમનામાં નાખી દીધું. એ રેત એક માછલીયે ગળ્યું. એ માછલી એક માછીએ પકડીને ચીરી તો તેમાંથી એક પુત્ર ને એક પુત્રી નિકળ્યાં. માછી એ બે જીવને પોતાના રાજા પાસે લઇ ગયો ને એણે પુત્રને પોતાની પાસે રાખ્યો ને મત્સ્ય એવું નામ પાડયું. તેમ કન્યા માછીને આપી. એ કન્યાનાં શરીરમાંથી દુર્ગંધી નિકળ્યાં કરતી તેથી જોકે તેનું નામ સત્યવતી હતું તોપણ તે **મત્સ્યગંધા** કેહેવાતી એવું બન્યું કે પરાશર ઋષિ તીર્થયાત્રા કરતા ત્યાં આવીપ્હોંચ્યા ને પેલી કન્યા જે એકલી નદીપર બેઠી હોડી સાચવતી હતી તેને તેણે કહ્યું કે મને પેલેપાર ઉતાર. નદી અધવચ હોડી આવી એટલે પરાશર તેને વદ્યા કે મારી સાથે ક્રીડા કર. પેલીયે ઉત્તર વાળ્યો કે હું દુર્ગંધીવાળી છઉં, કુમારી છઉં ને દિવસે ભોગ કરવામાં પાપ છે. પરાશરે મંત્ર ભણી પાણી છાંટયું એટલે તે **યોજનગંધા** થઇ, અને સૂર્ય તરફ અંજળી છાંટી એટલે વાદળાંથી તે ઢંકાઇ ગયો, અને કહ્યું કે તને અપવાદ નહિ લાગે. પછી ઋષિયે સંભોગ કર્યો ને યોજનગંધાએ પુત્ર જણ્યો જે

વ્યાસના નામથી પ્રસિદ્ધ છે. એ તરત મોટા થઇ ગયા ને એણે કહ્યું કે મા હું મારો જન્મારો ભગવદ્ભક્તિમાં કાહાડવાને વનમાં જાઉં છઊં;–તમને કામ પડે ત્યારે મને સંભારજો એટલે હું તરત આવીશ. પછી સત્યવતી સુંદરી પાછી કુમારિકા થઇ રહી. કેટલાંક વર્ષે પછી એ શન્તનુ રાજા સાથે પરણી ને એને ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એ બે પુત્ર થયા. એઓનાં મરણ પછી હસ્તિનાપુરની ગાદી નિર્વંશ જવાને ભયે સત્યવતીએ વ્યાસને તેડાવ્યા ને એણે વિચિત્રવીર્યની બે વિધવાઓ સાથે સંબંધ કરી પુત્ર ઉત્પન્ન કરયા. પાંડુનાં મરણ પછી વ્યાસે આવી સત્યવતીને કહ્યું કે હવે કુટુંબ કલેશ વધવાનો છે, ધર્મક્રિયાનો લોપ થવાનો છે, બહુ બહુ અનર્થ થવાનો છે માટે કુટુંબ માયા છોડી દઇને મારીસાથે ચાલો. એ ઉપરથી સત્યવતી પોતાની બે વહુઓને સાથે લઇ બદરીકાશ્રમમાં જઇને રહ્યાં.

**સત્યવ્રત,** સૂર્યવંશી ૨૫ મા રાજા. એ ત્રેતાયુગમાં હતા. કોઇ સાતમાં મનુને સત્યવ્રત કહે છે. એ રાજગાદી છોડીને દશ હજાર વર્ષ થયાં પ્રલય જોવાની ઇચ્છાથી તપ કરતા. એક સમે સત્યવ્રત નદીએ તર્પણ કરતા હતા ત્યાં અંજળીમાં એક નાની માછલી આવી અને બોલી કે તું મને પાછી નદીમાં ન નાખીશ કેમકે મને મોટી માછલીયો ખાઇ જશે ને હું તારે શરણે છઊં. સત્યવ્રત તેને કમંડળમાં રાખી ઘેર લઇ આવ્યા. થોડીવાર પછી તે માછલી વધી મોટી થઇ ને કમંડળમાં ન માઇ. માછલીએ કહ્યું કે મને મોટી જગામાં રાખો. પછી જેમ જેમ માછલી વધતી જાય તેમ તેમ સત્યવ્રત તેને તેવે ઠેકાણે રાખતા જાય. ઘણીજ વધી ગઇ ત્યારે તેને રાજાએ સમુદ્રમાં નાખી ને કહ્યું કે હવે એ વિના બીજું કંઇ ઠેકાણું નથી. સત્યવ્રતે

જ્યારે તે માછલીની સ્તુતિ કીધી ત્યારે માછલીએ કહ્યું કે તારી ઇચ્છા પુરી કરવાને મેં અવતાર લીધો છે—આજથી સાતમે દહાડે મોટો જળપ્રલય, થશે તેમાં એક વ્હાણમાં સાત ઋષિયો બેઠા હશે તે તારો હાથ પકડી વ્હાણમાં બેસાડશે ને તે વ્હાણની પાસે પાણી ઉપર એક સર્પ દેખાશે; પછી તમે એક દોરડું લઇને તેનો એક છેડો મારૂં સીંગડું જે દશ હજાર જોજન લાંબું નિકળશે તેને બાંધજો ને બીજો છેડો સર્પની પુંછડી સાથે બાંધજો;—પછી તે વ્હાણ પાણી ઉપર ફરશે ને તું મહા પ્રલયનું ચરિત્ર જોજે;—એ વેળા તું મને જ્ઞાન પુછીશ તે હું તને સમજાવીશ, કે જેથી તારી મુક્તિ થશે; માટે સાત દાહાડામાં તું સધળી ઔષધી એકઠી કરીને તારી સાથે રાખજે. એ પ્રમાણે સઘળું બન્યું ને સત્યવ્રતની ઇચ્છા પુરી પડી. પછી મચ્છરૂપ ભગવાને રાજાને કહ્યું કે તું તારી આંખ બંધ કર. રાજાએ આંખ બંધ કરી ને પાછી ઉઘાડીને જોય છે તો પોતે પોતાની નગરીમાં નદી ઉપર તર્પણકરતા બેઠેલા.

**સત્યા,** કૃષ્ણની અષ્ટપટરાણીમાંની એક.

**સત્રાજિત,** યાદવ. એણે સૂર્યની તપશ્ચર્યા કરીને સ્યમંતકમણિ પ્રાપ્ત કર્યો હતો. એ તે મણિનું પુજન કરી નિત્ય વીશ મણ સુવર્ણ લેતો. એક દિવસ કૃષ્ણે તેનું મન જોવાને હસતાં હસતાં કહ્યું કે એ મણિ તો ઉગ્રસેનને શોભે ને પ્રજાનો ધર્મ છે કે નવી વસ્તુ હોય તે રાજાને અર્પણ કરવી. સત્રાજિત ઉત્તર ન દેતાં કૃષ્ણને નમન કરી જતો રહ્યો ને ઘેર જઈ બનેલી વાત તેણે પોતાના ભાઇ પ્રસેનને કહી. પ્રસેન કૃષ્ણ ઉપર ક્રોધે ભરાયો ને મણિ પોતાની કોટે પેરી શિકારને ગયો. હરણ નાઠું તેની પાછળ પ્રસેન

દોડયો ને તેનો સાથ પાછળ રહી ગયો. એવું બન્યું. કે તે એક ગુફા આગળ આવ્યો કે એક વાઘે તે હરણને ને પ્રસેનને મારી નાખ્યાં. વાઘ ગુફામાં પેસતો હતો એવે માંહેથી જાંબુવંત રીંછ આવ્યો ને એણે વાઘને મારી મણિ પોતાની કન્યા જાંબુવંતીને રમવા આપ્યો. પ્રસેનનાં ગુમ થવાની વાત નગરમાં ગયેથી સત્રાજિતને અંદેશો થયો કે પ્રસેનને કૃષ્ણેજ મણિ લેવાને માટે માર્યો હશે ને એ વાત એણે રાતે સ્ત્રીના આગ્રહથી તેને કહી. સ્ત્રીયે પોતાની બેનપણીને ને એણે કૃષ્ણની સ્ત્રીયોને ને એઓએ કૃષ્ણને કહી. કૃષ્ણ ઉગ્રસેનની આજ્ઞા લઇને પ્રસેનની સાથે ગયેલા માણસમાંના કેટલાંકને સાથે રાખી વનમાં ગયા. એણે પ્રથમ પ્રસેનનું શબ પછી વાઘનું શબ ને પછી રીંછના પગલાં દીઠાં. એ ઉપરથી કૃષ્ણે ગુફામાં જઇ જાંબુવાન સાથે સત્તાવિસ દિવસ યુદ્ધ કર્યું ને પછી જ્યારે રામચંદ્રરૂપે દર્શન આપ્યું ત્યારે તે રીંછ પગે પડયો ને પછી એણે પોતાની કન્યાં કૃષ્ણને પરણાવી ને પેરામણીમાં મણિ આપ્યો. વાયદા પ્રમાણે ન આવેથી કૃષ્ણને માટે નગરમાં રડારોળ થઇ રહેલી; ને મણિનું કારણ સત્રાજિત હતો માટે એને મારી નાંખવાનો સહુ વિચાર કરતા હતા, પણ એટલામાં કૃષ્ણ જાંબુવંતીને લઇને આવી પ્હોંચ્યા. કૃષ્ણે સત્રાજિતને તેડાવ્યો ને કહ્યું કે આ મણિ જાંબુવંતે મને આપ્યો છે પણ હું તમને આપું છઉં. સત્રાજિત લજ્જિત થઇ મણિ લઇ ઘેર આવ્યો પણ પોતાને ને કૃષ્ણને વેર બંધાયું એમ જાણી તેણે પોતાની પુત્રી સત્યભામાને કૃષ્ણ સાથે પરણાવી ને પેરામણીમાં મણિ આપવા માડયો, પણ કૃષ્ણે કહ્યું કે હમારાથી પુજા નહીં થાય માટે તમેજ રાખો. સત્રાજિતને સતધન્વાએ મારી નાખ્યો હતો–(સતધન્વાની કથા જોવી).

**સનક, સનત્કુમાર, સનન્દ, સનાતન,** એ ચારને બ્રહ્માએ સૃષ્ટિ વધારવાને સારૂ ઉત્પન્ન કરી તેઓને વર માગવાનું કહ્યું. એઓએ કહ્યું કે પાંચ વર્ષ લગી મનુષ્યને કામ-ક્રોધાદિ હોતાં નથી માટે સદા પાંચ વર્ષનાજ રહિએ એવો વર આપો. પછી બ્રહ્માએ એ ચારોને માગ્યા પ્રમાણે વર આપ્યો. એક વાર એ ચારે વિષ્ણુને મંદિરે ગયા હતા પણ દ્વાર આગળ એઓને જય વિજય નામના પોળીઆઓએ અટકાવ્યા હતા તેથી ઋષિઓએ તેમને પૃથ્વિપર પડવાનો શ્રાપ દીધો હતો. એ ચાર મહા જ્ઞાની હતા.

**સપ્તર્ષિ,** સાત ઋષિ—ગૌતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વશિષ્ટ, કશ્યપ અને અત્રિ. ૨ એ નામનો સાત તારાનો ઝુમખો.

**સમ્પાતિક,** ગીધ પક્ષી—જટાયુનો ભાઈ.

**સરસ્વતિ,** બ્રહ્માની પુત્રી. સર્વ પ્રકારની વાણી—સર્વ પ્રકારની વિદ્યાકળાની આધદાતા દેવી. એણે સંસ્કૃત વાણી ઉત્પન કરી છે. એ સ્ફટિક વર્ણે છે. એને ચાર હાથ ને કપાળે ચંદ્ર છે. એક હાથમાં વીણા, એકમાં કમળ, એકમાં પાત્ર, ને એકમાં કાગળનું ઓળિયું છે; અથવા કોઇ મતે એકમાં વીણા, એકમાં કમળ, એકમાં પાશ ને એકમાં અંકુશ છે. એ હંસ ઉપર ને કોઇ વાર મોર ઉપર સ્વારી કરે છે. ૨ બ્રહ્માની સ્ત્રી; સાવિત્રી. ૩ એ નામની નદી.

**સવ્યસાચી,** અર્જુન.

**સહદેવ,** પાંચ પાંડવમાંનો એક. એ ભૂત ભવિષ્યનો જાણ-નાર જોષી ને ક્ષાત્રવિદ્યામાં નિપુણ હતો. ૨ જરાસંધનો પુત્ર.

**સહસ્રાક્ષ,** ઇંદ્ર.

**સહસ્રાર્જુન,** ક્ષત્રી રાજા—કૃત્તવીર્યનો પુત્ર. એ કાર્તવીર્ય પણ કેહેવાય છે. એણે સાતે દ્વીપનું એકચક્રે રાજ્ય કર્યું હતું.

એણે રાવણને જીત્યો હતો. એક વાર નર્મદાતીરે સહસ્રાર્જુન પાંચશે હાથે પાણીને ખાળી પાંચશે હાથે સ્ત્રીયોસાથે જળક્રીડા કરતો હતો તેથી રાવણ જે પાર્થિવપૂજન કરતો તેને અડચણ થયેથી તે સામો થયો. પણ સહસ્રાર્જુને તેને પકડી જળક્રીડા કરી રહ્યો ત્યાંલગી પોતાની બગલમાં રાખી મુકયો હતો. એણે પરશુરામ સાથે જુદ્ધ કર્યું હતું. (પરશુરામની કથા જોવી).

**સાત્યકી,** યાદવ સંધી-યાદવ સેનનો અધિપતિ-અર્જુનનો શિષ્ય. એણે મહાભારતનાં જુદ્ધમાં કૌરવના મોટ મોટા જોદ્ધાઓ સાથે જુદ્ધ કર્યું હતું. જ્યારે એ શકટવ્યૂહમાં અર્જુનને શોધવા ગયો હતો ત્યારે એણે દ્રોણનાં ૧૦૦ ધનુષ્ય કાપ્યાં હતાં ને દ્રોણે ઘણી પ્રશંસા કરી હતી. એ જાદવાસ્થળીમાં કપાઇ મુઓ.

**સાન્તનુ, શન્તનુ.**

**સારંગપાણી,** વિષ્ણુ. (શાર્ઙ્ગ ધનુપ હાથમાં માટે)

**સાવિત્રી,** મદ્રદેશના રાજા અશ્વપતિની પુત્રી. એ પરણવા યોગ્ય થઇ ત્યારે મનગમતો વર શોધવા પિતાની આજ્ઞાથી સૈન્ય લઇ દેશો દેશ જોવા નિકળી. વનમાં ધૂમ્રસેન નામનો અંધ ને રાજ્યભ્રષ્ટ રાજા જોગી થઇ એક મઠમાં રેહેતો હતો તેનો એક સત્યવાન નામે પુત્ર સાવિત્રીને ગમ્યો ને તેની જોડે પરણવાનો નિશ્ચય કરી તે ઘેર આવી. એવામાં નારદે તેને સમજાવી કહ્યું કે એ સત્યવાનનું આવર્દા માત્ર એક વર્ષ બાકી રહ્યું છે ને તું વિધવા થઇશ, પણ સાવિત્રીએ મન ફેરવ્યું નહીં ને અશ્વપતિએ વનમાં જઇ પુત્રીને સત્યવાન જોડે પરણાવી. સાવિત્રી સસરા સાસુની ઘણી સેવા કરે. એક દિવસ સત્યવાન સંધ્યા કાળ વેળા કુવાડી લઇ લાકડાં કાપવા વનમાં ગયો ને સાવિત્રી

તેની પછવાડે ચાલી. સત્યવાને વડ ઉપર ચહડી તેની એક ડાળ કાપી ને બીજી કાપતાં તે કપાળમાં વાગી જેથી તે મૂર્છા ખાઇ પડયો ને મરણ પામ્યો. સાવિત્રી શબને ખોળામાં લઇ વિલાપ કરવા લાગી. એનાં પતિવ્રત ઉપર પ્રસન્ન થઇ યમ પોતે સત્યવાનને તેડવા આવ્યા હતા. સાવિત્રીએ દીનવાણીથી સ્તવન કર્યું એટલે યમે ચાર વરદાન આપ્યાં–તારા સસરાની આંખે તારો કર અડકવાથી તે દેખતો થશે, તેનું રાજ્ય પાછું મળશે, તને સો પુત્ર થશે, ને તારૂં અખંડ સૌભાગ્ય રેહેશે. યમ અલોપ થયા ને સાવિત્રીએ પતિની હનવટીએ હાથ અરકાડયો કે તે ઉઠી બેઠો થયો. એ વેળા સર્વ દેવાંગનાઓ વડસાવિત્રીનું પૂજન કરવા આવી હતી. એ ઉપરથી સર્વ સધવા સ્ત્રીયો સૌભાગ્ય વધારવા વર્ષોવર્ષ વડસાવિત્રીનું પૂજન કરે છે. સાવિત્રી પતિ સહિત પોતાને આશ્રમે આવી ને એણે સસરાની આંખે હાથ અરકાડયો કે તે દેખતો થયો; તેમ તેના નગરનો પ્રધાન જેણે રાજ્ય લઇ લીધું હતું તે સૈન્ય સહિત શરણ આવ્યો; સત્યવાન રાજા થયો ને સાવિત્રીને સો પુત્ર થયા.

**સિદ્ધિ**, ગણપતિની એક સ્ત્રી.

**સિન્ધુરાજ**, જયદ્રથ.

**સીતા**, જનક રાજાની પુત્રી–રામની સ્ત્રી. પદ્માક્ષ નામના રાજાએ લક્ષ્મીની તપશ્ચર્યા કરી વર માગ્યો કે તું મારે ત્યાં છોકરી થઇ અવતર. પછી લક્ષ્મીનાં કેહેવાથી પદ્માક્ષે વિષ્ણુનો તપ કર્યો ને વિષ્ણુએ એને એક ફળ આપી કહ્યું કે છ મહિના પછી એમાંથી એક કન્યા નિકળશે. છ મહિને ફળ ફાટું ને માંહેથી એક અતિ સુંદર કન્યા નિકળી. રાજાએ તેનું નામ પદ્માક્ષી પાડ્યું. એ મોટી થઇ એટલે પદ્માક્ષે સ્વયંવર રચી સર્વ રાજાઓને તેડાવ્યા ને એઓ

સ્વયંવરમાં પદ્માક્ષીને માટે માંહોમાંહે લડયા. છેલ્લીવારે તેઓએ પદ્માક્ષ જોડે યુદ્ધ કર્યું ને તેને માર્યો. પછી સહુ મ્હેલમાં ધસ્યા એટલે પદ્માક્ષી અગ્નિકુંડમાં પેસી ગઈ. કેટલેક દિવસે સર્વે ગયા એમ જાણી એ બ્હાર નિકળી અગ્નિકુંડની આસપાસ ફરવા લાગી, તો અંતરીક્ષ માર્ગે રાવણ જતો હતો તેની નજરે પડવાથી તે નીચે ઉતર્યો. કન્યા પાછી કુંડમાં ભરાઇ ગઇ. રાવણે તે કુંડ ખોદાવી કોયલાનો ઢગ કર્યો ને બહુ ખોદ્યું ત્યારે તેને માંહેથી પાંચ રત્ન જડ્યાં. એને પેટીમાં ઘાલી રાવણ પોતાને મંદીરે ગયો. મંદોદરીએ પ્રધાનને બોલાવી પેટી ઉઘડાવી તો માંહે ૭ માસની છોકરી રમતી દીઠી. પછી રાવણે મંદોદરીની સલાહથી તે પેટી મિથિલાપુરી મોકલાવવા એક રાક્ષસને માથે મુકાવી. એ વેળા પેટીમાંથી શબ્દ થયો કે હમણાં તો હું જાઉં છઉં પણ એકવાર પાછી આવી તારાં કુટુંબનો નાશ કરીશ. એ શબ્દ સાંભળી રાવણે પેટી ઉતરાવી ને ખડ્ગ કહાડી તે કન્યાને મારવા જાએ છે એટલે મંદોદરીએ હાથ પકડયો. પછી રાવણે તેને ન મારી ને રાક્ષસ મિથિલાપુરીને પાદરે એક વગડામાં તે પેટી મુકી જતો રહ્યો. અહીં કચરામાં તે પેટી દટાઇ ગઇ. એ ભૂમી જનકે જે બ્રાહ્મણોને દાનમાં આપેલી તેઓએ તે ખેડવા માંડી તો હોળ ફેરવતાં એક પેટી નજરે પડી. એઓએ રાજાને કહ્યું કે મહારાજ એ કન્યાનું પાલણ તમારે કરવું જોઇએ. જનકે એને પોતાને ઘેર રાખી ને **સીતા** એવું નામ પાડયું. એ સીતા મોટી થઇ ત્યારે જનકે સ્વયંવર રચ્યો ને પરશુરામની સલાહથી જે કોઇ ત્ર્યંબક ધનુષ્ય ઉપાડે તેની જોડે પરણાવવાનો નિશ્ચય કર્યો. પછી રામ સીતાને પરણ્યા. એ જ્યારે વનવાસમાં હતાં ત્યારે

એને રાવણ હરી ગયો હતો. લંકામાં એ અશોકવાડીમાં રેહેતાં. એ રાવણને વશ નોતાં થતાં તેથી રાક્ષસો તેને બહુ બ્હીવડાવતા ને છળવાની જુક્તિ કરતા. એકવાર મંદોદરીએ પણ એને રાવણને વશ થવાને બહુ સમજાવી પણ એણે માન્યું નોતું. અનસુયા નામની ઋષિપત્નિએ સીતાને પોતાનાં કપાળનું કંકુ ને કોટે પ્હેરવાનું આભૂષણ એ આપ્યાં હતાં તેથી રાવણથી એનો સ્પર્શ થતો નહીં. રાવણને માર્યા પછી રામે એનો અંગીકાર ન કર્યો ત્યારે એ અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થઇ બ્હાર નિકળ્યાં હતાં. એ રામ જોડે અયોધ્યામાં આવ્યાં ત્યારે કૈકેયીએ એને બહુ મેહેણાં માર્યાં હતાં. જ્યારે ધોબીનાં વચનથી રામે એને ફરી વનમાં મોકલ્યાં ત્યારે એ બાર વર્ષ લગી વાલ્મિક ઋષિને ઘેર રહ્યાં હતાં ને અહીં એણે લવકુશને જન્મ આપ્યા હતા. પછી વાલ્મિકના કેહેવાથી રામે એનો અંગીકાર કર્યો ને અયોધ્યા જવાની તૈયારી થતી હતી એટલામાં સીતા પૃથ્વીમાં સમાઇ ગયાં.

**સીબ્રી,** અયોધ્યાનો એક ચક્રવર્તિ રાજા. નવ્વાણું યજ્ઞ કર્યા પછી એ સોમો કરતો હતો તે પ્રસંગે ઇંદ્ર, સેન પક્ષી થઇ અગ્નિ જે કપોત થઇ રાજાને ત્યાં જતો હતો તેની પાછળ દોડયો. રાજા જે સભામાં બેઠો હતો તેના ખોળામાં કપોત જઇ ભરાયો એટલે સેન પક્ષીએ આવી રાજાને કહ્યું કે મારો આહાર નહી આપે તો હું પ્રાણત્યાગ કરીશ ને એથી તારો યજ્ઞ નિષ્ફળ થશે. કપોત કેહે કે હે રાજા! શરણાગતને આપશે તો તને પાપ બેસશે. થોડીવાર ચરચા ચાલ્યા પછી રાજાના પુછવાથી સેને કહ્યું કે કપોત બરોબર નરમાંસ આપો તો એને ન મારૂં. રાજાએ પોતાનું માંસ કાપી કપોત બરોબર તોળવા માંડયું; એટલામાં વિષ્ણુ આવી રાજાને ભેટી પડયા ને રાજાનું અંગ સારૂં થયું.

**સીમન્તિની,** ચિત્રવર્મા રાજાની પુત્રી. એ શિવ ઉપાસિક હતી. એ ચિત્રાંગદ સાથે પરણ્યા પછી ૧૦ મે દિવસે વિધવા થઇ હતી. પણ શિવપૂજન પ્રતાપે શિવનો ભક્ત જે તક્ષક તેણે ડુબી ગયલા ચિત્રાંગદને પાછો જીવતો આણ્યો હતો.

**સુગ્રીવ,** વાનર-કિષ્કિંધાનો રાજા-વાળીનો ભાઇ. બ્રહ્માના પુત્ર રુક્ષ રાજાએ પાર્વતિના ન્હાવાના કુંડમાં અજાણે સ્નાન કર્યું તેથી તે સ્ત્રી રૂપ થઇ ગયા. એવામાં સૂર્ય ને ઇંદ્ર આકાશ માર્ગે જતા હતા તેઓ તેને જોઇ મોહિત થયા ને બંનેનાં વીર્ય પૃથ્વિ ઉપર પડયાં. તરતજ ઇંદ્રનાં વીર્યનો વાળી ને સૂર્યનાંનો સુગ્રીવ થયો. પછી એઓએ અહીંજ કિષ્કિંધા નગર વસાવ્યું ને વાલી રાજ્ય કરવા લાગ્યો. એક સમે વાલી કોઇ રાક્ષસ જોડે યુદ્ધ કરતાં કરતાં એક ગુફામાં ગયો ને સુગ્રીવ બ્હાર ઉભો રહ્યો. કેટલીક વારે ગુફામાંથી લોહીના રેલા નિકળવા માંડયા એટલે પોતાના ભાઇને રાક્ષસે માર્યો એમ સમજી ભય પામી સુગ્રીવ ગુફાનાં મ્હો ઉપર એક પર્વત ઢાંકી જતો રહ્યો ને કેટલાક દિવસ ભાઇનો શોક પાળી કિષ્કિંધાનું રાજ પોતે કરવા લાગ્યો. જ્યારે રાક્ષસને મારી વાલી ઘેર આવ્યો ને સુગ્રીવને રાજ કરતો જોયો ત્યારે તે બહુ ક્રોધાયમાન થયો. સુગ્રીવે ભાઇને રાજ સોંપી દીધું પણ વાલીએ કહ્યું કે તું કપટથી ગુફાનું દ્વાર બંધ કરીને આવતો રહ્યો માટે મારી નગરીમાંથી જા. પછી વાલીએ સુગ્રીવની સ્ત્રીને છીનવી લેઈ તેને કહાડી મુક્યો. જ્યારે રામ કિષ્કિંધામાં આવ્યા ત્યારે હનુમાનની માર્ફતે સુગ્રીવે રામ સાથે મિત્રાઇ બાંધી પોતાનાં દુખની

વાત કહી. એણે રામના કહ્યાથી વાલી જોડે યુદ્ધ કર્યું પણ તેમાં હારી પાછો આવ્યો. વળી બીજી વાર યુદ્ધ કરેછે એવામાં રામે વાલીને બાણ માર્યું એટલે તે મરણ પામ્યો. પછી રામે સુગ્રીવને કિષ્કિંધાનું રાજ આપ્યું ને વાલીની સ્ત્રી તારાનું એની સાથે ફરીથી લગ્ન કરાવ્યું. સુગ્રીવે તથા એનાં વાનર સૈન્યે રામની સાથે રહીને રાવણ સામાં મોટું યુદ્ધ કર્યું હતું.

**સુદક્ષણ,** કામભોજ દેશનો રાજા-કૌરવ પક્ષનો અતિરથી જોદ્ધો.

**સુદર્શન,** કૃષ્ણનું ચક્ર.

**સુદામા,** દ્રવિડદેશનાં વિદર્ભ નગરનો રેહેવાસી એક બ્રાહ્મણ. એ બાળપણમાં સંદીપન ગુરૂને ત્યાં કૃષ્ણ સાથે વિદ્યાભ્યાસ કરતો. એક સમે ગુરૂપત્નિએ ખાવાસારૂ સેકેલા ચણા બાંધી આપી એને ને કૃષ્ણને વનમાં કાષ્ટ લેવા મોકલ્યા હતા. તે પ્રસંગે સુદામા કૃષ્ણથી છાના ચણા ખાઈ ગયો હતો તેથી તે દરિદ્રી થયો હતો. એ પોતાની દુર્દશામાં પણ સંતોષ રાખી કૃષ્ણની ભક્તિ કરતો. એકવેળા બાળકોને બે અપવાસ થવાથી એની સ્ત્રીએ વિનંતિકરી કે કૃષ્ણ તમારા ગુરૂભાઈ છે માટે તેને દર્શને જાઓ તે આપણું દુઃખ ટાળશે. સુદામાએ યાચના ન કરવાનું પણ લીધું હતું માટે જવાની ના કહી. પણ અંતે સ્ત્રીના કાલાવાલાથી એ, કૃષ્ણને ભેટ આપવા ચાર મુઠી તાંદુલ એક ચીથરે બાંધીલઈ દ્વારકા ગયો. અહીં કૃષ્ણે એનો ઘણો આદરસત્કાર કર્યો. સુદામા કૃષ્ણના ઘરનો ઠાઠ જોઇ જંખવાઈ ગયો ને આણેલા તાંદુલ સંતાડવા લાગ્યો, એ વાત

કૃષ્ણ સમજીગયા તેથી તેણે વાત કરતાં તાં-દુલની પોટલી તાણીલીધી ને પછી સુદામાની ભક્તિનાં ઘણાં વખાણ કર્યાં. કૃષ્ણે એ મુઠી તાંદુલ ખાઈ સુદામાનો ચણા ખાધાનો દોષ નિવારણ કર્યો, ને વિશ્વકર્માને આજ્ઞા કરી તેથી તેણે સુદામાની ઝુંપડીને ઠેકાણે કૃષ્ણના વૈભવ જેવી રચના કરી દીધી. ત્રિજે દિવસે કૃષ્ણે ઘણી મમતાથી ભેટી સુદામાને વિદાય કર્યો. સુદામા પોતાનાં ઘર આગળ આવી-પ્હોંચ્યો ને જોયછે, તો ઝુંપડીને ઠેકાણે મોટી હવેલી. સુદામા ગાભરો પડયો ને આમ તેમ ફરવા લાગ્યો; એવામાં એની સ્ત્રીયે દાસીયો સહિત આવીને પોતાની સ્થિતિ બદલાયાની વાત કહી. પછી સુદામા મંદિરમાં પેઠો એટલે એનું કૃષ્ણના સરખું રૂપ થયું. એ પ્રમાણે વૈભવ છતાં સુદામા નિત્ય ઉદાસ રેહેતો ને કૃષ્ણભક્તિમાં કાળગમન કરતો.

**સુદ્યુમ્ન, ઇલા**ની કથા જોવી.

**સુધન્વા,** ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર. એ મોટો વિષ્ણુભક્ત હતો. એના પિતાએ પાંડવના યજ્ઞનો અશ્વ બાંધી નગરલોકને ખબર કરાવી કે જે કોઇ યુદ્ધમાં મોડો આવશે તેને રાજા તેલની ઉકળતી કહ-ડામાં નાખશે. પછી નગરના સર્વ લોક પાંડવ સામાં યુદ્ધ કરવા ગયા ને સુધન્વા પણ તૈયાર થઇ જતો હતો એવામાં એની પ્રભાવતી નામે સ્ત્રીયે કહ્યું કે મને ગર્ભ-દાન આપીને જાઓ. સુધન્વાએ બહુ સમજાવી પણ જ્યારે તેણે ન માન્યું ત્યારે એ તેની ઇચ્છા પૂર્ણ કરીને યુદ્ધમાં ગયો. સુધન્વા મોડો આવ્યો એ વાત હંસધ્વ-જના જાણવામાં આવી એટલે મંત્રીને હુકમ કર્યો કે

એને તેલની કહાડામાં નાખો. પછી સુધન્વાને મંત્રીએ કહાડામાં નાંખ્યો પણ એ બળ્યો નહીં. પ્રધાને ખાત્રી કરવા એક શ્રીફળ કહાડામાં નાંખ્યું એટલે તે ફાટીને મંત્રીના કપાળમાં ચોંટયું ને એટલામાં તે પણ કહડામાં પડયો ને બળી ગયો.

**સુપર્ણ,** ગરૂડ.

**સુબાહુ,** રાવણનો મામો-એને વિશ્વામિત્રના યજ્ઞમાં રામે માર્યો હતો.

**સુભદ્રા,** દેવકીની પુત્રી-કૃષ્ણની બેહેન-અર્જુનની સ્ત્રી-અભિમન્યુની મા.

**સુમતિ,** ગરૂડની બેન. એ ઘણીજ સુંદર હતી ને સગર સાથે પરણી હતી. એને છોકરૂં નોતું થતું તેથી એણે ભૃગુની તપશ્ચર્યા કરી ને કહોળું જણ્યું જેમાંથી ૬૦ હજાર છોકરા નિકળ્યા હતા.

**સુમિત્રા,** દશરથની સ્ત્રી ને લક્ષ્મણની મા--સદભક્તિનું સ્વરૂપ.

**સુમુખ,** ગરૂડનો પુત્ર. ૨ પાતાળનો એક નાગ. ૩ ગણપતી ૪ ગરૂડ.

**સુમેરૂ,** મેરૂ.

**સુયોધન,** દુર્યોધન.

**સુલજજા,** વ્યાસની સ્ત્રી-શુકની માતા.

**સુલોચના,** ઈંદ્રજીતની સ્ત્રી ને શેષની પુત્રી. ઈંદ્રજીત જ્યારે લક્ષ્મણને બાણે મુઓ ત્યારે એનો એક હાથ જે લક્ષ્મણથી કપાયો હતો તે એની સ્ત્રીના મ્હેલના ચોગાનમાં પડયો. સુલોચનાએ પોતાના સ્વામીનો હાથ ઓળખ્યો ને પછી તેની આગળ ખડીઓ કલમ કાગળ મુકી કહ્યું કે હે સ્વામી! હું જો સાધ્વી હોઉં તો તમે તમા-

રૂં મરણ ક્યાં ને કેમ થયું તે લખી જણાવો. તે હાથે સઘળી હકીકત લખી. પછી સુલોચનાએ રામ પાસે જઇ માથું માગ્યું. એ વેળા વાનરોએ કહ્યું કે એ સ્ત્રી જો ખરી સતી હોય તો આ વેળા ઇંદ્રજીતનાં ડોકાંને હસાવે. સુલોચનાએ ઘણાંક વચન કહ્યાં પણ તે મસ્તક હસ્યું નહીં–શેવટે એણે કહ્યું કે પ્રથમથીજ જો જાણુત તો મારા પિતા શેષ નાગને તમારી સહાયે બોલાવત. એ સાંભળી ડોકું ખડખડાટ હસી પડયું. આ વિચારથી કે શેષ–લક્ષ્મણ તે ઇન્દ્રજીત શત્રુને શી સહાય કરવાનો હતો. રામે સુલોચનાનાં વખાણ કરી મસ્તક સ્વાધીન કર્યું ને સુલોચના તે મસ્તક ખોળામાં લઇ બળીમુઇ.

**સુશર્મા,** ત્રિગર્ત દેશનો રાજા. એણે દક્ષિણ ગોગ્રહમાં વિરાટને બાંધ્યો હતો. એ સમસપ્તક ગણનો સેનાપતિ હતો. એને અર્જુને અડારમે દાહાડે માર્યો હતો.

**સુષેણ,** વાનર–સુગ્રીવનો વૈદ્ય. એ વરુણ પુત્ર કેહેવાય છે.

**સૂત,** વ્યાસના શિષ્ય. એ પુરાણી હતા. એણે સૌનકાદિક ઋષિયોને ભાગવત સંભળાવ્યું હતું.

**સૂરસેન,** યાદવ–વસુદેવના પિતા.

**સૂર્ય,** કશ્યપના પુત્ર. એ બાર આદિત્યમાં છે. એના હાથમા શંખચક્ર છે. એને સાત મ્હોના ઘોડાનો રથ છે. એનાં સારથીનું નામ અરુણ. એની અઠયાસી સહસ્ત્ર ઋષિયો સ્તુતિ કરેછે. એ ગાયત્રીમાં સાવિત્રી કેહેવાય છે. એ ઉષ્ણતા ઉત્પન્ન કરેછે; પ્રકાશ રાખેછે અને બાળીને ભસ્મ પણ કરેછે–અર્થાત્ એ, બ્રહ્મા વિષ્ણુ ને રુદ્ર છે. એ નવ ગ્રહમાં મુખ્ય છે.

**સોભદ્રા,** સુભદ્રા.

**સોમ,** ચન્દ્ર. ૨ એ નામનો વાર.

**સોમદત્ત,** બાહિલકનો પુત્ર-ભુરિશ્રવાનો પિતા-કૌરવ પક્ષનો જોદ્ધો.

**સોમવલ્લી,** એક વેલી છે. એના રસનો મદ્ય કરી બ્રાહ્મણો યજ્ઞમાં પીતા. એમ કેહેવાય છે કે શુદ્ધ બ્રાહ્મણથીજ એનું પાન થાય. બીજો જો કરે તો ઓકી કહાડે.

**સ્કંન્દ,** કાર્તિકેય.

**સ્વયમ્ભુ,** વીરજનો પુત્ર પેહેલો મનુ. એણે દશ પ્રજાપતિ ઉત્પન્ન કર્યા. એ પ્રજાપતિયે સાત મનુ ઉત્પન્ન કર્યા તેમાં પાછા સ્વયમ્ભૂ મનુ ખરા. ૨ બ્રહ્મા.

**સ્વર્-ર્ગ,** ઇંદ્રાદિક દેવતાઓનું ધામ.

**સ્વાતિ,** એક નક્ષત્ર.

**સ્વામીકારતક,** કાર્તિકેય.

**સ્વાહા,** અગ્નિની સ્ત્રી.

**હનુમાન,** વાનર-એની ઉત્પત્તિ વિષે **અંજનીની** કથા જોવી. એ અવતર્યા તે દિવસે સૂર્ય ગ્રહણ હતું તેથી સૂર્યને ફળ સમજી તે લેવાને એણે ઉંચે કુદકા મારવા માંડયા. એ જોઇ રાહુએ જાણ્યું કે આ કોઇ બીજો પુંછડીયો રાહુ મારા ગ્રાસને લેવા આવ્યો છે ને તેથી તેણે ઇન્દ્રની સહાય માગી. ઇન્દ્ર દેવોનું સૈન્ય લઇ હનુમાન જોડે યુદ્ધ કરવા આવ્યા. ઇન્દ્રને હનુમાને મૂર્છા પમાડી એટલે સર્વ દેવોએ એકઠા મળી યુદ્ધ કર્યું, જેથી હનુમાનને પણ મૂર્છા આવી. એવામાં વાયુએ એને સાવધ કરી છાતી સાથે ડાબ્યા ને ઇન્દ્રને કહ્યું કે આ બાળક જોડે યુદ્ધ કરતાં તમે લજવાતા નથી? ને પછી ક્રોધ કરી જગતનો વાયુ આકર્ષી લેવા માડયો જેથી ઇન્દ્રાદિ દેવો નમ્યા ને હનુમાનને ચિરંજીવી ને શરીર વજ્રનું થાઓ એવો વર આપ્યો. એણે રામ સાથે પેહે-

લો સમાગમ કિષ્કિંધામાં પંપા સરોવર આગળ કર્યો ને ત્યારથી એ રામના ભક્ત થઇ રહ્યા. એ રામની આજ્ઞાથી સીતાની શોધ કરવા લંકામાં ગયા ને સીતાની અશોક વાડીમાં જઇ તેને એંધાણીમાં રામની મોકલેલી મુદ્રિકા આપી. એણે સીતા પાસે ખાવાનું માગવા ઉપરથી સીતાયે કહ્યું કે આ વાડીમાં નીચે પડેલાં ફળ વીણી ખાઓ. હનુમાને ઝાડો ઉખેડી ભોંય ઉપર પછાડયાં ને જેટલાં ફળ નીચે પડયાં તેટલાં વીણીને ખાવા માંડયા. એ ઉત્પાતથી લંકામાં ગભરાટ ઉઠયો ને રાવણની તરફના રાક્ષસો હનુમાનને મારવા આવ્યા પણ એણે તેઓને પુંછડે વિટાળી સમુદ્રમાં ફેંકી દીધા. રાવણના અખયા નામના પુત્રને માર્યો, અને ઇંદ્રજિતને પુંછડે વિટાળી નાગો કરીને એક ગુફામાં ઘાલી તેનાં મ્હોઉપર એક મોટો પર્વત ઢાંકી દીધો. પછી બ્રહ્માએ ઇંદ્રજિતને બહાર કહાડયો ને બ્રહ્માસ્ત્ર આપી કહ્યું કે, આથી હનુમાન પકડાશે. તેમ હનુમાનને કહ્યું કે તમે પકડાઓ નીકર મારી લાજ જશે. હનુમાન ઇંદ્રજિતથી પકડાયા ને સર્વે રાક્ષસોએ એના ઉપર ટુટી પડી વિધવિધના માર માર્યા. પણ એનાં વજ્રનાં શરીરને કંઇ લાગ્યું નહીં. જ્યારે એને રાવણની સભામાં લઇ આવ્યા ત્યારે એ ત્યાં પુંછડાનું આસન કરી રાવણની સામા બેઠા. રાવણે એને રામની આણ દઇ પુછયું કે તારૂં મોત કેમ છે ત્યારે એણે કહ્યું કે હું ચિરંજીવી છઊં. એ વાત કોઇએ માની નહીં ત્યારે હનુમાને કહ્યું કે મારે પુંછડે લુગડાં વિટાળી દિવેલમાં બોળી સળગાવી મુકો એટલે હું બળી મરીશ. દૈત્યોએ પુંછડું સળગાવ્યું પણ તાપ ન થાય. રાવણે વાયુને તાપ કરવાની આજ્ઞા કરી પણ કંઇ વળ્યું નહીં. પછી હનુમાને રાવણને

કહ્યું કે તું જો ફુંક મારે તો સળગે. રાવણે ફુંક મારી કે એકદમ તાપ થયો ને રાવણનાં દહાડી મુછ બળી ગયાં ને મ્હોડું ઝલ્લાયું. પછી હનુમાને છાપરે છાપરે કુદી આખી લંકા બાળી ને અનેક રાક્ષસોને બળતે પુંછડે વિંટાળી સમુદ્રમાં નાખ્યા. પછી પુચ્છડું હોલવવા એ સમુદ્ર કિનારે જઇ બેઠા ને સમુદ્રે પોતાની છોળથી પુચ્છડું હોલવ્યું. અહીં હનુમાને પોતાનો પરસેવો સમુદ્રમાં નાખ્યો તે એક મગરીના મ્હોમાં પડયો ને એથી એને મકરધ્વજ નામે પુત્ર થયો. હનુમાન પાછા સીતાને મળ્યા ને સીતાએ એંધાણીમાં પોતાનાં માથાંનો મણિ આપ્યો તે લઇ જઇ રામને આપ્યો. રામરાવણના યુદ્ધમાં હનુમાને બહુ પરાક્રમ કર્યાં છે. જ્યારે રાવણે કૃત્યા મારી રામલક્ષ્મણને મૂર્છા પમાડયા હતા ત્યારે એ સૂર્ય ઉગતાં પેહેલાં (માર્ગમાં આડા ઉભા રહેલા રાક્ષસોને મારી) દ્રોણાચળ પર્વત લઇ આવ્યા હતા. એ લાવતાં રામના ભાઇ ભરતે નંદીગ્રામ આગળ એને રાક્ષસ જાણી પગમાં બાણ માર્યું હતું ને તે દિવસથી એનો જમણો પગ લંગડો થયો છે. જ્યારે રાવણના મામા અહિરાવણ મહિરાવણ રામ લક્ષ્મણને પાતાળમાં કાળીકાને ભોગ આપવા લઇ ગયા ત્યારે હનુમાનની યુક્તિથી તેઓ ઉગર્યા હતા. એ પ્રસંગે એણે અહિરાવણને માર્યો હતો. જ્યારે લવકુશે રામ વગેરેને મૂર્છા પમાડી ત્યારે તેઓ હનુમાનને માથે ધનુષ બાણના ભારા ચહડાવી પોતાના રથ સાથે બાંધી માને બતાવવા લઇ ગયા હતા પણ સીતાએ દૂરથી ઓળખ્યા એટલે પુત્રોને સમજાવી છોડાવી મુકયા હતા. રામ સ્વધામ ગયા ત્યાં સુધી એ રામનીજ સેવામાં હતા. એણે ભીમનું અભિમાન ઉતાર્યું હતું. એ પરણ્યાજ નથી.

**હયગ્રીવ,** દૈત્ય. એ બ્રહ્મા ઉંઘતા હતા ત્યારે વેદને ચોરી પાતાળમાં ભરાયો હતો. એને એવું હતું કે એનાં જેવાં મુખવાળો બિજો કોઇ મારે તોજ મરે, માટે વિષ્ણુએ એ અવતાર ધારણ કર્યો હતો. વિષ્ણુ ઘણાંક વર્ષ તેની સાથે લડ્યા પણ ફાવ્યું નહીં ત્યારે તે થાકેલા એક ઠેકાણે સુતેલા છે એવામાં જોગમાયાએ ઉધાઇ પાસે વિષ્ણુનાં ધનુષની પ્રત્યંચા કપાવી જેથી ધનુષના કકડા થયા ને એ વાગેથી વિષ્ણુનું મસ્તક સમુદ્રમાં ગયું. પછી જોગમાયાએ વિષ્ણુનાં ધડને ઘોડાનું મુખ ચોડયું ને પછી એ રૂપે વિષ્ણુએ દૈત્યને માર્યો ને વેદ પાછા બ્રહ્માને આપ્યા. પ્રલય હતો માટે વિષ્ણુ પ્રથમ મચ્છાવતાર ધારણ કરી પાતાળમાં ગયા ને અહીં એણે હયગ્રીવરૂપે હયગ્રીવને માર્યો.

**હર,** શિવ.

**હરમાન,** હનુમાન.

**હરિ,** વિષ્ણુ.

**હરિશ્ચંદ્ર,** અયોધ્યાનો સૂર્યવંશી રાજા–ત્રિશંકુનો પુત્ર. જ્યારે નારદે ને વશિષ્ઠે ઇંદ્રસભામાં એની પ્રશંસા કરી ત્યારે વિશ્વામિત્રે ક્રોધમાં વશિષ્ઠને કહ્યું કે તારો તે શિષ્ય છે માટે તું તેની પ્રશંસા કરે છે પણ હું એનું સત્ય મુકાવું ત્યારેજ ખરો. પછી વિશ્વામિત્રે વનમાં જઇ અનુષ્ઠાન કરવા માંડયાં જેથી હજારો ફાડી ખાનારાં પશુઓ પેદા થયાં ને હરિશ્ચંદ્રની પ્રજાને પીડવા લાગ્યાં. રાજા સૈન્ય લઇ પશુઓને મારવા વનમાં ગયો. ઋષિએ માયાથી બે હરણ પેદા કરી રાજા આગળ મોકલ્યાં. જેને મારવા રાજા પુઠે પડયો એટલે હરણ ઋષિના આશ્રમ ભણી દોડયાં. રાજાએ એક મહાદેવનું દેવળ દીઠું પણ પેલાં હરણ અલોપ થઇ ગયલાં. રાજા પોતાની સ્ત્રી તારામતિ તથા પ્રધાન

સાથે દેહરામાં બેઠો હતો એવામાં ઋાપની મોકલેલી બે સુંદરીયો ત્યાં આવી ગાયન કરવા લાગી. રાજાએ પ્રસન્ન થઇ તેઓને કંઇ માગવા કહ્યું ત્યારે પેલીઓએ કહ્યું કે તારામતિને તજી હમારી સાથે લગ્ન કરો. એ સાંભળી પ્રધાને તેઓને કહાડી મુકી. એઓ ઋષિ પાસે ગઇ એટલે ઋષિ ક્રોધ કરી રાજા પાસે આવ્યા ને પોતાની દાસીનું અપમાન કર્યું માટે તેણે રાજાને તુચ્છકારનાં વચનો કહ્યાં. રાજા રાણીએ પગે લાગી ક્ષમા માગી એટલે ઋષિ જતાં રહ્યા. રાજા, રાણીના ખોળામાં માથું મુકી સુતો હતો એટલે તેને ઉંઘમાં સ્વપ્ન થયું કે પોતે કોઇ એક બ્રાહ્મણને સર્વ રાજનું દાન કર્યું. જાગીને જોય છે તો વિશ્વામિત્ર એક બ્રાહ્મણને વેષે આવેલા. રાજાએ તેને માંગવાનું કહ્યાથી ઋષિએ એક ભાર સુવર્ણ માગ્યું. રાજા તેને તેડી નગરમાં ગયો ને તારામતિ મેહલમાં પેસે છે એટલે પેલા બ્રાહ્મણે ચોટલો ઝાલી મારવા માડી ને કહ્યું કે મને દાન આપ પછી જા. રાજાએ ભંડારીને બોલાવી સુવર્ણ આપવાનું કહ્યું એટલે બ્રાહ્મણ બોલ્યો કે તારૂં સર્વ રાજ મને સ્વપ્નમાં તેં અર્પણ કર્યું છે માટે હવે એ ઉપર તારો હક નથી. એટલામાં રોહિદાસ નામનો રાજાનો પુત્ર આવ્યો તેને પણ બ્રાહ્મણે મારવા માડયો ને ત્રણેને કહ્યું કે હમણાના હમણા નગરમાંથી નિકળો ને મને એક ભાર સુવર્ણ પેદા કરી આપો. બ્રાહ્મણે પછી તેઓનાં વસ્ત્રાભૂષણ કહાડી લીધાં ને તેઓ વનમાં ગયાં. ત્રણે જણ ક્ષુધા તૃષા ને અતિ તાપથી મરણ તુલ્ય થયાં. એવામાં ઋષિ વૃદ્ધ બ્રાહ્મણને વેશે આવી કેહવા લાગ્યા કે મારી સ્ત્રી ગર્ભવતી છે ને મારો એક પુત્ર બાળક છે માટે મને જોડા આપો. પેલાં ત્રણેએ જોડા આપ્યા. રોહીદાસ તૃષાથી

**હયગ્રીવ,** દૈત્ય. એ બ્રહ્મા ઉંઘતા હતા ત્યારે વેદને ચોરી પાતાળમાં ભરાયો હતો. એને એવું હતું કે એનાં જેવાં મુખવાળો બિજો કોઇ મારે તોજ મરે, માટે વિષ્ણુએ એ અવતાર ધારણ કર્યો હતો. વિષ્ણુ ઘણાંક વર્ષ તેની સાથે લડ્યા પણ ફાવ્યું નહીં ત્યારે તે થાકેલા એક ઠેકાણે સુતેલા છે એવામાં જોગમાયાએ ઉધાઇ પાસે વિષ્ણુનાં ધનુષની પ્રત્યંચા કપાવી જેથી ધનુષના કકડા થયા ને એ વાગેથી વિષ્ણુનું મસ્તક સમુદ્રમાં ગયું. પછી જોગમાયાએ વિષ્ણુનાં ધડને ઘોડાનું મુખ ચોડયું ને પછી એ રૂપે વિષ્ણુએ દૈત્યને માર્યો ને વેદ પાછા બ્રહ્માને આપ્યા. પ્રલય હતો માટે વિષ્ણુ પ્રથમ મચ્છાવતાર ધારણ કરી પાતાળમાં ગયા ને અહીં એણે હયગ્રીવરૂપે હયગ્રીવને માર્યો.

**હર,** શિવ.

**હરમાન,** હનુમાન.

**હરિ,** વિષ્ણુ.

**હરિશ્ચંદ્ર,** અયોધ્યાનો સૂર્યવંશી રાજા-ત્રિશંકુનો પુત્ર. જ્યારે નારદે ને વશિષ્ઠે ઇંદ્રસભામાં એની પ્રશંસા કરી ત્યારે વિશ્વામિત્રે ક્રોધમાં વશિષ્ઠને કહ્યું કે તારો તે શિષ્ય છે માટે તું તેની પ્રશંસા કરે છે પણ હું એનું સત્ય મુકાવું ત્યારેજ ખરો. પછી વિશ્વામિત્રે વનમાં જઇ અનુષ્ઠાન કરવા માંડયાં જેથી હજારો ફાડી ખાનારાં પશુઓ પેદા થયાં ને હરિશ્ચંદ્રની પ્રજાને પીડવા લાગ્યાં. રાજા સૈન્ય લઇ પશુઓને મારવા વનમાં ગયો. ઋષિએ માયાથી બે હરણ પેદા કરી રાજા આગળ મોકલ્યાં. જેને મારવા રાજા પુઠે પડયો એટલે હરણ ઋષિના આશ્રમ ભણી દોડયાં. રાજાએ એક મહાદેવનું દેવળ દીઠું પણ પેલાં હરણ અલોપ થઇ ગયલાં. રાજા પોતાની સ્ત્રી તારામતિ તથા પ્રધાન

સાથે દેહશમાં બેઠો હતો એવામાં ઋષિની મોકલેલી બે સુંદરીયો ત્યાં આવી ગાયન કરવા લાગી. રાજાએ પ્રસન્ન થઇ તેઓને કંઇ માગવા કહ્યું ત્યારે પેલીઓએ કહ્યું કે તારામતિને તજી હમારી સાથે લગ્ન કરો. એ સાંભળી પ્રધાને તેઓને કહાડી મુકી. એઓ ઋષિ પાસે ગઇ એટલે ઋષિ ક્રોધ કરી રાજા પાસે આવ્યા ને પોતાની દાસીનું અપમાન કર્યું માટે તેણે રાજાને તુચ્છકારનાં વચનો કહ્યાં. રાજા રાણીએ પગે લાગી ક્ષમા માગી એટલે ઋષિ જતાં રહ્યા. રાજા, રાણીના ખોળામાં માથું મુકી સુતો હતો એટલે તેને ઉંઘમાં સ્વપ્ન થયું કે પોતે કોઇ એક બ્રાહ્મણને સર્વ રાજનું દાન કર્યું. જાગીને જોય છે તો વિશ્વામિત્ર એક બ્રાહ્મણને વેષે આવેલા. રાજાએ તેને માંગવાનું કહ્યાથી ઋષિએ એક ભાર સુવર્ણ માગ્યું. રાજા તેને તેડી નગરમાં ગયો ને તારામતિ મેહલમાં પેસે છે એટલે પેલા બ્રાહ્મણે ચોટલો ઝાલી મારવા માડી ને કહ્યું કે મને દાન આપ પછી જા. રાજાએ ભંડારીને બોલાવી સુવર્ણ આપવાનું કહ્યું એટલે બ્રાહ્મણ બોલ્યો કે તારૂં સર્વ રાજ મને સ્વપ્નમાં તેં અર્પણ કર્યું છે માટે હવે એ ઉપર તારો હક નથી. એટલામાં રોહિદાસ નામનો રાજાનો પુત્ર આવ્યો તેને પણ બ્રાહ્મણે મારવા માડયો ને ત્રણેને કહ્યું કે હમણાના હમણા નગરમાંથી નિકળો ને મને એક ભાર સુવર્ણ પેદા કરી આપો. બ્રાહ્મણે પછી તેઓનાં વસ્ત્રાભૂષણ કહાડી લીધાં ને તેઓ વનમાં ગયાં. ત્રણે જણ ક્ષુધા તૃષા ને અતિ તાપથી મરણ તુલ્ય થયાં. એવામાં ઋષિ વૃદ્ધ બ્રાહ્મણને વેશે આવી કેહવા લાગ્યા કે મારી સ્ત્રી ગર્ભવતી છે ને મારો એક પુત્ર બાળક છે માટે મને જોડા આપો. પેલાં ત્રણેએ જોડા આપ્યા. રોહીદાસ તૃષાર

મૂર્છા ખાઇ પડયો એટલે પેલો બ્રાહ્મણ થોડુંક પાણી લઇ આવ્યો ને એણે તે ત્રણેને પીવાનો આગ્રહ કર્યો પણ બ્રાહ્મણનું લેવાય નહીં માટે તેઓએ પાણી લેવાની પણ ના કહી. જ્યારે ન ફાવ્યા ત્યારે ઋષિયે એકદમ વનમાં અગ્નિ પ્રગટાવ્યો ને એ ગભરાટમાં હરિશ્ચંદ્રની સ્ત્રીને વાટમાં ભુલી પાડી. તારામતિ વિલાપ કરતી એક ઠેકાણે બેઠી હતી એવામાં બ્રાહ્મણે બે પ્રેત લાવી મ્હો આગળ મુકયાં ને કહ્યું કે તારો પતિ ને પુત્ર વનના અગ્નિથી બળી મરણ પામ્યા છે. પેલીએ સતી થવાને ચિતા સળગાવી એટલે ઋષિએ કહ્યું કે સૂર્યાસ્ત વેળા સતી થવાય નહીં માટે મારે આશ્રમે ચાલ. એણે ત્યાં જવાની ના કહી ને બે પ્રેતને ખોળામાં રાખી ત્યાંજ વિલાપ કરતી બેઠી. એવામાં ઋષિના મોકલેલા બે વાઘ આવી બે પ્રેતને ખેંચી ગયા. થોડીવારે હરિશ્ચંદ્ર ને રોહિદાસ રાણીને આવી મળ્યા. જ્યારે એઓ વારાણસી નગરમાં આવ્યાં ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હવે હું આગળ આવનાર નથી માટે મને તો અહીંજ સુવર્ણ આપો. એ ઉપરથી ત્રણે જણાં બજારમાં વેચાવા ઉભાં. રાણી તથા રોહિદાસને એક કાળકૌશિક નામના બ્રાહ્મણે એક ભાર સુવર્ણ આપી વેચાતાં લીધાં ને રાજાને એક મુડદાં ઉપર કર લેનાર વીરબાહુ નામે ઘેડાએ એક ભાર સુવર્ણ આપી લીધો. પછી બે ભાર સુવર્ણ બ્રાહ્મણને આપી રાજા પગે પડ્યો. ઘેડાને ત્યાં પણ વિશ્વામિત્ર, રાજાનું કરેલું કામ બગાડી જાય તેથી ઘેડો તેને માર મારે ને ખાવાનું ન આપે. અંતે ઘેડાએ રાજાને શ્મશાનમાં કર લેવા મોકલવા માંડયો. એક સંવત્સર વીત્યા પછી એવું બન્યું કે કાળકૌશિકને ઘેરથી રોહિદાસ એક તળાવમાં કમળ ફુલ લેવા ગયો તે ત્યાં વિશ્વા

મિત્રના મોકલેલા સર્પનાં ડંશવાથી મરણ પામ્યો. એ વાત તારામતિએ જાણી એટલે તે ત્યાં જઇ પુત્રનું શબ ખોળામાં લઇ વિલાપ કરવા લાગી. ઋષિ ત્યાં આવી કહેવા લાગ્યા કે વેહેલી વેહેલી શબને અગ્નિદાહ કર નીકર ધેડો કર લીધા વગર બાળવા નહી દે. પેલી તુરત ચિતા સળગાવી શબને બાળવા જાય છે એવામાં હરિશ્ચંદ્ર જે સ્મશાનમાં બેઠા હતો તેણે ત્યાં આવી ક્રોધમાં ચિતા હોલવી નાખી ને વગર જણાવે પ્રેત બાળવા માંડયું માટે રાણીને મારવા માંડી. પછી પુછપરછ કરતાં બંનેએ એક બિજાને ઓળખ્યાં ને રાજા પુત્રશોકથી મૂર્છા ખાઇ પડયો. કેટલીક વારે સાવધ થઇ રાજા શબ બાળવા ધેડાની આજ્ઞા માગવા ગયો એટલે વિશ્વામિત્રે આવી રાણીને પીશાચનો મો બતાવ્યો જેથી રાણી પુત્રનું પ્રેત લઇ એક પાસેના દેવળમાં જઇ બેઠી. થોડી વારે તેને નિદ્રા આવી એટલે ઋષિએ રોહિદાસનું પેટ ફાડી આંતરડાં કાહાડી રાણીનાં મ્હોમાં મુકયાં ને રુધિર તેને અંગે ચોળ્યું. પછી વ્હાણું વાયું એટલે શંખનાદ કરી લોક મેળવ્યા ને કહ્યું કે એક રાક્ષસી પ્રેતને લઇ આ દેવળમાં ભરાઇ છે. એટલામાં પેલો ધેડો ત્યાં આવી પ્હોંચ્યો ને હરિશ્ચંદ્રને કહ્યું કે રાક્ષસીને મારી નાખ. હરિશ્ચન્દ્રે શસ્ત્ર ઉગામ્યું એટલે વિષ્ણુએ પ્રગટ થઇ તેનો હાથ ઝાલ્યો ને પ્રસન્ન થઇ રોહિદાસને જીવતો કર્યો. વિશ્વામિત્રે રાજાના સત્યવાદીપણાં ઉપર પ્રસન્ન થઇ પોતાનાં તપનું ફળ રાજાને અર્પણ કર્યું અને અયોધ્યાનું રાજ પણ તેને પાછું સ્વાધીન કર્યું. પછી હરિશ્ચન્દ્ર સાઠ હજાર વર્ષ ધર્મરાજ કરી રોહિદાસને ગાદી સોંપી નગરલોક સહિત વૈકુંઠે ગયો.

**હલાયુધ, બળરામ.**

**હસ્તિનાપુર,** પાંડવ કૌરવની રાજધાની. એ ભરતના પુત્ર હસ્તિન્ એણે પ્રથમ વસાવ્યું હતું. એ હાલમાં જ્યાં દિલ્હી છે ત્યાંથકી ઉત્તર પૂર્વે ૬૦ મૈલ ઉપર ગંગા કાંઠે હતું. ઇંદ્રપ્રસ્થ દિલ્હીની દક્ષિણ પૂર્વે જમના કાંઠે હતું. કુરુક્ષેત્ર, દિલ્હીની વાયવ્ય દિશાયે હતું.

**હળધર, બળરામ.**

**હાટકેશ્વર,** સુવર્ણનાં લિંગરૂપ શિવ. નાગર બ્રાહ્મણના ઇષ્ટદેવ.

**હિડિંબ,** રાક્ષસ. એને ભીમે મારી નાખ્યો હતો.

**હિડિંબા,** રાક્ષસી–હિડિંબની બેહેન. જ્યારે પાંડવો હિડિંબ વનમાં આવ્યા ત્યારે ભીમ ફળ શોધવા નીકળ્યો હતો તેને રાક્ષસીએ બોલાવીને કહ્યું કે મને હીંચકા નાખતો જા. ભીમે હીંચકો નાખવા માંડયો પણ તે હાલ્યો નહીં એટલે તે હસી પડી. પછી ભીમે એવાં જોરથી હીંચકો નાખ્યો કે પેલી આકાશમાં ગઇ પણ સ્ત્રી જાણી ભીમે દયાથી તેને પાછી ઝીલી લીધી. રાક્ષસીયે પ્રસન્ન થઇ ભીમ સાથે લગ્ન કર્યું જેથી ઘટોત્કચ થયો. એની સાંસણીથી ભીમે હિડંબને માર્યો હતો.

**હિમાચળ–લય,** પર્વત–એણે પોતાની પુત્રી ગંગા દેવતાઓને પરણાવી ને ઉમા શિવને પરણાવી. એની સ્ત્રીનું નામ મેના.

**હિરણ્યકશિપુ,** (હિરણ્યકસ્યપ) હિરણ્યાક્ષનો ભાઇ પ્રહ્લાદનો પિતા: એણે બ્રહ્માનું તપ કરી કોઇ વસ્તુથી ન મરવાનો વર લીધો હતો. એણે દેવતાઓને કહાડી મુકી ઇંદ્રપુરીનું રાજ્ય લઇ લીધું હતું. એ કૃષ્ણ સાથે યુદ્ધ કરવાના વિચારથી તેને શોધવા નિકળ્યો હતો પણ તે જડયા નહીં તેથી તે બહુ ચિડાયો હતો. એણે પોતાના પુત્ર

પ્રહ્લાદને બહુ દુઃખ દીધું હતું. જેથી વિષ્ણુએ નૃસિંહ અવતાર લઇ એને માર્યો હતો.

**હિરણ્યાક્ષ,** કશ્યપનો દિતિથી થયલો પુત્ર. હિરણ્યકશિપુનો ભાઇ. એ પૃથ્વિને પાતાળમાં લઇ ગયો હતો જેથી વિષ્ણુએ વરાહ અવતાર લઇ એને માર્યો હતો. એ બંને ભાઇ જય વિજય પોળિયાના અવતાર હતા.

**હુતાશન,** અગ્નિ. ૨ શિવ.

**હેડંબા,** હિડિંબા.



# સંખ્યાતશબ્દાવલી.



**અગ્નિ** (ત્રણ)—અગ્નિ, જઠરાગ્નિ, વડવાનલ.

**અતિસાર**(પાંચ) —આમા--જવરા-પિત્તા-રક્તા-શ્લેષ્માતિસાર.

**અન્તઃકરણ**(ચતુષ્ટય)—મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

**અન્તઃપ્રકૃતિ** (ત્રણ)—સ્વામી, આમાત્ય, સુહૃત્.

**અન્ન** (ચતુર્વિધ)—ખાદ્ય, ચોષ્ય, લેહ્ય, પેય.

**અમૃત** (પાંચ)—દૂધ, દહીં, ઘી, મધ, ખાંડ.

**અયન** (બે)—ઉત્તરાયન, દક્ષિણાયન.

**અર્થ** (ચાર)—ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

**અવતાર** (દશ-ચોવીસ)—જુઓ, ક૦કો૦પૃ૦ ૨૮

**અવસ્થા** (બે)—પૂર્વા, ઉત્તરા. (ત્રણ) બાલ્યા-તારુણ્યા-વાર્ધક્યાવસ્થા. (ચાર) ગૌરી, રોહિણી, કન્યા, રજસ્વલા. (પાંચ) જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, ઉન્મની. (દશવિરહની) અભિલાષા, સ્મૃતિ, ગુણ, કથન ચિંતા, જડતા, ઉદ્વેગ, પ્રલાપ. વ્યાધિ, ઉન્માદ, નિધન.

**આદિત્ય** (બાર)—જુઓ, ક૦કો૦પૃ૦ ૩૮

**આનન્દ** (ચાર)-વિષયાનંદ, વિદ્યાનંદ, આત્માનંદ, બ્રહ્માનંદ.

**આશ્રમ** (ચાર)-બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, સંન્યાસ.

**આસન** (બે)—ભોગાસન, યોગાસન.

**ઇંદ્રિય** (અગિયાર)—વાક્, હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ એ પાંચ **કર્મેન્દ્રિય**; ત્વક્, ચક્ષુ, શ્રોત્ર, રસના ઘ્રાણ એ પાંચ **જ્ઞાનેન્દ્રિય** અને **મન.**

**ઉપચાર** (સોળ)—આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા, મંત્રપુષ્પાંજલિ.

**ઉપપુરાણ** (અઢાર)—લઘુકાલિકા, બૃહત્કાલિકા, પરાશર, સિંહ, નારદ, સનત્કુમાર, સૌર, દુર્વાસ, કપિલ, માનવ, વિષ્ણુધર્મોત્તર, શૈવધર્મ, માહેશ્વર, નંદી, કુમાર, ઔશનસ, દેવી, વરુણ.

**ઉપપ્રાણ** (પાંચ)—નાગ, કૂર્મ, કૃકલ, ધનંજય, દેવદત્ત.

**ઉપવેદ** (ચાર)—આયુ:, ધનુ:, ગાંધર્વ, સ્થાપત્ય. (શિલ્પ).

**ઉપાય** (ચાર)—સામ, દાન, ભેદ, દંડ. (છ. રાજનીતિપ્રકરણમાં) સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, આશ્રય.

**ઊર્મિ** (છ)—ક્ષુધા, પિપાસા; શીત, ઉષ્ણ; હર્ષ, શોક.

**ઋણ** (ત્રણ)—દેવ, ઋષિ, પિતૃ.

**ઋતુ** (છ)—વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર.

**ઐશ્વર્ય** (છ)—ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી જ્ઞાન, વૈરાગ્ય.

**ઋષિ** (સાત)—જુઓ, ક૦ કો૦ પૃ૦ ૨૬૫.

**કરણ** (અગિયાર)—બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગરજ, વણિજ, વિષ્ટિ, શકુનિ, ચતુષ્પદ, નાગ, કિંસ્તુઘ્ન.

**કર્મ** (ત્રણ)—નિત્ય, નૈમિત્તિક, કામ્ય. ૨. સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ. (પાંચ) ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ, ગમન. (છ) અધ્યયન, દાન, યાજન, અધ્યાપન, પ્રતિગ્રહ, યજન. ૨. જારણ, મારણ. ઉચ્ચાટન, મોહન, સ્તંભન વિધ્વંસન.

**કલા** (ચોસઠ)—ગીત, વાદ્ય, નૃત્ય, નાટ્ય, આલેખ્ય, વિશેષકચ્છેદ્ય, તંડુલકુસુમબલિપ્રકાર, પુષ્પાસ્તરણ, દશનવસનાંગરાગ, મણિભૂમિકાકર્મ, શયનરચન, ઉદકવાદ્ય, ઉદકઘાત, ચિત્રયોગ, માલ્યગ્રંથનવિકલ્પ, શેખરાપીડયોજન, નેપથ્યયોગ, કર્ણપત્રભંગ, સુગંધયુક્તિ, ભૂષણયોજન, ઐંદ્રજાલ, કૌતુમારયોગ, હસ્તલાઘવ, ચિત્રશાકાપૂપભક્ષવિકારક્રિયા, પાનકરસરાગાસવયોજન, સૂચીકર્મ, સૂત્રક્રીડા, પ્રહેલિકા, પ્રતિમાલા, દુર્વચકયોગ, પુસ્તકવાચન,

નાટકાખ્યાયિકાદર્શન, કાવ્યસમસ્યાપૂરણ, પટ્ટિકાવેત્રબાણ-વિકલ્પ, તર્કકર્મ, તક્ષણ, વાસ્તુવિદ્યા, રૂપ્યરત્નપરીક્ષા, ધાતુવાદ, મણિરાગજ્ઞાન, આકરજ્ઞાન, વૃક્ષાયુર્વેદયોગ, મેષકુક્કુટ-લાવકયુદ્ધવિધિ, શુકસારિકાપ્રલાપન, ઉત્સાદન, કેશમાર્જન-કૌશલ, અક્ષરમુષ્ટિકાકથન, મ્લેચ્છિતકુતર્કવિકલ્પ, દેશભાષાજ્ઞાન, પુષ્પશકટિકાનિમિત્તજ્ઞાન, યંત્રમાતૃકાધારણમાતૃકા, સંવાચ્ય, માનસીકાવ્યક્રિયા, અભિધાનકોશ, છંદોજ્ઞાન, ક્રિયાવિકલ્પ, છલિતકયોગ, વસ્ત્રગોપન, દ્યૂતવિશેષ, આકર્ષ-ક્રીડા, બાલક્રીડન, વૈનાયિકા, વૈજયિકા, વૈતાલિકાવિદ્યા.

**કલ્પ** (તીસ)—શ્વેત, નિલલોહિત, વામદેવ, તતિરથ, રૈરવ, પ્રાણ, બૃહત, કંદર્પ, પદ્મ, ઇશાન, વાન, સારસ્વત, ઉદાન, ગરુડ, કૂર્મ, ક્રમ, વિધિરાકા, નૃસિંહ, સામાનહુત, સોમ, માનવ, ઉદાન, વૈકુંઠ, લક્ષ્મી, સાવિત્રી, ઘોર, વરાહ, વૈરાજ, ગોરી, માહેશ્વર, પિતૃ.

**કલ્પવૃક્ષ** (પાંચ) પારિભદ્ર-લિંબ, મંદાર, પારિજાતક, સંતાન, હરિચંદન.

**કાંડ** (ત્રણ)—કર્મ, ઉપાસના, જ્ઞાન.

**કારક** (છ)—કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અધિકરણ.

**કાલ** (ત્રણ)—ભૂત, વર્તમાન, ભવિષ્ય.

**કાવ્ય** (પાંચ)—રઘુ, કુમાર, કિરાત, માઘ, નૈષધ.

**કુંડલી** (બાર) તનુ, ધન, સહજ, સુહૃત, સુત, રિપુ, જાયા, મૃત્યુ, ધર્મ, કર્મ, આય, વ્યય.

**કોશ** (પાંચ)—અન્ન-પ્રાણ-મનો-વિજ્ઞાન-આનંદમય.

**ક્ષાર** (સાત) તલ, અપામાર્ગ, કરંજ, પલાશ, અર્ક, યવ, આમલી.

**ખંડ** (નવ-જંબુદ્વીપના)—ઇલાવૃત્ત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્મય, ઉત્તરકુરુ, અથવા ભરત, વર્ત, રામ, દ્રામાળા, કેતુમાલ, હિરે, વિધિવસ, મહિ.

ખાણ(ચાર)—અંડજ, જારજ, સ્વેદજ, ઉદ્‌ભીજ. (સુવર્ણ.)
ગણ (ત્રણ)—દેવ, મનુષ્ય, રાક્ષસ. (આઠ) મ, ભ, જ, સ, ન, ય, ર, ત (છંદશાસ્ત્રમાં).
ગંધ (આઠ) ચંદન, અગર, દેવદાર, કોષ્ટકોલિંજન, કુસુમ, શૈલજ, જટામાસી, મૂર્ગરોચન.
ગવ્ય (પાંચ)—દહીં, દૂધ, ઘી, છાણ, મૂત્ર.
ગુણ (ત્રણ)—રજ, તમ, સત્વ. (ચોવિસ) રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ; સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા; દ્વેશ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સંસ્કાર.
ગૌડ (પાંચ)—ગૌડ, કનોજ, મૈથિલ, મિશ્ર, ગુર્જર. ૨ સારસ્વત, કાન્યકુબ્જ, ગૌડ, ઉત્કલ, મૈથિલ.
ગ્રંથ (દશ)—સંહિતા, બ્રાહ્મણ, અરણ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિઘંટ, નિરુક્ત, છંદ, જ્યોતિષ.
ગ્રહ (નવ)—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ, કેતુ.
ચક્ર (છ)—આધાર, લિંગ, નાભિ, હૃત, કંઠ, મુર્દ્ધ.
ચિરંજીવી (સાત)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૯૦.
જયોતિર્લિંગ (બાર)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૧૧૦.
તત્વ (પાંચ)—પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ. (પચ્ચીસ) પંચમહાભૂત, પંચતન્માત્રા, દશેન્દ્રિય, અંતઃકરણ, ચતુષ્ટય, માયા.
તાપ (ત્રણ)—અધિભૌતિક, અધિદૈવિક, અધ્યાત્મિક.
તિથિ (પંદર)—પ્રતિપદા-પડવો, દ્વીતિયા-બીજ, તૃતીયા-તીજ, ચતુર્થી-ચોથ, પંચમી-પાંચેમ, ષષ્ઠી-છઠ, સપ્તમી-સાતેમ, અષ્ટમી-આઠેમ, નવમી-નોમ, દશમી-દસ્સેમ, એકાદશી-અગિયારસ, દ્વાદશી-બારસ, ત્રયોદશી-તેરસ, ચતુર્દશી-ચોદસ, પૂર્ણિમા-પુનેમ અથવા અમાવાસ્યા-અમાસ.

**તીર્થ** (ચાર)—દેવ, પિતૃ, મનુષ્ય, અગ્નિ.

**દર્શન** (ત્રણ)—સ્વપ્ન, ચિત્ર, સાક્ષાત. (છ) જુઓ **શાસ્ત્ર.**

**દિક્પાલ** (દશ)—જુઓ **ક૦ કો૦ પૃ૦ ૧૨૪.** (કોઇ કુબેરને બદલે સોમ કહે છે).

**દિશા** (દશ)—ઉત્તર, ઇશાન, પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈઋત, પશ્ચિમ, વાયવ્ય, ઉર્ધ્વ, અધો.

**દીક્ષા** (પાંચ) નામદીક્ષા, અહંસોહં, સોહંકોહં, શિવોહં, શિવ.

**દેહ** (ચાર)—સ્થૂલ, સૂક્ષ્મ—લિંગ, કારણ, મહાકારણ.

**દેવ** (ત્રણ)—બ્રહ્મા, વિષ્ણુ. રુદ્ર. (પંચાયતન) ગણેશ, અંબા, સૂર્ય, વિષ્ણુ, શિવ.

**દ્રાવિડ** (પાંચ)—તૈલંગ, દ્રાવિડ, કર્નાકટ, મહારાષ્ટ્ર, કોંકણ. ૨ દ્રાવિડ, મહારાષ્ટ્ર, તૈલંગ, કર્નાટક, ગુર્જર. [પુષ્કર.

**દ્વીપ** (સાત)—જંબુ, કુશ, પ્લક્ષ, શાલ્મલી, ક્રૌંચ, શાક,

**ધાતુ** (સાત)—રસ, રક્ત, માંસ, મેદ, મજ્જા, અસ્તિ, શુક્ર. ૨ સુવર્ણ, રજત, તામ્ર, વંગ, નાગ, તીક્ષ્ણક, કાંસ્ય, (આઠ) સોનું, રૂપું, તાંબું, કથીર, સીસું, પિતળ, લોઢું, તીખું.

**ધાન્ય** (પાંચ) ઘઊં, ચોખા, જવ, તલ, મગ. (સાત) ઘઊં, ભાત, અડદ, મગ, જવ, તલ, કાંગ.

**ધામ** (ચાર)—બદરીકદાર, જગન્નાથ, રામેશ્વર, દ્વારિકા.

**નક્ષત્ર** (સત્તાવીસ)—અશ્વિનિ, ભરણી, કૃત્તિકા રોહિણી, મૃગસર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, પૂર્વા, ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ટા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ટા, શતતારકા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી.

**નર્ક** (એકવિસ)—તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, રૌરવ, મહારૌરવ, કુંભિપાક, કાલસૂત્ર, અસિપત્ર, શૂકરમુખ, અંધકૂપ, ક્રમિભોજ, સંદંશ, તપ્તસૂર્મિ, વજ્રકંટક, વૈતરણી, પુયોદ, પ્રાણરોધ, વિશસન, લાલભક્ષ, સારમેયાદન, અવિચી, અયપાન

**નાડી** (ત્રણ)—આદિ, મધ્ય, અંત્ય, ૨ વાત, પિત્ત, કફ. ઇડા, પિંગલા, સુષુમ્ણા.

**નાગ** (નવ)—અનંત, વાસુકી, શેષ, પદ્મનાભ, કંબલ, શંખમાલ, ધૃતરાષ્ટ્ર, તક્ષક, કાલીય.

**નાયક** (બે)—ચતુર. અનભિજ્ઞ. (ત્રણ) પતિ, ઉપપતિ, વૈશિક. ૨ શશ, વૃષભ, અશ્વ. (ચાર) અનુકૂલ, દક્ષ, શઠ, ધૃષ્ટ.

**નાયિકા** (ત્રણ)—સ્વીયા, પરકીયા, સામાન્યા. ૨ મુગ્ધા, મધ્યા, પ્રૌઢા. ૩ ધીરા, અધીરા, ધીરાધીરા. ૪ હરિણી, અશ્વિની. કરિણી. (ચાર) પદ્મિની, ચિત્રિણી, શંખિની, હસ્તિની. (છ–પરકીયા) ગુપ્તા, વિદગ્ધા, લક્ષિતા, કુલટા, મુદિતા, અનુશયના. (આઠ) પ્રોષિતપતિકા, ખંડિતા, કલહાંતરિતા, વિપ્રલબ્ધા, ઉત્કંઠિતા, વાસકસજ્જા, સ્વાધીનપતિકા, અભિસારિકા. ૨ (કૃષ્ણની) રૂક્ષ્મી, જાંબુવંતી, ભામા, સત્યા, ભદ્રા, લક્ષ્મણા, કાલિન્દી, મિત્રવિંદા.

**નિધિ** (નવ)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૧૫૫

**પક્ષ** (બે)—શુક્લ–સુદ, કૃષ્ણ–વદ.

**પંચાંગ** (જેનાં પાંચ અંગ છે)—તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ.

**પદાર્થ** (સાત)—દ્રવ્ય, ગુણ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ, કર્મ. (સોળ) પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન.

**પરીક્ષા** (ત્રણ–રોગની) દર્શન, સ્પર્શન, પ્રશ્ન.

**પર્વત** (સાત)—મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન. ગંધમાદન, વિંધ્ય, પારિયાત્ર.

**પાતક** (ત્રણ)—કાયિક, વાચિક, માનસિક. (પાંચ) બ્રહ્મહત્યા, [illegible]રાપાન, સુવર્ણચૌર્ય, માત્રાગમન અથવા ગુરૂ પત્નિગમન [illegible]સંગ.

**પાતાળ** (સાત)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૧૭૭

**પુરાણ** (અડાર)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૧૭૯

**પ્રકૃતિ** (અષ્ટધા)—સ્વામી, આમાત્ય, કોપ, રાષ્ટ્ર, કોષ્ટ, દુર્ગ, બલ, પ્રજા. ૨ પંચ મહાભુત, ત્રણ ગુણ.

**પ્રજાપતિ** (દશ)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૧૮૨

**પ્રધાન** (આઠ) પ્રધાન, અમાત્ય, સચીવ, મંત્રી, પ્રતિનિધિ, રાજાજ્ઞા, વૈદ્ય, ઉપાધ્યાય. ૨ પ્રધાન, અમાત્ય, સચીવ, મંત્રી, ડબીર, ન્યાયાધીશ, ન્યાયશાસ્ત્રી, સેનાપતિ.

**પ્રમાણ** (ચાર)—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ. ૨ ભોગ, લેખ, સાધ્ય, દિવ્ય.

**પ્રાણ** (પાંચ)—પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન.

**પ્રારબ્ધ** (ત્રણ)—અનિચ્છા-સ્વેચ્છા-પરેચ્છા, પ્રારબ્ધ.

**બાણ** (પાંચ-કામ દેવનાં)—અરવિંદ, અશોક, નવમલ્લિકા, નીલોત્પલ, ચ્યૂત. જુઓ ક૦ કો૦ પૃ૦ ૫૯-૬૦

**ભક્તિ** (નવધા)—શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન.

**ભાવ** (પાંચ)—વિભાવ, અનુભાવ, વ્યભિચારીભાવ, સાત્વિક ભાવ, સ્થાયીભાવ. (આઠ) સ્તંભ, સ્વેદ, સ્વરભંગ, રોમાંચ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત, પ્રલય.

**ભુવન** (ત્રણ)—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.

**ભૂત** (પાંચ) તત્વ.

**ભૂમિકા** (સાત)—શુભેચ્છા, સુવિચારણા, તનુમાનસા, સત્વાપતિ, અસંશક્તિનામિકા, પદાર્થાભાવિની, તૂર્યગા.

**ભૈરવ** (આઠ) અસિતાંગ, રુરૂ, ચંડ, ક્રોધ, ઉન્મત્ત, કુપતિ, ભીષણ, સંહાર.

**મકાર** (પાંચ)—મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા, મૈથુન.

**મંગલ** (ત્રણ)—નમનાત્મક, આશીર્વાદાત્મક, વસ્તુનિર્દેશાત્મ

**મનુ** (ચૌદ)—સ્વયંભૂ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ,

ચાક્ષુષ, શ્રાદ્ધદેવ, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મ-સાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, દેવસાવર્ણિ, ઈંદ્રસાવર્ણિ.

**માત્રા** (પાંચ)—હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, અર્ધ, અનુચ્ચાર.

**માર્ગ** (પાંચ)—પિપીલિકા, વિહંગ, કપિ, મીન, અહિ.

**માસ** (બાર)—કાર્તિક–કારતક, માર્ગશીર્ષ–માગસર, પૌષ–પોશ, માઘ–માહ, ફાલ્ગુન–ફાગણ, ચૈત્ર–ચૈતર, વૈશાખ, જ્યેષ્ઠ–જેઠ, આષાઢ–અશાડ, શ્રાવણ, ભાદ્રપદ–ભાદરવો, આશ્વિન–આસો.

**મુક્તિ** (ચાર)—સલોકતા, સમીપતા, સરુપતા, સાયુજ્યતા.

**મુદ્રા** (ચાર)–ગોચરી, અગોચરી, ચાચરી, જ્ઞાન. (પાંચ) ખેચરી, ભૂચરી, ચાચરી, અગોચરી, અલક્ષી. ૨ અંકુશ, ગરુડ, ઘંટા, ધેનુ, શંખ.

**યજ્ઞ** (સાત)—જ્યોતિષ્ટોમ, રાજસૂ, અશ્વમેધ, નરમેધ, ગોમેધ, પ્રાતર્યજ્ઞ, વૈશ્વદેવ.

**યુગ** (ચાર)—કૃત, ત્રેતા, દ્વાપર, કલિ.

**યોગ** (બે)—રાજ; હઠ. (સત્તાવીસ) વિષ્કુંભ, પ્રીતિ, આયુષ્માન, સૌભાગ્ય, શોભન, અતિગંડ, સુકર્મા, ધૃતિ, શૂષ્કલ, ગંડ, વૃદ્ધ, ધ્રુવ, વ્યાઘ્રાત, હર્ષણ, વજ્ર, સિદ્ધિ, વ્યતીપાત, વર્યાણ, પરિઘ, શિવ, મૃત્યુ, સિદ્ધિ સાધ્ય, શુભ, શુક્લ, બ્રહ્મા, ઐંદ્ર, વૈધૃતિ.

**યોગાંગ** (આઠ)—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ.

**રંગ** (પાંચ)—રક્ત, શ્વેત, શ્યામ, નીલ, શુદ્ધપીત. (આઠગંજીફામાં) બરાત, ખુમાશ, અશ્રી, ચંગ, સમશેર, રૂપૈયા, તાજ, ગુલામ.

**રત્ન** (નવ)—હીરક–હીરો, માણિક્ય–માણેક, મુક્તા–મોતી, પ્રવાલ–પરવાળું, મરકત–પાનું, પુષ્કરાજ–પોખરાજ, ઈંદ્રનીલ–નીલમ, ગોમેદ, વૈદૂર્ય–લસણિયો. (ચૌદ) જુઓ ક૦કો૦પૃ૦૫૦—૫૧.

**રસ** (છ)—મધુર-મિઠો, આમ્લ-ખાટો, લવણ-ખારો, કટુ-કડવો, કષાય-કટાણો, તિક્ત-તીખો. (નવ) શૃંગાર, હાસ્ય, કરુણા, વીર, રૌદ્ર, અદ્‌ભુત, ભયાનક, બીભત્સ, શાંત.

**રાગ** (છ)—શ્રી, વસંત, ભૈરવ, પંચમ, મેઘમલ્હાર, બૃહન્નાટ. અથવા ભૈરવ, માલકોશ, હિંડોલ, દીપક, શ્રી, મેઘ.

**રામ** (ત્રણ)—પરશુરામ, રામ, બળરામ.

**રાશિ** (બાર)—મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન.

**રિપુ** (છ)—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

**રુદ્ર** (અગિયાર)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૨૩૦.

**રૂપક** (દશ)—નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડિમ ઇહામૃગ, અંક, વીથી, પ્રહસન.

**લક્ષણ** (બતરીસ)—સિંહનું એક (પરાક્રમ), બગલો એક (સ્વાર્થ ઉપરજ લક્ષ), કુકડાનાં ચાર (વેહેલું ઉઠવું, જુદ્ધમાં ધુમવું, પરિવારનું પોષણ કરવું, સ્ત્રી ઉપર વ્હાલ રાખવું), મોરનાં છ (ઊંચી પદવીયે રેહેવું, શત્રુને છુંદવો, વિવેકી મધુર ભાષણ કરવું, સુંદર સ્વરૂપે હોવું, યુક્તિકળા જાણવી, ગર્વહીન રહેવું), કુતરાનાં છ (થોડેઘણે સંતોષી રહેવું, ઊંઘ થોડી રાખવી, સૂક્ષ્મ બુદ્ધિથી સેજ સમજી-જવું, સ્વામી ઉપર ભક્તિ રાખવી, શૌર્ય દાખવવું, ગધેડાના ત્રણ (ભાર વેહેવો, દંડને લેખવવો નહીં, સંતોષી રહેવું), કાગડાંના પાંચ (કોઇનો વિશ્વાસ સહજ કરવો નહીં, છાની રતિ રમવી-મર્યાદા રાખવી, અભિમાન ન રાખવું, સમો-સાધુ થવું, ચંચળતા રાખવી), પુરુષનાં પોતાના છ (જુદ્ધમાં પરાક્રમ, પડતીમાં ધીરજ, ચડતીમાં ક્ષમા, ચાતુર્ય, વાચાળપણું, યશની ભૂખ).

**લોક** (ત્રણ)—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ. (સાત, ભૂર્લોક, ભૂવર્લોક સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક. (ચૌદ) ભૂર્લોક આદિ સાત ને સાત પાતાળ.

**વર્ણ** (ચાર)—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર.
**વસુ** (આઠ)—જુઓ ક૦ કો૦ પૃ૦ ૨૩૫.
**વાણી** (ચાર)—પરા, પશ્યંતિ, મધ્યમા, વૈખરી.
**વાયુ** (ત્રણ) શીત, મંદ, સુગંધ. (પાંચ)—ઉન્મત્ત, ત્રિદોષ, ધનુર, સંધિ, જ્ઞાનવાયુ.
**વાર** (સાત)—રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ.
**વિદ્યા** (ચૌદ)—ચાર વેદ, ૭ અંગ; મીમાંસા (પૂર્વ તથા ઉત્તર) ન્યાય (ગૌતમ તથા કણાદ); ધર્મશાસ્ત્ર; અઢારપુરાણ.
**વિવાહ** (આઠ)—બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, પૈશાચ.
**વિષય** (પાંચ)—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ.
**વીર** (ચાર)—વિદ્યાવીર, યુદ્ધવીર, દયાવીર, દાનવીર.
**વૃત્તિ** (ચાર)—કૈશિકી, ભારતી, સાત્વતી, આરભટી.
**વેદ** (ચાર)—ઋગ, યજુસ્, સામ, અથર્વ.
**વેદાંગ** (૭)—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરુક્ત.
**વ્યભિચારીભાવ** (તેતરીસ)—આલસ્ય, અસૂયા, હર્ષ, અમર્ષ, વિષાદ, ગર્વ, સ્મૃતિ, ધૃતિ, મતિ, સુપ્તિ, ગ્લાનિ, નિર્વેદ, શ્રમ, શંકા, નિદ્રા, વ્યાધિ, વિબોધ, વિતર્ક, વ્રીડા, આવેગ, મરણ, મોહ, મદ, ઉન્માદ, અવહિત્થ, અપસ્માર, ઉગ્રતા, ઔત્સુકય, ત્રાસ, દૈન્ય, ચિંતા, ચપલતા, જડતા.
**શકકર્તા** (ત્રણ થઇ ગયેલા)—યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન.
**શક્તિ** (પાંચ)—ક્રિયા, જ્ઞાન, ઇચ્છા, આદિ, પરા.
**શાસ્ત્ર** (૭)—ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, વેદાંત, સાંખ્ય, પાતંજલ.
**શૃંગાર** (બે)—સંયોગ, વિપ્રલંભ.
**સંખ્યા** (અઢાર)—એક, દશ, સો, હજાર, દશહજાર, લાખ, દશલાખ, કરોડ, દશ કરોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાપદ્મ, શંકુ, જલધિ, અંત્ય, મધ્ય, પરાર્દ્ધ.

**સમુદ્ર** (સાત)—ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, દધિમંડોદ, શુદ્ધોદ, ક્ષીરોદ.

**સંવત્સર** (સાઠ)—પ્રભવ, વિભવ, શુક્લ, પ્રમોદ, પ્રજાપતિ, અંગિર, શ્રીમુખ, ભાવ, યુવ, ધાતૃ, ઇશ્વર, બહુધાન્ય, પ્રમાથી, વિક્રમ, વૃષ, ચિત્રભાનુ, સુભાનુ, તારણ, પાર્થિવ, અવ્યય, સર્વજિત્, સર્વધારી, વિરોધી, વિકૃતિ, ખર, નન્દન, વિજય, જય, મન્મથ, દુર્મુખ, હેમલંબ, વિલંબ, વિકારી, શાર્વરી, પ્લવ, શુભકૃત, શોભન, ક્રોધી, વિશ્વાવસુ, પરાભવ, પ્લવંગ, કિલક, સૌમ્ય, સાધારણ, વિરોધકૃત, પરિધાવી, પ્રમાદી, આનંદ, રાક્ષસ, નલ, પિંગલ, કાલયુક્ત, સિદ્ધાર્થ, રૌદ્ર, દુર્મતિ, દુંદુભિ, રુધિરોદ્ગારી, રક્તાક્ષ, ક્રોધન, ક્ષય.

**સંસ્કાર** (સોળ)—ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, વિષ્ણુવલિ, સીમંતોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, સુર્યાવલોકન, અન્નપ્રાશન, ચૂડાકર્મ, ઉપનયન, મહાનામ્ય, સમાવર્તન, વિવાહ, સ્વર્ગારોહણ.

**સ્મૃતિ** (અડાર)—મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉસનસ્‌અંગિરા, યમ, આસ્તંબ, સમ્વર્ત, કાત્યાયની, શંખલિખિત, ગૌતમ, વશિષ્ટ, બૃહસ્પતિ, પરાશર, શાતાતપ, વ્યાસ, દક્ષ.

**સિદ્ધિ** (આઠ)—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ.

**સેનાંગ** (ચાર)—હસ્તિ, રથ, અશ્વ, પદાતિ.

**સ્થાયીભાવ** (આઠ)—રતિ, હાસ, શોક, ઉત્સાહ, ક્રોધ, ભય, નિર્વેદ, વિસ્મય.

**સ્થિતિ** (ત્રણ)—ઉત્પત્તિ, સ્થિતિ, લય.

**સ્વર** (સાત)—સા, રી, ગ, મ, પ, ધ, નિ-ષડ્‌જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાધ.

**હાવ** (સોળ)—કિલકિંચિત, વિભ્રમ, લલિત, હેલા, લીલા, હાવ, વિહૃતિ, કુટ્ટમિત, મદ, તપન, મોગ્ધ્ય, મોટ્ટાયિત, વિચ્છિત્તિ, વિચ્છોક, વિલાસ, વિચ્છેપક.

# પર્વોત્સવતિથ્યાવલી.



**કારતક**

સુદ ૧—વિક્રમ સંવતનું નવું વર્ષ. એ દિવસે વામને બળી-રાજાને પાતાળનું રાજ્ય આપ્યું ને એને રાજ્યાભિષેક થયો. કૃષ્ણે વૃંદાવનમાં ઇંદ્રયાગ થતો બંધ કરાવી ગોવર્ધન પૂજન કરાવ્યું. મળસ્કામાં સ્ત્રીયો અડગોદડગો કહાડે છે. લોક શકુનમાં **સબરસ** (લુણ) વેચાતું લે છે. ગોસાંઇજીનાં મંદિરમાં ગોક્રીડન અને અન્નકુટનો ઓચ્છવ થાય છે. એ દિવસે તૈલાભ્યંગ સ્નાન કરવું, શકુનને માટે દ્યૂત રમવો, દીપ મુકવા ઇ૦.

સુદ ૨—યમદ્વિતીયા. ભાવન–ભાઇબીજ. એ દિવસે યમુનાએ પોતાના ભાઇ યમને જમવા તેડયા હતા.

સુદ ૫—લાખેણી–સોભાગ પાંચેમ. અમાસે ન થયલું વહી પૂજન થાય છે. કારખાનાવાળા અણગોક કરી પોતાના કામનો આરંભ કરે છે.

સુદ ૯—અક્ષય નમવી–અખેનોમ. સત્યયુગનો જન્મ. કુષ્માંડદાન કરવું. આચારજીની બેઠકે અન્નકૂટ પુરાય છે.

સુદ ૧૧—પ્રબોધિનિ—દેવદીવાળી. વિષ્ણુ ઉઠે છે.

સુદ ૧૪—વૈકુંઠ ચતુર્દશી. એ દિવસે વિષ્ણુએ વૈકુંઠ નિર્માણ કર્યું. નારાયણબળિ સારવામાં આવે છે ને સ્ત્રીયો આમળાંના ઝાડ તળે બેસી અળોકડાં ખાય છે.

સુદ ૧૫—ત્રિપુરોત્સવ–શિવે ત્રિપુર અસુરને માર્યો તે નિમિત્તનો.

**માગસર**

સુદ ૧૫—બળદેવનો જન્મોત્સવ. દત્તાત્રેયનો જન્મ.

પોષ [કરવાનું મહાત્મ.

ઉત્તરાયન-મકરસંક્રાંત. તલદાન-ભક્ષણ-તર્પણ-હોમ

માઘ

સુદ ૫—વસન્તપંચમી. (કામદેવના મિત્ર વસંતનો જન્મ).

વદ ૧૪—મહારાત્રિ-મોટી શિવરાત્રી. દ્વાદશ જ્યોતિર્લિંગની ઉત્પત્તિ થઇ. દ્વાપરયુગનો જન્મ.

ફાગણ

સુદ ૧૫—હોળી. પદ્મપુરાણમાં લખ્યું છે કે ઢુંડા નામની રાક્ષસી જે શિવના વરદાનથી કોઇને પત કરતી નોતી તેનો વધ કરવાને વશિષ્ઠે એવી યુક્તિ કહાડી કે એક હોળી કરીને તેમાં તે રાક્ષસીની એક પ્રતિમાકરી બાળવી અને બળતાં લાકડા હાથમાં લઇને મોટા બંકાર કરવો અને છોકરાઓએ ભુંડા શબ્દો બોલી તેને ચિડવવી. એ પ્રમાણે થયાથી તે રાક્ષસીએ અકળાઇને પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. દંતકથા-કે હિરણ્યકસ્યપની બેન પ્રહ્લાદને ખોળામાં લઇ ચિતામાં બેઠી એવી ધારણાથી કે હું સતી છઉં તે નહીં બળું ને પ્રહ્લાદ બળી મરશે. પણ પછી પ્રહલાદ બળ્યો નોતો ને તેજ બળી મુઇ હતી.

વદ ૧—ધૂળપડવો.

ચૈતર

સુદ ૧—વર્ષ પ્રતિપદા-ગુઢી (ધજા) પડવો. કલ્પયુગવર્ષ માસદિનની જે પ્રથમ દિવસથી ગણના ચાલી તે દિવસ. રાવણને મારી રામચંદ્રે અયોધ્યામાં પ્રવેશ કર્યો ત દિવસ-જયોત્સવમાં નગરના લોકે પોતપોતાને આંગણે યશધ્વજ ઉભા કર્યા હતા. શાલિવાહનનું નવું વર્ષ. એ દિવસે અશોકની કળીયો ને લિમડો ખાવાનો ચાલ છે.

સુદ ૯—રામ નવમી. મધ્યાહ્નકાળે પુષ્ય નક્ષત્રમાં રામ જન્મ્યા.

સુદ ૧૫—હનુમાનનો જન્મ.

**વૈશાખ**

સુદ ૩—અક્ષય તૃતીયા—અખેતીજ. પરશુરામનો જન્મ. ત્રેતાયુગનો જન્મ. એ દિવસે પિતૃ નિમિત્ત બ્રાહ્મણોને માટલાં, પાણી, જવના લાડુ, વિંજણા, ફળ વગેરેનું દાન કરવામાં આવે છે. એ દિવસે ખેડુતો ખેડવાના આરંભ સંબંધી મુહૂર્ત પાળે છે.

સુદ ૧૪—નૃસિંહનો જન્મ—નરસહીં ચતુર્દશી.

**જેઠ**

સુદ ૧૦—ગંગાજીનો જન્મ. પડવાથી દસેમ સુધી નદિમાં [સ્નાન કરવું.

સુદ ૧૧—નિર્જલા—ભીમની અગિયારસ.

સુદ ૧૫—વડસાવિત્રી. સાવિત્રીની કથા જોવી.

**આશાડ**

સુદ ૧૧—મોટી અગિયારસ. વિષ્ણુ સુએ છે.

વદ ૩૦—દીવાસો.

**શ્રાવણ**

સુદ ૪—બોળચોથ.

સુદ ૫—નાગપંચમી. નાગનો જન્મ. કળિયુગનો જન્મ.

સુદ ૬—રાંધણછઠ.

સુદ ૭—શીળીસાતેમ.

સુદ ૯—નોળીનોમ.

સુદ ૧૨—પવિત્રાબારસ. તંતુપૂજનનો મહિમા.

સુદ ૧૪—ઋગ્શ્રાવણી.

સુદ ૧૫—આગળ યમદંષ્ટ્રા—શરદઋતુ વ્યાધિ ઉત્પન્ન કરનારી આવે છે માટે રક્ષાબંધન કરવું. એ બળેવને દિવસે વેપારિયો સમુદ્રપૂજન કરે છે ને પછી વ્હાણ ચાલતાં થાય છે. યજુ:શ્રાવણી.

વદ ૮—કૃષ્ણજન્માષ્ટમી—ગોકળઆઠેમ—મોહરાત્રી.

**ભાદરવો.**

સુદ ૩—ગર્ભસૌભાગ્યવ્રત–કેવડાતીજ.

સુદ ૪—ગણપતિચોથ–એકવાર સર્વ દેવતા પ્રદોષ સમયે શિવનાં દર્શન કરવા ચાલ્યા. ઘણી ભીડમાં ગણપતિ ઊંદર ઉપરથી પડી ગયા તે જોઇ ચંદ્ર હસ્યા. ગણપતિએ શ્રાપ દીધો, પણ પછી ચંદ્ર આવી પગે પડયા એટલે ગણપતિયે શ્રાપ વિમોચન કર્યો પણ એટલું રાખ્યું કે એ દિવસે કોઇ ચંદ્રનું મુખ ન જોય. કોઇ કેહે છે કે પાર્વતી ગણપતિ દેવનું પાર્થિવ પૂજન કરતાં ને એ સુદ ૪ થે તે મૃન્મય ગણપતિ સચેતન થયા ને એણે સિંધુ નામનો દૈત્ય જે દેવતાને પીડા કરતો તેને માર્યો. એ ઉપરથી એ ચતુર્થિનો મહિમા ચાલ્યો છે. [શ્રાવણી.

સુદ ૫—ઋષિપંચમી–રજસ્વલા સ્ત્રીની શુદ્ધિને માટે. સામ

સુદ ૮—દુર્વાષ્ટમી–દરો આઠેમ.

સુદ ૧૨—વામન દ્વાદશી–વામનનો જન્મ.

સુદ ૧૪—અનંત ચતુર્દશી–આણંદ ચૌદશ.

વદ પડવાથી તે અમાસ સુધી શ્રાદ્ધ પક્ષ–સરાધીયાં. નોમ તે ડોસીનોમ, બારસે સન્યાસીનાં શ્રાદ્ધ, તેરસે જગાતિયાં ને ચૌદસે શ્રાયા બુઝ્યા.

**આસો.**

સુદ ૧—કુંભ સ્થાપન; આજો પડવો.

સુદ ૮—માતાની.

સુદ ૧૦—વિજયાદશમી–દસેરા. એ દિવસે બુદ્ધાવતાર થયો. દેવીએ મહિષાસુરનો વધ કરી જય મેળવ્યો. રાવણ સાથે યુદ્ધ કરવા રામ કિષ્કિંધાથી નિકળ્યા. (ને જય મેળવ્યો). પાંડવે શમી ઉપરથી સસ્ત્ર પાછાં લીધાં. (ને જય મેળવ્યો). એ દિવસે રાજસ્થાનમાં સવારી નિકળે છે ને પાડા બક-

